: સંપાદક :

પ. પૂ. મુનિરાજશ્રી પદ્મસેનવિજયજી મહારાજ



કિંમત : પંદર રૂપિયા



: સૌજન્ય :

શ્રી ચોપાટી જૈન સંઘ જ્ઞાનખાતું, મુંબઈ-૭.



વિ. સં. ૨૦૪૨



મુદ્રક :

**નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ**

નોવેલ્ટી સીનેમા પાસે,

ઘીકાંટા રોડ, અમદાવાદ.

# પ્રકાશકીય

પ્રથમભાગના પ્રકાશન બાદ બહુ જ ટુંકા સમયમાં "મનના મિનારેથી મુક્તિના કિનારે' આ પુસ્તકના બીજા ભાગનું પ્રકાશન કરતા અમારા હૈયામાં આનંદ માતો નથી.

આર્દ્રકુમાર મહર્ષિનું ચરિત્ર જૈન આલમમાં સુપ્રસિદ્ધ છે અને અનેક શ્રદ્ધાળુ જૈનો વ્યાખ્યાનાદિમાં તે સાંભળતાં આવ્યા છે. એ જ રીતે પૂજ્યપાદ ગુરુદેવશ્રી મુખે ફરમાવાયેલા વ્યાખ્યાનોનું સુઘડ અવતરણ કરીને આ બે ભાગોમાં વાચકો સમક્ષ એક ઉત્તમ રસથાળ રજુ કર્યો છે. દિવ્યદર્શનના બીજા પ્રકાશિત ગ્રંથરત્નોની જેમ આ પુસ્તકને પણ શ્રદ્ધાળુ વાચકો અંતરના ઉમંગથી વધાવી લેશે એવો અતૂટ વિશ્વાસ છે.

દિવ્યદર્શન ટ્રસ્ટ તરફથી પ્રકાશિત થયેલા અનેક તાત્વિક સાત્વિક મર્મસ્પર્શી જૈન શાસ્ત્રાનુસારી ગ્રંથોને ઊંડાણથી વાંચનારા અનેક મહાનુભાવો તરફથી અમારા ઉપર તરેહ તરેહના અભિનંદન–પુષ્પોની વર્ષા થઈ રહી છે અને તેઓ વારંવાર પૂછાવે છે કે તમારા ટ્રસ્ટ તરફથી નવા પુસ્તકો ક્યારે બહાર પડવાના છે તે તરત જણાવો, અમે રાહ જોઈ બેઠા છીએ....વગેરે. આ બધા અભિનંદનના સાચા અધિકારી ખરેખર અમે નહિ, પરંતુ આ પુસ્તકો પ્રકાશિત કરવા પાછળ અનેક જાતનો સહકાર આપનાર દા. ત. આર્દ્રકુમાર મહર્ષિની યશોગાથા ગાનાર અને પછી આ પુસ્તકનું આલેખન

કરનારા પૂજ્યપાદ વર્ધમાનતપોનિધિ એકાન્તવાદતિમિર-તરણી પ. પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજ તથા મુદ્ર સંશોધનાદિ સંપાદન કરી આપનારા પૂ. મુનિરાજો તથા પુસ્તક પ્રકાશન માટે આર્થિક સહકાર આપનાર જૈન સંઘો-તેમના જ્ઞાનખાતા તથા બીજા અનેક સદ્ગૃહસ્થો જે અભિનંદનના સાચા અધિકારી છે.

આ પુસ્તક પ. પૂ. મુનિરાજશ્રી પદ્મસેનવિજયજી મહારાજે સંપાદન કરી આપ્યું છે અને શ્રી ચોપાટી જૈન સંઘ જ્ઞાનખાતામાંથી પ્રાથમિક આર્થિક સહકાર આપેલ છે તેમનો અમે અત્યંત આભાર માનીએ છીએ.

આ પુસ્તકના પ્રથમ અને આ બીજા ભાગના વાંચન દ્વારા સૌ કોઈ કદાગ્રહથી મુક્ત બને એ જ શાસનદેવને પ્રાર્થના.

લિ.

દિવ્યદર્શન ટ્રસ્ટના ટ્રસ્ટીઓ
કુમારપાળ વિ. શાહ વગેરે



# વિષયાનુક્રમ

# ધર્મ તારી અજબ કહાની

(૧) નવો નવો રાજ વૈભવ, ચક્રવર્તી વૈભવ, ઈન્દ્ર વૈભવ તથા નરભવ ધર્મ આપે છે. ઘણું બોલવાથી શું ? થોડા જ દિવસોમાં આ ધર્મ પરમ તીર્થંકરપણાની લક્ષ્મી પ્રદાન કરે છે.

(૨) જેઓ લજ્જાથી, ભયથી, વિતર્કવિધિથી, મત્સરથી, સ્નેહથી, લોભથી, હઠથી, અભિમાનથી, વિનયથી, શૃંગારથી, કીર્તિ વગેરે હેતુથી, દુઃખથી, કૌતુકથી, વિસ્મયથી, વ્યવહારથી, ભાવથી કે કુલાચારથી, વૈરાગ્યથી નિર્મલ (કેવલિભાષિત) ધર્મને સેવે છે તેઓને અમાપફલ પ્રાપ્ત થાય છે.

(૩) જાણકારો કહે છે કે સારું રાજ્ય, સમ્પત્તિઓ, ભોગો, સત્કુલમાં જન્મ, રૂપાળાપણું, પંડિતાઈ, દીર્ઘાયુષ્ય, આરોગ્ય આ બધા ધર્મનાં ફળો છે.

(૪) આ લોક અને પરલોકમાં ધર્મરૂપી પાથેયથી નરેન્દ્ર–દેવેન્દ્ર – જ્યોતિષ્કેન્દ્ર – ભવનપતીન્દ્રનું સુખ તથા રોજરોજ ચન્દ્ર જેવો નિર્મલયશ અને પૂજાદિ પ્રાપ્ત થાય છે. જ્યારે પાપથી જ નરકાદિ દુર્ગતિ જન્ય અસહ્ય દુઃખ, નિન્દા અને અપકીર્તિ વગેરે થાય છે માટે હે બન્ધુ ! જે તને ઈષ્ટ હોય તે ગ્રહણ કર.

(૫) જીવન સંધ્યાના રંગો જેવું, પાણીના પરપોટા જેવું છે, જલબિંદુ જેવું ચંચળ છે, યૌવન નદીના વેગ જેવું છે. તો હે પાપી જીવ ! કેમ તું બૂઝતો ( સમજતો ) નથી ?

(૬) આ માયારૂપી રાત્રિ મોહના તોફાનોથી ગાઢ અંધકારમય બની છે. માટે હે લોકો ! જ્ઞાનનો પ્રકાશ કરીને તમે સફાળા જાગી જાઓ. ( જાણી લો કે ) આ કાળરૂપી ચોર ન દેખાય એ રીતે જીવોનું જીવનધન ચોરવા માટે જગતમાં ઘેર ઘેર આંટા મારી રહ્યો છે.

(–આર્દ્રકુમાર ચરિત્ર)

卐

# મનના મિનારેથી મુક્તિના કિનારે

# (આર્દ્રકુમાર) ભાગ-૨

આર્દ્રકુમારનો પૂર્વ અધિકાર :-

[ આર્દ્રકુમાર અનાર્યદેશના રાજાના પુત્ર હતા. પિતાએ આર્ય દેશમાં શ્રેણિક રાજાને ભેટ મોકલી. સાથે આર્દ્રકુમારેય શ્રેણિકના પુત્ર અભયકુમારને ભેટ મોકલી. એટલે અભયકુમારે વળતા રત્નની જિનપ્રતિમા ભેટ મોકલી ! એને ખાનગીમાં જોતા આર્દ્રકુમારને ઉહાપોહ થયો કે આવુ મે ક્યાંક જોયું છે ! એમાં એને પૂર્વજન્મનું સ્મરણ થયુ. જેમાં જોયું કે,

"પોતે સામયિક નામે શ્રાવક હતા; પત્ની બંધુમતી હતી. એકવાર એ અત્યંત બિમાર પડી વૈદ્યોએ આશા છોડી દીધી. ત્યારે પતિસામયિકે સંકલ્પ કર્યો કે 'જો આ સાજી થઈ જાય તો મારે ચારિત્ર લેવું.' ચારિત્રના નિર્ણયના પ્રભાવે બંધુમતીને વળતા પાણી થઈ ગયા ! સામયિકે ચારિત્ર લીધું. એની પાછળ બંધુમતી પણ દીક્ષા લઈ સાધ્વી બની. વિહાર કરતાં એકવાર કોઈક ગામમા ગુરુ ગુરુણી સાથે ભેગા થઈ ગયા. સામયિક મુનિને બંધુમતી પરનો પૂર્વનો અત્યંત પ્રેમ યાદ આવ્યો. એમાં એ દૂબળા પડતા ગયા. બંધુમતીએ પૂછતાં અત્યંત રાગનું કારણ જાણી પોતે અનશન કર્યું અને એમાં એ કાળ કરી જતા, સામયિક મુનિને અત્યંત પશ્ચાત્તાપ થયો; અને એ ક્રમશઃ કાળ કરીને એટલી રાગની ભૂલના કારણે અનાર્ય દેશમાં રાજપુત્ર આર્દ્રકુમાર તરીકે જન્મ્યા," ....આ બધું યાદ આવ્યું એટલે,

આર્દ્રકુમારને તીવ્ર વૈરાગ્ય થયો. એ આર્યદેશમાં જવા માટે પિતાની આજ્ઞા માગતાં, પિતાએ ના પાડી તેથી ઉદ્વિગ્ન રહેતા. પિતાએ 'આ ખાનગીમાં આર્યદેશમાં ભાગી ન જાય' એ માટે ૫૦૦ સુભટોને ચોકી કરવા સેવામાં મૂક્યા. આર્દ્રકુમાર એમને અવર નવર ભેટો આપતા, તથા રોજ ઘોડેસ્વારી કરવા જતાં પોતે આગળ નીકળી જાય અને પાછા આવે. એમ કરી સુભટોને વિશ્વાસમાં લીધા. પછી એકવાર સમુદ્રતટે વહાણ તૈયાર રખાવી પોતે ઘોડેસ્વારીમાં સીધા ત્યાં પહોંચી જઈ તરત જ વહાણમાં પલાયન થઈ ગયા! આર્યદેશમાં ઊતર્યા.

એમને લક્ષ્મીપુર નગરમાં પુણ્યનંદન આચાર્ય મહારાજની વૈરાગ્યભરી દેશના સાંભળવા મળી. 'લજ્જાથી ભયથી વગેરે કોઈ પણ કારણે શુદ્ધ ધર્મ કરે એનું અમાપ ફળ મળે.' એવું સાંભળવા મળ્યું; એટલે પોતે તરત જ ચારિત્ર લેવા તૈયાર થાય છે. ત્યાં દેવીએ 'હજી તમારે ભોગાવલિ કર્મ બાકી છે માટે હમણાં ચારિત્ર ન લો, નહિતર ચારિત્રમાંથી પતિત થશો'—એમ કહેવા છતાં ઉત્કટ વૈરાગ્યને લીધે પોતે ચારિત્ર લઈ ખૂબ ત્યાગ—સંયમ—તપસ્યા આદરતા ગયા. એમાં પૂર્વભવની પત્ની બંધુમતી, જે અહીંયા એક નગરમાં શ્રેષ્ઠી—પુત્રી શ્રીમતી નામે થયેલી, તે સહિયરો સાથે ગામ બહાર મોટા દેવળમાં રમત રમવા ગઈ. એ પૂર્વે ત્યાં આર્દ્રકુમારમુનિ આવીને ધ્યાનમાં ઊભેલા છે. હવે આગળ અહીંથી વાંચો. ]

---

## (૨૧) ધર્મના ૮ ફળ :

### ૧. સુરાજ્ય ૨. સંપત્તિ
### ૩. સુખભોગ

આર્દ્રકુમાર મહર્ષિ કઠોર સંયમસાધના કરતાં કરતાં વસંતપુર નગર પાસેના ઉદ્યાનમાં આવ્યા છે, ને ત્યાં એક મોટા દેવળમા પ્રતિમા–ધ્યાને રહ્યા છે.

એ વખતે નગરની છોકરીઓ ત્યાં જ દેવળમાં પાણિ-ગ્રહણની રમત રમવા આવી. નક્કી કર્યું કે 'એકેક છોકરી આ દેવળના એકેક થાંભલાને પતિ તરીકે પસંદ કરી લે.' ટપોટપ એકેકીએ એકેક થાંભલાને પસંદ કરી લીધો, અને કહે 'આ મારા પતિ.' પરંતુ એમાં બધાય થાંભલા પકડાઈ ગયા, તેથી નગરના એક શ્રીમંતની પુત્રી આ શ્રીમતીને થાંભલો મળ્યો નહિ, તેથી 'બધાની વચ્ચે હાંસીપાત્ર ન થાઉં' એટલા માટે એ આર્દ્રકુમાર મહર્ષિના ચરણ પકડી કહે છે,–'હું આ ભટ્ટારકને વરી,' અને પોતાનું ગૌરવ કરવા લાગી કે 'તમે બધીઓએ તો જડ થાભલાને પતિ કર્યો, પણ મેં તો જીવતા જાગતા પુરુષને પતિ કર્યો!'

જે વખતે એ 'હું આ ભટ્ટારકને વરી' એમ બોલી, એ વખતે આકાશવાણી થઈ કે 'તેં સારો વર્યો! સારો વર્યો!' આકાશમાંથી ત્યાં ગર્જના સાથે રત્નોની યા સાડા બાર ક્રોડ સોનૈયાની વૃષ્ટિ થઈ. ભરતેશ્વર–વૃત્તિમાં રત્નોની વૃષ્ટિ અને સૂયગડાંગસૂત્રની ટીકામાં સોનૈયાની વૃષ્ટિ લખી છે.

**શ્રીમતીનો પૂર્વભવ :–**

શ્રીમતીને આમ કેમ કેમ બન્યું? એનું કારણ એ હતુ. કે પૂર્વ ભવે આર્દ્રકુમારના પૂર્વભવના જીવ શ્રાવક

સામયિકની એ પત્ની બન્ધુમતી હતી. ત્યાં બંધુમતીએ ચારિત્ર લઈ પતિમુનિના પોતાના પર પ્રગટેલા રાગને નિવારવા માટે અનશન કરેલ ! એના યોગે મરીને એ દેવ થઈને અહીં ધનાઢ્ય શેઠને ત્યાં પુત્રી શ્રીમતી તરીકે જન્મી હતી. જનમતાં પિતાએ મોટો ઉત્સવ ઊજવેલો, અને પછી તો એને શિક્ષણ અપાતાં એ ધર્મ-કર્મ ને સર્વ કળામાં પ્રવીણ બનેલી. તે અહીં ક્રીડાર્થે આવેલી, ને બીજી કન્યાઓએ વર તરીકે થાંભલા પકડ્યા ત્યારે આણે આર્દ્રકુમાર મુનિના પગ પકડ્યા !' એના ભાગ્યયોગે આકાશમાંથી રત્નોની વૃષ્ટિ થઈ ! વૃષ્ટિ એટલે શું ૨૫-૫૦ રત્નો ? ના, રત્નોનો ઢગલે ઢગલો થાય એટલી વૃષ્ટિ ! ધર્મનો મહાન પ્રતાપ છે. જ્ઞાની કહે છે,-

सुराज्यं संपदो भोगाः, कुले जन्म सुरूपता ।
पाण्डित्यमायुरारोग्यं, धर्मस्यैतत्फलं विदुः ॥

## (૧) સુરાજ્ય એ ધર્મનું ફળ

જ્ઞાનીઓ કહે છે, જગતમાં જુઓ,-કોઈ કોઈને મોટું રાજ્યપાટ મળે છે, તે પણ સારું રાજ્યપાટ મળે છે, તે ધર્મનું ફળ છે. પૂર્વ જન્મમાં ધર્મ કર્યો હોય તો આવું સુરાજ્ય મળે છે. 'સુરાજ્ય' એટલે જેમાં મોટા મંત્રીથી માંડી નીચેનીચેના અમલદારો સિપાઈઓ અને હવાલદાર ચોકિયાત સુધીના માણસો પ્રામાણિક અને રાજાને વફાદાર હોય, લાંચ-રુશ્વત ખાનારા ન હોય, તેમજ પ્રજા પ્રત્યે પણ દયાળુ મમતાળુ હોય. ત્યારે પ્રજા પણ સંતો-સાધુઓના ઉપદેશથી સરળ સદાચારી અને પરોપકારી હોય; અનીતિ અન્યાયથી દૂર રહેનારી હોય, ને પાપભીરુ હોય. સુરાજ્યમાં ચોર-ડાકુ-જુગારી-મવાલી વગેરે ન હોય, સુરાજ્ય એટલે

સારો સુકાળ અને રામરાજ્ય. ઘરનાં બારણાં ઊઘાડા રાખીને સૂઓ, કોઈ ચિંતા નહિ. સ્ત્રીઓ શીલચુસ્ત અને મર્યાદા-સંપન્ન હોય. આવુ રાજ્ય ધર્મના પ્રભાવે મળે.

જીવનમાં ધર્મની વાત કશી જ નહિ અને પાપભર્યું જીવન હોય, તે ઠેઠ જીવનના અંતકાળ સુધી! એને કાંઇ બીજા ભવે ચાલુ ય રાજ્યપાટ મળે નહિ, તો સુરાજ્ય મળવાની વાત તો ક્યાંય દૂર છે! સુરાજ્ય મળે એ ધર્મનું ફળ.

## (૨) સંપત્તિ એ ધર્મનું ફળ

એમ સંપત્તિઓ મળે, ધન માલ પરિવાર મળે, એ પણ પૂર્વે ધર્મ આચર્યાનું ફળ છે. ભગવાનને ભજ્યા, સાધુ-સેવા કરી, સત્સંગ કર્યા, જીવોની દયા પાળી, દાન-પરોપકાર કર્યા, વ્રત-નિયમ આચર્યા, ત્યાગ-તપસ્યા આરાધી, શક્તિ હતી તો ધર્મની જાહોજલાલી કરી,–એ બધા ધર્મના ફળમાં ભવાંતરે સંપત્તિઓના ઢેર મળે છે!

**એના દાખલા ઘણા :–**

શાલિભદ્ર શી રીતે દેવતાઇ સંપત્તિ પામનારા બનેલા? કહો, પૂર્વે ગરીબ સ્થિતિમા મુનિને થાળી ખીરનું બહુ ઊંચા ભાવથી દાન કરેલુ, અને તે પણ દાનધર્મ અને દાન લેનાર ગુરુ, એ બંનેને હૈયામાં એવા વસાવ્યા અને મર્યો ત્યાસુધી બન્નેની એવી પેટ ભરીને અનુમોદના કરતો રહ્યો!–'અહો! અહો! કેવાક ઉપકારી ગુરુ! અને કેવુ ક આ દાન!' કે ત્યા દાન કર્યા પછીથી ફરીથી ખાવા મળેલી ખીરનો કશો આનંદ નહિ! તેમજ એજ રાતે પેટમાં શૂળ છતા દરદની કશી દીનતા નહિ! કે 'હાય! મને કેટલું બધું દુખે છે!' યાવત્ ત્યાં રાત્રે જ અંતકાળની જોરદાર પીડા આવી છતાં, કશો એનો 'અરેરે!

અરેરે !' એવો અરેકારો નહિ! તેમ શૂળ અને અંત વખતે ય સગી વહાલસોયી માતાને યાદ કરવાની વાત નહિ! પછી એની આગળ 'મને બહુ દુખે' એવાં રોદણાં રોવાની તો વાતે ય શાની હોય?

**મન પર દાનધર્મનો રંગ અને ગુરુપ્રેમ કેવાં છવાઇ ગયા હશે કે એ જ રાત્રે શૂળનું જાલિમ દરદ અને પ્યારી માતા બધું જ ભુલાઈ ગયું!**

વિચારો, દિલમા દેવ–ગુરુ પર આપણો પ્રેમ કેવોક? અને ધર્મનો રંગ કેવોક? કાં ધર્મનો સંતોષ વાળીને ફરીએ છીએ! કાં ધર્મ કર્યાનો ઠસ્સો–અભિમાન રાખવા જઇએ છીએ! એની સામે આ એક અતિ ગરીબ મજુરણ બાઇના ગમાર છોકરાનો ગુરુપ્રેમ, અને એકજવાર કરવા મળેલા દાનધર્મનો ઊછળતો આનંદ જોવા જેવો છે.

દેવ–ગુરુ પર પ્રેમનું પારખું :–

'અમને દેવ–ગુરુ ગમે છે, અમને દેવ–ગુરુ પર પ્રેમ છે,'–એવો દાવો રાખવા પહેલા જોવા જેવું છે કે દેવ–ગુરુ પરના એ પ્રેમ, અને પોતાના ધન–માલ–પરિવારના અને પોતાની કાયા પરના પ્રેમ, બંને વચ્ચે અંતર કેટલું?

(૧) કોની આગળ કોને વીસરી જઇએ?

દેવાધિદેવ અને ગુરુ આગળ કાયા–કંચન–કુટુંબ વિસરાઈ જાય? કે

આ કાયા વગેરે આગળ દેવ–ગુરુ વિસરાઈ જાય?

(૨) બન્ને પ્રેમમા ચઢિયાતો પ્રેમ કયો?

(૩) કોની ખાતર કોને જતા કરીએ? કોની ખાતર કોનો ભોગ આપીએ?

દેવ–ગુરુ ખાતર પૈસા વેરી નાખીએ? ને તન તોડી નાખીએ? કે તન–ધન ખાતર દેવ–ગુરુને બાજુએ મૂકીએ?

(૪) કોણ કોના માટે? તન–ધન એ દેવગુરુ માટે? કે દેવ–ગુરુ એ તન–ધનના સુખ માટે?

(૫) કોની ખાતર કોનો ઉપયોગ કરીએ?

**શંખેશ્વર દાદા ખાતર ધનનો ઉપયોગ? કે ધન ખાતર શંખેશ્વર દાદાનો ઉપયોગ?**

આ બધું બહુ વિચારવા જેવું છે. સુખ આટા જેટલું જોઈએ છે, અને ધર્મ આટામાં લૂણ જેટલો કરવો છે! અને તે પણ હોંશ–ઉલ્લાસ અને હરખ–હરખ વિના ધર્મ કરવો છે! ત્યાં પ્રેમ ધર્મનો વધે? કે કાયા–કંચન–કુટુંબનો પ્રેમ વધે?

**સનત્કુમારની પૂર્વભવે ધર્મસાધના :–**

ધર્મનું ફળ સંપત્તિ છે. સનત્કુમાર ચક્રવર્તીએ પૂર્વ ભવે શ્રાવકપણે ચુસ્ત સમ્યક્ત્વની આરાધના કરેલી, અને મોકો આવ્યો તો પીઠમાં લાલચોળ સોળ ઉપસેલા એવા ખુલ્લા બદને જંગલમાં ચોવિહારા ઉપવાસે સતત કાયોત્સર્ગ ધ્યાને ખડાખડા રહેલા! અને એમાં એ સોળ પાકવાની પીડા! દહાડે પંખેડા ચાંચોથી એમાંથી માંસના લબરકા ચૂંટતા જાય એની કારમી પીડા! અને રાતનાં ઊડતા હજારો જીવજંતુ ચટકા મારે એની કારમી પીડા! એ બધા ઉગ્ર પરીસહ સહવાનો ધર્મ, અને અનશન–તપ તથા ધ્યાનનો કરેલો ધર્મ, એના ફળમાં પછીના ભવે ઈન્દ્રપણાની સમૃદ્ધિ! અને તે પછીના ભવે સનત્કુમાર ચક્રવર્તીની ૭ ખંડ, ૧૪ રત્ન, ૯ નિધાનની સંપત્તિ પામ્યા! સંપત્તિ એ ધર્મનું ફળ છે.

**નંદન રાજર્ષિ :–**

ત્રિભુવન–ગુરુ મહાવીર પરમાત્મા, તીર્થંકરપણાની સંપત્તિ શી રીતે પામેલા? પૂર્વભવે નંદનરાજર્ષિએ રાજવી

શરીરે સંયમસાધના સાથે એક લાખ વરસ સુધી માસખમણને પારણે માસખમણ, એમ કુલ ૧૧ લાખ ૮૦ હજાર માસખમણ સાથે વીસસ્થાનકની આરાધના કરેલી! એથી તીર્થંકરપણાની સમૃદ્ધિ પામ્યા હતા. સંપત્તિ એ ધર્મનું ફળ છે.

કાર્તિક શેઠ :–

કાર્તિક શેઠ સમકિતધારી, રાજાના આગ્રહથી એના માથે એક મિથ્યાદૃષ્ટિ તાપસને પીરસવાનું આવ્યું! તો એટલા માત્રથી એ વૈરાગ્ય પામી ગયા! ગૃહસ્થપણે શ્રાવકના દ્વાદશ વ્રત, ત્યાગ, તપસ્યા, જિનભક્તિ, સાધુસેવા, ઉપરાંત શ્રાવકની ૧૧ પડિમાનું વહન સો વાર કરેલું! આવા ઊંચી કોટિના ધર્મ કરનારા છતાં એથી સંતોષ ન થયો તે મિથ્યા ગુરુના સન્માન કરવા પડયાના દુઃખથી સીધો ચારિત્રધર્મ સાધવા નીકળી પડ્યા! ઉચ્ચ કોટિના અહિંસા–સંયમ–તપ અને શાસ્ત્ર–સ્વાધ્યાયધર્મની સાધના કરી, તો અત્યારે સૌધર્મ દેવલોકના ઈન્દ્રપણાની સંપત્તિ ભોગવી રહ્યા છે! સંપત્તિ એ ધર્મનું ફળ છે.

સુદર્શન શેઠનો પૂર્વભવ :–

સુદર્શન શેઠ પૂર્વ ભવમાં ઢોરા ચારનારા નોકર! એણે ઊંઘ સિવાય સતત માત્ર 'નમો અરિહંતાણં 'પદની એકધારી રટણાનો ધર્મ સાધેલો. તે ઠેઠ નદીમાં તરી જવા ઊંચેથી ઝંપો મારતાં પેટમાં લાકડાનો ખૂંટો પેટ ફાડીને અંદર પેસી જવા છતા, મોત આવ્યુ ત્યાંસુધી, 'નમો અરિહંતાણં 'ની રટણાનો ધર્મ ચાલુ રાખ્યો! તો મરીને પોતાના જ સમૃદ્ધ શ્રીમંત અર્હદ્દાસ શેઠના લાડિલા દીકરા સુદર્શન તરીકે જન્મી અપાર સંપત્તિ પામ્યા! અને એજ ભવમાં ભારે કસોટીમાં

રાજાની રાણી અભયા સામે ય પૂર્ણ બ્રહ્મચર્ય જાળવી રાખ્યું ! શૂળિએ ચડવાની સજાની સામે રાણી પર દયા–અહિંસા–ધર્મ બરાબર જાળવી રાખ્યો ! અને શૂળિનું સિંહાસન થઈ જવા સુધીના દેવતાઈ માન–સન્માન મળવા છતાં ત્યાગમય ચારિત્રમાર્ગે ચડી જઈ પૂર્ણ દર્શન-જ્ઞાન–ચારિત્રધર્મની સાધના કરી ! તો મોક્ષ સંપત્તિ પામ્યા ! સંપત્તિ એ ધર્મનું ફળ છે.

## (૩) સુખભોગ એ ધર્મનું ફળ : ધન્નો :–

જ્ઞાનીઓ કહે છે, સુરાજ્ય અને સંપત્તિની જેમ મન–ગમતા ઊંચી કોટિના સુખભોગ પણ ધર્મનું ફળ છે. કાકંદીનો ધન્યકુમાર ૩૨ ક્રોડ સોનૈયાનો માલિક બની ૩૨ દેવાંગનાશી પત્નીઓ સાથે દોગુંદક દેવતાની જેમ રંગરાગ ભોગ ભોગવતો ! તે પૂર્વ જન્મે વિશુદ્ધ કોટિના ધર્મની આરાધના કર્યાનું ફળ હતું. એ ધર્મ વિશુદ્ધ કોટિનો એટલે કોઈપણ જાતના દુન્યવી પદાર્થની લેશમાત્ર આશંસા વિનાનો ! અને વધતા જતા સંવેગ–વૈરાગ્યના શુભ ભાવથી આરાધેલો ! એટલે જ પ્રબર પુણ્યાનુબંધી પુણ્યના યોગે અહીં યુવાવસ્થામાં જ સંસાર ત્યાગ કરી ચારિત્રમાર્ગ અપનાવી લીધેલો ! અને એમાંય દીક્ષાદિવસે જ છઠ્ઠ છઠ્ઠના પારણે આબેલનો તપ જીવનભર કરવાનો અભિગ્રહ કરી લીધેલો ! તે આઠ માસ એમ કરી, હવે જીવનભરનું અનશન લઈ લીધું ! નવમો માસ માસખમણમાં વીતાવી કાળ કરી અનુત્તર વિમાનની સર્વોચ્ચ કોટિની શાતાના ભોગી બન્યા ! સુખભોગ એ ધર્મનું ફળ.

### વસુદેવનું સૌભાગ્ય :–

કૃષ્ણ વાસુદેવના પિતા વસુદેવ હજી રાજા નથી બન્યા તે પૂર્વે કુમારઅવસ્થામાં એવા સૌભાગ્યવંતા કે એ જ્યા

બહાર નીકળે ત્યાં નગરની યુવાન બાઇઓ ઘરકામ પડતાં મૂકી એમને જોવા દોડતી ! અને જોઇ જોઇને એવી રાજીની રેડ થઈ જતી કે જોઇ લીધા પછી પણ ત્યાંથી ખસતી નહોતી, ને વસુદેવને ટગર ટગર જોયા જ કરે ! કેટલીક વળી પૂંઠે પૂંઠે જોવા જાય ! રૂપરૂપના અંબારસમી પણ યુવાન કુમારીઓ અને પરણેલીઓ જ્યાં ચાહીને વસુદેવને ટગર ટગર જોવાનું કરે ત્યારે વસુદેવ જો એમની ઉપર પોતે નજર નાખે, તો તો એ સ્ત્રીઓ કેટલી ફાલી-ફૂલે ? અને કેવા આંખના લહેકા લગાવે ? કેવો રાગ વરસાવે ? આ સૌભાગ્ય શાનું ફળ ? પૂર્વના નંદીષેણના ભવે ચારિત્ર, તપ અને વૈયાવચ્ચના મહાન ધર્મની સાધના કરી હતી એનું આ ફળ હતુ. ખૂબી કેવી થઇ એ જુઓ,–

## નંદીષેણની ધર્મ-સાધના : —

વસુદેવ પૂર્વ ભવે નંદીષેણ એક વણિક્પુત્ર, તે રૂપે કૂબડા જેવો ! કમભાગ્યે નાની ઉંમરમાં માતા-પિતા મરી ગયા, અને ધન-માલ સગા-સ્નેહી લૂંટી ગયા ! તે બિચારો નંદીષેણ ભિખારી જેવો બની ગયેલો. એ ભટકતો મોસાળના ગામ ગયો, સુખી મામાએ આશરો તો આપ્યો, પણ ઘરનાં કામ કરતા નોકર જેવી સ્થિતિમાં રાખીને આશરો આપ્યો. ખેર, નોકરી-સેવા મામા-મામીની અને એમની સાત દીકરીઓની એ સારી બજાવે છે, એથી મામાએ એને લાગણીથી આશ્વાસન આપ્યું કે 'એક દીકરી તને પરણાવીશ.'

હવે સૌથી મોટી દીકરી ઉંમરમાં આવી ત્યારે એને કહે 'જો બેન ! બીજે પરણીશ તો અમારાથી છૂટા પડવું

પડશે. એના બદલે આ તારી ફોઈના દીકરા નંદીષેણ સાથે તને પરણાવી દઉં, તો એની સાથે તું પણ જીવનભર આપણે ત્યાં જ રહી શકશે.'

ત્યારે પેલી કહે, 'આ શી વાત કરો છો? હું આ કૂબડાને પરણું? જીવનભર કુંવારી રાખશો તો રહીશ, પણ આ કૂબડાને હરગીજ નહિ પરણું.' પતી ગયું, બાપે ઘણી ય સમજાવી, પરંતુ નિષ્ફળ. અંતે બાપે એને બીજે પરણાવી. પછીથી બીજી કન્યાનો વારો આવ્યો. બાપે એને એ પ્રમાણે સમજાવી, એ પણ નંદીષેણને પરણવા તૈયાર નથી. એ રીતે સાતે સાત કન્યાઓએ ધસીને ના પાડી દીધી. બધી ય બીજે પરણી ગઈ.

**નંદીષેણ આપઘાત માટે જાય છે :–**

નંદીષેણ તો બિચારો કન્યાઓને પણ તૂટી મરીને સેવા આપતો હતો, અને તેથી મામાએ આશ્વાસન આપેલુ કે 'સાતમાથી એક કન્યા તને પરણાવીશ,' અને એટલે જ બાપે એકેએક દીકરીને સમજાવવા સારો પ્રયત્ન પણ કરેલો, કિન્તુ એકેય જ્યારે કબૂલ ન થઇ ત્યારે નદીષેણ મહાનિરાશ થઈ ગયો, ખાસ તો એ વાત પર કે બધીઓએ 'આ કૂબડો... આ કૂબડો' એમ કરીને તુચ્છકારેલો. એને જીવવા પર કંટાળો આવી ગયો કે 'હાય! આ એક, પછી બીજી, પછી ત્રીજી, એમ બધીઓ મને કૂબડો કૂબડો કરીને કોડીનો ગણે છે? તે પણ જ્યારે મે એ દરેકની સારી સેવા કરી છે, તો ય જાણે હુ ફૂટી કોડીનો તે મને એના બાપની આગળ તુચ્છકારે? તો હવે મારે આ બે–બદામની કિંમતની છોકરીઓ તરફથી અપમાનભરી સ્થિતિમા જીવવું નકામું; આપઘાત જ સારો.'

ધર્મસત્તા શું કહે છે ? :–

આ જીવને ખબર નથી કે " ધર્મસત્તા તારણહાર છે. એ રાંક જીવને કહે છે કે 'તું આમ મારો આશરો લીધા વિના જિંદગી પતાવી દેવા શું ઈચ્છે? મારો આશ્રય લે, તો કર્મસત્તા પૂર્વના તારા બધા અનિષ્ટનું સાટું વાળી આપી તારા એવા ઇષ્ટ તારી આગળ રજુ કરશે કે તારી કલ્પનામા ન આવે કે આ શી રીતે બની આવ્યું !" ધર્મસત્તાનો આ પ્રભાવ છે, પણ મોહમૂઢ રાંક જીવને આ સૂઝતું જ નથી, તે આવા અકાળે આપઘાત કરવા સુધીના ફાંફા મારે છે!

નદીષેણ ચાલ્યો આપઘાત કરવા! પણ ભાગ્યયોગે વચમા મુનિ મળી ગયા. એની વાત જાણીને મુનિ કહે છે,–

મુનિનો ભવ્ય ઉપદેશ :–

"ભાગ્યવાન્! આ મોંઘેરી માનવજિંદગી તો સુકૃતો ભરવાનું કિંમતી ભાજન છે. એમાં સુકૃતો ભર્યા વિના એને આમ કંઈ કોઈના વાંકે ખોઈ નખાય?

"મામાની બધી દીકરીઓએ તારુ અપમાન કર્યું એ એમનો વાંક; પરંતુ તું તારી માલિકીના ઊંચા માનવ–જનમરૂપી સોનાના ભાજનને શા સારુ એમા સુકૃત રત્નો ભર્યા વિના ફોડી નાખે? શુ તને ખબર નથી કે

પરભવે ઓથ મળે તે અહીંના સુકૃતો પર.

હજી તું જીવતો છે ત્યાંસુધી તારે તારા હાથમાં રહેલ માનવજિંદગીનો કેવો ઉચ્ચ સદુપયોગ કરવો, એ બાબતમાં તું સ્વતંત્ર છે. જનમ એળે ગુમાવ્યા પછી તું કર્મને પરતંત્ર બની જઇશ.'

કે 'જીવનભર છઠ્ઠના પારણે છઠ્ઠ કરવા, સાધુ–વૈયાવચ્ચ કરવી. પારણાનો અવસર હોય અને ત્યાં વૈયાવચ્ચની તક આવી મળે, તો પારણું પછી, અને સેવા–વૈયાવચ્ચ પહેલાં કરવી.'

એણે સંસારત્યાગ કરી ચારિત્ર લીધું. સંયમ–તપ–સાધુ-સેવાનું જીવન ચાલુ થઇ ગયું. અવસરે છઠ્ઠનું પારણું ય ઊભું રાખે છે, પણ સાધુ–સેવા પહેલી ઉપાડી લે છે.

**નંદીષેણની દેવપરીક્ષા :-**

ઈન્દ્ર દેવસભામાં નંદીષેણ મહામુનિના વૈયાવચ્ચ ગુણની અને સત્ત્વની પ્રશંસા કરે છે કે "આજ કાલ પૃથ્વી ઉપર નંદીષેણ મહામુનિ કાયમ છઠ્ઠ છઠ્ઠની તપસ્યા સાથે સાધુ–વૈયાવચ્ચ કરવાની ટેક, ને ટેક પાળવાનું સત્ત્વ એવું ધરાવે છે કે એમને મોટો દેવતા પણ એમાંથી ચલાયમાન ન કરી શકે!" ઇન્દ્રની પ્રશંસા ઉપર એક દેવતા મુનિના સત્ત્વનું પારખું કરવા આવ્યો. મુનિને આજે છઠ્ઠનું પારણું છે, અને ગોચરી લાવીને મુનિ પારણું કરવા બેસવા જાય છે, ત્યા બરાબર એ જ સમયે દેવતા મુનિનું રૂપ કરી બહારથી રાડ પાડતો આવે છે, 'ક્યાં ગયો પેલો વૈયાવચ્ચી નંદીષેણ મુનિ?' મહામુનિ તરત ઊભા થઈ ગયા, એટલે દેવમુનિ આગળ આવીને એમને કહે,–

'આ ગામના નાકે બિમાર સાધુ પડેલા છે, ને તું અહીં પેટ ભરવા બેઠો છે? શરમ નથી આવતી? લ્યો જુઓ આ મોટો વૈયાવચ્ચી!" મહાત્મા નંદીષેણ આવા તીખાં વચન પર જરાય ગુસ્સો નથી લાવતા, ઊલટું ઉપકાર માને છે, કહે છે "મને ખબર નહિ ભાઇસાબ! તમારો ઉપકાર માનું છું. તમે સારું કર્યું મને ખબર આપી. લ્યો મારે પારણાની

કુશી ઉતાવળ નથી, ચાલો જરા મને બતાવો,–ક્યાં છે એ બિમાર મહામુનિ ?' દેવમુનિની તર્જના ચાલુ છે. કહે છે 'લ્યો હવે એમને બતાવવા ચાલો ત્યારે ભાઈ વૈયાવચ્ચ કરશે. વૈયાવચ્ચ કરવી છે તો શોધી કાઢતાં નથી આવડતુ ? ખેર, ચાલ બતાવુ.'

ચાલ્યા, ગામના નાકે બિમાર મુનિનુ રૂપ વિકુર્વીને મૂકયું છે, ત્યાં જઈ નંદીષેણ મહાત્મા જુએ છે તો મુનિને સંગ્રહણીનુ–ઝાડાનુ દરદ છે. હાથ જોડી આશ્વાસન આપે છે, કહે છે,–

'અહોહો ! ભારે બિમારી ! ભાઈ જરાય ચિંતા ન કરશો. ઝાડાથી બગડેલા કપડાં હું હમણા સાફ કરી આપું છું. પછી મુકામે લઈ જઈ તમારી બધી વૈયાવચ્ચ હું કરીશ.'

બિમાર મુનિ કહે,– 'શી રીતે સાફ કરશે ? અહીં મારી પાસે તો પાણી ય નથી. વૈયાવચ્ચ કરવી છે તો સાથે પાણી ય લાવ્યો નથી ? મૂરખ ! આ તારાં વૈયાવચ્ચનાં લક્ષણ છે ?'

મહાત્મા નંદીષેણ શાંતતાથી કહે,– 'ફિકર ન કરશો હુ હમણાં જ પાણી વહોરી લાવું છું.' કહી, ઘડો લઇ ઊપડ્યા પાણી લેવા. દેવતા એમની ધીરતાનું પારખું કરવા જ્યાં પાણી મળે એવું દેખાય ત્યાં કાંઇ ને કાંઈ દોષ લગાડી દે છે. એમ દેવતાએ મહાત્માને બહુ વેર ભટકાવ્યા ત્યારે પાણી મળ્યું. પછી આવ્યા બિમાર મુનિ પાસે.

બિમાર મુનિ તડુકે છે 'ક્યાં ભટકવા ગયો હતો ? પાણી લાવતાં દોઢ કલાક ? લુચ્ચા ! આ હું મરી રહ્યો છું એની ખબર નથી ?'

મહાત્મા ક્ષમા માગે છે, 'ક્ષમા કરો, નિર્દોષ પાણી મળતાં જરાવાર લાગી તેથી મોડું થયું. હું આપની પીડા સમજુ છું, હવે જરાય વાર નહિ લાગે.' કહીને મહાત્માએ વિષ્ટાથી ખરડેલા કપડા અને શરીર સાફ કર્યા. હવે કહે છે 'પધારો, મુકામે પધારો.'

ત્યાં બિમાર મુનિ ગરજે છે, 'લ્યો કહે છે, પધારો. હરામી! આ જોતો નથી કે હું શું ચાલી શકવાનો હતો?'

મહાત્મા હાથ જોડી કહે, 'હું જરા ભૂલ્યો, આવો મારા ખભે બેસી જાઓ. ઊચકીને લઈ જાઉં છું.' એમ કરીને બિમારને ખભે બેસાડી મહાત્મા ચાલ્યા. પોતે તપસ્વી એટલે થોડા ઢીલા છે, ને પાછો ખભે ભાર ઊંચક્યો છે. વળી ગામરિયો રસ્તો, એટલે ક્યાંક પગે જરાક ઠોકર લાગે છે. ત્યાં બિમાર મુનિ તેમના માથા પર જોરથી ટપલો ઠોકી કહે, 'આંધળા! આમ ચલાય? આ મારી કેડ જ તોડી નાખશે? આમ ને આમ કરી રસ્તામા જ મને પૂરો કરી નાખજે.'

આ સ્થિતિમા પણ મહાત્માનો એક જ બોલ છે, 'ક્ષમા કરો, મારી ભૂલ થઈ. આ તમારી કેટલી મોટી બિમારી! હવે હું બરાબર ચાલું છું.'

**સાધુસેવાનું વ્રત એટલે ટપલાં પડે તો ય સાધુ પર કષાયથી ફુસેવા નહિ, પણ સમતાથી સેવા જ કરવાની.**

ગામમાં બજાર વચ્ચેથી જતાં બિમાર મુનિ ખભા પર બેઠા બેઠા એવો દુર્ગંધમય પાતળો ઝાડો છોડે છે, કે એથી નાક ફાટી જાય. એક તો દુર્ગંધ અને વળી પોતાનું શરીર અને કપડાં ખરડાઈ ગયા છે, છતાં મહાત્મા પાસે એક પણ બોલ એવો નથી, કે 'એક તો તમને ઉંચકીને લઈ જાઉં,

તે ઉપરથી બજાર વચ્ચે આ ગંદવાડ કાઢવાનો ? જરાક રોકી રાખવાનું ભાન નથી ?' ના, આવો તિરસ્કારનો એક અક્ષર બોલવાનો પાસે છે નહિ. એ તો એજ જુએ છે 'અરેરે ! આમને કેવું મોટું દરદ ? બિચારા કેટલા પીડાતા હશે !' કહે છે "ચિંતા ન કરશો મુકામે લઈ જઈ બધું સાફ કરી દઉં છું, અને વૈદને ત્યાંથી ઔષધ ઉપચાર લાવી દઇશ, આપને શાતા થઈ જશે." મહાત્મા આમ કહે છે ત્યારે દેવમુનિના ટોણાં, ઠપકાં, ને દંડાના ઠોકા ચાલુ છે, પણ મહાત્માની ધીરતા પણ અખંડ છે !

બસ, મુકામે પહોંચ્યા. કપડા સાફ કરવા માટે વળી નંદીષેણ મહાત્મા પાણી લેવા નીકળે છે ત્યારે દેવમુનિ ધમપછાડા કરે છે, હલકા શબ્દો બોલે છે, પણ મહાત્મા દરેક વખતે હાથ જોડી 'ક્ષમા કરો મારી ભૂલ થઈ' ...એવા જ શબ્દ બોલે છે. કેમ વારુ ? કહો સામે લક્ષ્ય નક્કી છે કે 'સાધુસેવા જ કમાઈ જવી છે, કષાય કે શરીરસેવા નહિ.'

**સેવા જ કમાઈ જવી હોય ત્યાં સહેજ પણ ઉકળાટ કે અધીરાઈ ન ચાલે.**

અહીંય દેવતાની કસોટી સાથે મહાત્મા પાણી લઈ આવ્યા, પણ જરા મોડું તો થયું જ, ત્યાં બિમાર મુનિ વળી તાડુકે છે 'હરામખોર ! આટલું બધું મોડું ? હજી તો કોણ જાણે મને ગોચરી તો ક્યારેય વપરાવશે ? બદમાશ ! પાણીના નામે ક્યાં ભટકવા ગયો હતો ? આના કરતાં તો મને મારી મસાણે મૂકી આવ. જુઓ મોટો વૈયાવચ્ચી ! આવો ધુતારો ? ઢોંગી ? નિર્દય ? હરામખોર નહિ તો ?'

મહાત્મા સમતાથી સાંભળી લે છે, કહે છે,–'વાત આપની

સાચી છે. પણ હું કર્મથી પીડિત છું, મારા પર દયા કરો. અજ્ઞાન એવા મારી ભૂલો થાય છે, ક્ષમા કરો, હમણાં બધું બરાબર સાફ કરી દઉં છું, ને ગોચરી પણ વપરાવું છું, તેમ વૈદ્ય પાસે જઈ ઔષધ પણ લઇ આવું છું.' કપડાં જેમ સાફ કરે છે તેમ દુર્ગંધ ભારે ઊડે છે.

'આવો, આપદા ગમે તેટલી આવો,' મહાત્મા નંદીષેણના મનમાં જરાય ખેદ નથી, કંટાળો નથી, બિમાર મુનિ પર દ્વેષ નથી. એક જ વિચાર છે 'બિચારા મુનિને કેવીક વ્યાધિ! કેવીક પીડા! કેમ એમને હું સારા કરી દઉં!'

આવા ધીર–વીર–ગંભીર અને મહાસમતાધારી મહાત્મા આગળ દેવતા માથું પછાડી મરે, પણ મહાત્માને એ શાનો ચલાયમાન કરી શકે?

હવે દેવતા જુએ છે કે 'હું ગમે તેટલા ત્રાસ આપું, પણ આમાં મારું કશું ઊપજે એવું નથી. હજી તો મહાત્માને છઠ્ઠનું પારણું ય બાકી છે, છતાં એમને એનો તો કશો વિચારે ય નથી, ને બિમાર મુનિની માવજતનો જ વિચાર કરે છે! ધન્ય એમની વૈયાવચ્ચ કરવાની ઉત્કટ ભાવના! ધન્ય એમનું સત્ત્વ!'

દેવ તરત માયા સંકેલી લઈ મહાત્માના પગમાં પડી ઇન્દ્રે કરેલી પ્રશંસાથી માંડી બધી હકીકત કહી કહે છે,– 'ધન્ય જીવન! જેવા ઇન્દ્રે વખાણ્યા તેવા સાત્ત્વિક વૈયાવચ્ચી છો, ક્ષમા કરજો અમને કે અમે તમને ત્રાસ આપ્યો, તમારો અવિનય કર્યો' એમ કહી ક્ષમા માગે છે. મહાત્મા સમાધિથી આયુષ્ય પૂર્ણ કરી દેવલોક જઇ અહીં રાજાને ત્યાં વસુદેવ તરીકે જન્મ પામે છે, અને ઉંમરે વધતાં યુવાન થાય છે. પૂર્વભવની

પ્રખર સાધુ–વૈયાવચ્ચ આરાધનાના પ્રતાપે વસુદેવ જબરદસ્ત પુણ્યવંતા છે, એમાં એવા તો સૌભાગ્યવંતા છે કે બહાર નીકળે ત્યારે નગરની સ્ત્રીઓ એમને ટગરટગર જોઇ રહે છે. નગર-વાસીઓએ વસુદેવના પિતા રાજાને ફરિયાદ કરી કે 'મહારાજા કુમારસાહેબ બહાર નગરમાં ફરવા નીકળે છે ને અમારા ઘરની સ્ત્રીઓ ઘરકામ પડતા મૂકીને એમને જોવા દોડે છે! આપ કૃપા કરી કાંઈક ઉપાય કરો.' રાજા શું કરે? પરંતુ વસુદેવના જાણવામાં આવતાં પોતે જ ગુપ્તપણે દેશાટને નીકળી પડ્યો. બોલો, હવે પૂંઠે સ્ત્રીઓ નહિ ભમે ને? ના, ભમશે. કેમ વારુ? કહો, વસુદેવ ઘર–કુટુંબ–દેશ બધું મૂકીને ભલે નીકળી ગયો, પરંતુ પોતાના શુભાશુભ કર્મ અને પોતાનું લાવણ્યભર્યું રૂપ તથા સૌભાગ્ય–નામકર્મ મૂકીને ક્યાં નીકળ્યો છે? એ તો આત્માની સાથે જ છે. કહે છે ને? કે

**'બધાય છોડી જાય પરંતુ સારું નરસું ભાગ્ય માણસને છોડી જતું નથી.'**

આ સૂત્ર કેટલું બધું મહાન છે. માણસ જો આ સૂત્ર નજર સામે ને નજર સામે રાખ્યા કરે, તો ઘણા વિષાદ–વિખવાદથી બચે, અને ઘણી શાંતિ–સમાધિ રાખી શકે.

દા. ત. માનો કે વેપારમાં પૈસા ગુમાવ્યા; હવે જો આ સૂત્ર લક્ષમાં ન હોય તો ત્યાં મન લોચા વાળે છે, 'આ સરકાર કેવી? ટેક્ષેશન લઇ આવી! બજારમા ઉથલપાથલ થઈ ગઈ! દલાલ હરામખોર તે દલાલીની લાલચે આપણને ઊંધે રવાડે ચડાવી દીધા! ને આપણે પૈસા ગુમાવ્યા!'... આવા તો કેઇ બીજા અસત્ વિકલ્પો, કષાયો, ને પરદોષ-દર્શન વગેરે ખરાબીઓ ચાલે છે.

અસદ્ વિકલ્પો, કષાયો, પરદોષ-દર્શન,સંતાપ... વગેરે વગેરે એ આત્માની ખરાબીઓ છે, જે હાથે કરીને જાણી જોઈને આપણી જાતે જ ઊભી કરીએ છીએ.

ત્યાં માણસ જો આ સૂત્ર લગાડે, તો દેખાય કે 'મારુ નરસું ભાગ્ય મારી જોડે હોય, પછી સરકારે ય શું કરે? અને દલાલે ય શું કરે?'

એમ ઉપરાઉપર એક યા બીજી આફત આવે ત્યાં ય આ વિચાર થાય કે 'મારાં અશુભ કર્મ મારી સાથે હોય એટલે આફત આવે જ.' કોઈએ આપણું કશુંક નુકસાન કર્યું કે આપણી સામે હલકા શબ્દ બોલ્યો ત્યાં પણ આ વિચાર કે,— 'મારી સાથે મારા અશુભ કર્મ હોય એટલે એ આવા જ પ્રસંગ બતાવે.' એમ ઘણી મહેનત કરવા છતા ધારેલું કામ ન બને તો ય મનને આ વિચારથી ધરપત, કે 'મારી સાથે જ રહેલ અશુભ કર્મ આ ન જ બનવા દે, એ સ્વાભાવિક છે.'

આમ શુભાશુભ ભાગ્ય બધે જ સાથે રહે છે, એ વિચારથી આફતમાં મન દીન ન બને, અને સંપત્‌માં મન ફુલાઇ ન જાય, અભિમાન ન કરે; કેમકે ખબર છે કે આ તો મારી સાથે ને સાથે ચાલતા મારાં શુભકર્મનો પ્રભાવ છે, પણ મારો પ્રભાવ નહિ. હમણાં જો શુભકર્મ રવાના થાય તો હું એનો એ જ ઊભો હોઉં ને સંપત્તિઓ આઘી થઈ જાય.'

## [૨] ૪. ૫. ૬. ૭. ૮. ધર્મનાં ફળ :

### ( ૪ ) સુકુલજન્મ એ ધર્મનું ફળ

સંપત્તિઓ એ ધર્મનું ફળ છે, એમ 'કુલે જન્મ સુરૂપતા.' સારા કુળમાં જન્મ પણ પૂર્વનાં ધર્મ કર્યાનું ફળ છે; અને આ તો સ્પષ્ટ દેખાય છે કે માણસ હજી અહીં પુરુષાર્થ કરી ગરીબમાંથી શ્રીમંત થાય, પરંતુ પહેલો જે આ જ કુળમાં જન્મ થયો, એમાં ક્યાં એણે અહીં પુરુષાર્થ કર્યો છે? અહીં તો પૂર્વના ધર્મનો જ પ્રભાવ માનવો પડે. સારા કુળમાં જન્મ એ ધર્મનું ફળ. એવી રીતે,

### (૫) સારું રૂપ-સૌંદર્ય-લાવણ્ય એ પણ ધર્મનું ફળ.

અહીં જ જુઓ વસુદેવ કેવુંક સૌભાગ્યવંતુ અદ્ભુત રૂપ લાવણ્ય ધરાવે છે! એ કોનું ફળ? કહો, પૂર્વની નંદીષેણ મહાત્મા વખતની ધર્મસાધનાનું ફળ છે. એ રૂપ-સૌભાગ્ય એટલું બધું જબ્બર છે કે દ્વારિકામાં પિતાની સાથે હતા ત્યારે તો નગરની સ્ત્રીઓ એમને જોઇ જોઇને મુગ્ધ થતી હતી, પરંતુ હવે દેશાટને નીકળ્યા છે ત્યાં પણ યુવાન સ્ત્રીઓ આકર્ષાય છે. કારણ? દેશ છોડ્યો બધું મૂકીને આવ્યા, પરંતુ ભાગ્ય તો સાથે જ લાગેલું છે, એટલે એને કાંઇ ઘેર મૂકાય-કરાય નહિ. પછી એ સૌભાગ્યના યોગે જ એમને વિદ્યાધર રાજાઓની ૭૨૦૦૦ કન્યાઓ પરણી.

સૌભાગ્ય કેવુંક? એક વખત એવો હતો કે પૂર્વભવે મામાની સાત દીકરીઓમાંથી એકપણ એને વરવા તૈયાર ન

હતી 'આ તો કૂબડો, દેખવો ય નથી ગમતો, એને પરણવાનું શાનું?' આમ દૌર્ભાગ્ય ભોગવી રહ્યો હતો. અત્યારે બોત્તેર હજાર કન્યાઓ 'અમે વરીએ તો આને જ વરીએ', એટલું બધું એનું સૌભાગ્ય પ્રકાશ મારી રહ્યું છે. શાનું ફળ? કહો ચારિત્રધર્મ, તપસ્યા અને સાધુ-સેવાના ધર્મનું ફળ. ત્યારે જ્ઞાનીઓ જીવને કહે છે,—

**દુઃખ કાઢવા અને સુખ લેવા આડાઅવળા ફાંફા શું મારે? ધર્મનું શરણું લે. ધર્મ જે દુઃખ મિટાવશે, અને જે સુખ જગાવશે એવું કોઈ નહિ કરી શકે.**

જુઓ અહીં, ક્યાં નંદીષેણનું દૌર્ભાગ્ય? અને ક્યાં એણે ધર્મ કર્યા પછી વસુદેવ થતાં પ્રાપ્ત થયેલ સૌભાગ્ય? દુનિયામાં બીજા કોની મજાલ છે કે, આ મોટો ફરક સરજી શકે? સુરૂપતા એ ધર્મનું ફળ. એમ,

"પાંડિત્યમ્ આયુઃ આરોગ્ય ધર્મસ્યૈતત્ ફલં વિદુઃ"

---

પંડિતાઈ, દીર્ઘ શુભ આયુષ્ય, અને આરોગ્ય પણ ધર્મનું ફળ છે.

**(૬) વિદ્વાનપણું એ ધર્મનું ફળ :**

વિદ્વાનપણું એ ભણવાની મહેનતનું ફળ? કે ધર્મનું? કહો, નિશાળમાં ભણવાની મહેનત કરનારા તો ઘણા વિદ્યાર્થી હોય છે, પરંતુ પહેલા પાંચમાં નંબર લાવનારા કેટલા? પાંચ જ. કેમ એમ? કહો, પૂર્વભવે ધર્મની આરાધના એમણે કરેલી એટલે એવી જ્ઞાનશક્તિ લઈને આવ્યા, તેથી ઉપરમાં નંબર રાખે છે, અને હોશિયારમાં ગણાય છે.

ગણધર થનાર આત્માઓએ પૂર્વ ભવે જબરદસ્ત ધર્મ-સાધના કરેલી! તેથી આ ભવે ભગવાન્ પાસેથી મળેલા માત્ર

ત્રણ જ પદ ઉપર એમની કેટલી બધી પંડિતાઇ વિદ્વત્તા ઝળકી ઊઠે છે! કે ત્યાં ને ત્યાં ઊભા ઊભા દ્વાદશાંગી અને એમાં મહાશ્રુતસાગર સમા ચૌદ પૂર્વની રચના કરી દે છે!

૧૮ દેશના સમ્રાટ કુમારપાળ મોટા મહારાજા છતાં એમની ધર્મસાધના કેવીક અદ્‌ભુત! એનાં ફળમાં એ આવતી ચોવીશીના પહેલા તીર્થંકર ભગવાન પદ્મનાભ સ્વામીના ગણધર થવાના છે.

### જંબૂસ્વામીને અગાધ જ્ઞાનશક્તિ શી રીતે?:–

જંબૂકુમાર આ જનમમાં ઘરમાં રહ્યા ત્યાંસુધી કયાં એવી વિશિષ્ટ જ્ઞાનપ્રાપ્તિની મહેનત કરી હતી? છતાં ચારિત્ર લીધા પછી ૧૪ પૂર્વોના પારગામી બન્યા! એટલી બધી અગાધ વિદ્વત્તા શી રીતે મળી ગઈ? કહો, એ પૂર્વ જન્મમાં રાજપુત્ર શિવકુમાર, સંયમ–ધર્મ લેવાની ઝંખના છતાં પિતા રાજાએ સંમતિ ન આપી, તો ઘરમાં બેઠા પોતાના ચારિત્ર લેવા આડેના અંતરાય કર્મ તોડવા બાર વરસ સુધી લગાતાર છઠ્ઠ છઠ્ઠને પારણે આંબેલ કરતા રહ્યા! એ પણ સાધુની જેમ પોતાના માટે નહિ રાંધેલ આંબેલની વસ્તુથી આંબેલ કરીને! આ બાર વરસ સુધી સતત છઠ્ઠ પર છઠ્ઠ અને પારણે દૂધ–રાબડી–શીરો–મગ નહિ, પણ આંબેલ! કેટલી જંગી તપસ્યા! સાથે સંસારની કાંઈ પ્રવૃત્તિ નહિ, પણ સાધુ જેવું જીવન! આ ધર્મસાધનાએ જંબૂસ્વામીના ભવમાં ચૌદ પૂર્વધરપણાનું મહાપાંડિત્ય લાવી આપ્યું! પાંડિત્ય એ ધર્મનું ફળ છે. એમ.

### (૭) દીર્ઘ શુભ આયુષ્ય એ ધર્મનું ફળ છે.

એજ જંબૂસ્વામીએ ૮૦ વરસનું આયુષ્ય ભોગવ્યું તે

પૂર્વના ધર્મનું ફળ હતું. દેવતાઓ અસંખ્ય વરસના દિવ્ય આયુષ્ય ભોગવે છે, એ પણ પૂર્વે કરેલા ધર્મનું ફળ છે. પૂછો,–

પ્ર૦–ધર્મને આયુષ્યકર્મનાં દળિયાં સાથે શો મેળ?

ઉ૦–ધર્મને આઠે કર્મના દળિયાં સાથે મેળ છે. અગર મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગ જે કર્મબંધના અસાધારણ કારણ છે, એમને કર્મબંધ સાથે મેળ છે, તો એજ સૂચવે છે કે મિથ્યાત્વ મંદ પડ્યે શુભભાવ આવે, અવિરતિ–આસક્તિ ઓછી કરતાં શુભ ભાવ આવે, કષાયો શુભભાવથી મોળા પાડવામાં આવે, અગર પ્રશસ્ત કોટિના કરાય, અને યોગો અશુભ ને બદલે શુભ કરી ભાવ શુભ કરવામાં આવે, તો કર્મબંધ અશુભ કર્મનો થતો હોય તે શુભ કર્મનો થાય, તેમ જુનાં અશુભ કર્મ તૂટતા આવે. હવે

**ધર્મ એવી ચીજ છે કે એનાથી હૈયાના ભાવ અશુભ મટીને શુભ થાય.**

તેથી યુક્તિયુક્ત છે કે ધર્મથી સારાં સદ્‌ગતિનાં શુભ કર્મનાં દળિયાં બધાય, અને તે પણ દીર્ઘ આયુષ્યકર્મનાં બંધાય.

માટે તો જુઓ, અનુત્તર વિમાનના સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમનું; તે આયુષ્યકર્મનાં દળિયાં પૂર્વભવના બહુ ઉચ્ચ કોટિના ધર્મના શુભ ભાવથી બંધાયાં છે. દીર્ઘ શુભ આયુષ્ય એ ધર્મનું ફળ છે. એમ

## (૮) આરોગ્ય એ ધર્મનું ફળ છે.

આરોગ્ય સારું શી રીતે રહે છે? કહોને 'આયુર્વેદ પ્રમાણે આરોગ્યના નિયમ જાળવવાથી રહે છે;' પરંતુ શું જીવનમાં અનુભવ નથી કે નિયમ જાળવીને જીવવા છતાં

રોગ આવ્યો ? દુનિયામાં શું એવા નથી દેખાતા કે નિયમિત જીવન જીવનારા પણ ક્યારે ટી. બી., લકવો, કેન્સર જેવા મોટા રોગમાં ફસાય છે ? ત્યારે શું એવા ય માણસો નથી દેખાતા કે જે આયુર્વેદના નિયમ નહિ જાળવવા છતાં નીરોગી તગડેબાજ રહે છે ? કેટલાય નાના બચ્ચા માતા ખવરાવે એ ખાય, અને પીવરાવે એ પીએ, છતાં માંદા પડે છે ને ? ધાવણા બાળકોમાં ય કેટલાક માંદા રહેતા દેખાય છે ને ?

આવું બધું દેખાતુ હોય તો નિયમ ક્યાં રહ્યો કે આયુર્વેદ શાસ્ત્રના નિયમ જાળવે તો આરોગ્ય રહે ? ત્યારે આરોગ્યનું કારણ શું ? એમ ભારી કમળો કેન્સર લકવો ટી. બી. વગેરે મહાવ્યાધિ ફૂટી નીકળે છે એનુ શું કારણ ?

અહીં જ્ઞાની ભગવંતો આપણને કહે છે કે રોગ એ અશાતા–વેદનીય પાપકર્મનું ફળ છે, ને આરોગ્ય એ શાતા–વેદનીય પુણ્યનું ફળ છે; ને આ પુણ્ય જીવદયા–જિનભક્તિ વગેરે ધર્મથી નીપજ્યાં હોય છે. માટે કહેવાય છે કે આરોગ્ય એ ધર્મનું ફળ છે. એનો જ પ્રભાવ છે કે આરોગ્યના નિયમ નહિ જાળવનારને પણ જ્યાંસુધી ધર્મજનિત પુણ્યનું પીઠબળ છે ત્યાં સુધી આરોગ્ય; પણ જ્યા એ પીઠબળ ખૂટ્યું ત્યાં મહારોગ પણ ઊતરી પડે.

મહાપુરુષોના જીવન કેટકેટલા તપ અને ત્યાગમય ! છતા એમને કોઈને પીઠમા પાકું. મસ્તકમાં શૂળ, શરીરે લકવો, મગજની અસ્વસ્થતા . વગેરે એક યા બીજા રોગ ઊતરી પડેલા ! કારણ આ જ, કે શાતાના પૂર્વ પુણ્યમાં ત્રુટિ આવી ગઇ. આવા માધાતા ધર્માત્મા અને ત્યાગમાર્ગથી પ્રખર આરોગ્ય–નિયમ સાચવનારાને પણ રોગ આવે, ત્યાં બીજાના શા ભાર ?

ધનના અતિલોભીને ધન એ પ્રાણ લાગે છે; એટલે સમજે છે કે 'મારું ધન ગયે શું રહ્યું ? ધન જાય તો તો હું ખલાસ જ થઈ ગયો !' એમ મહર્ષિઓ સમજે છે કે 'અમારી ક્ષમા-સમતા અમારા વ્રતસંયમ તો અમારા પ્રાણ છે. એ જાય તો તો અમે ખલાસ જ થઈ ગયા !' એટલે જેમ ધનલોભી ગમે તે ભોગે ધનનું રક્ષણ કરે છે, એમ મહાત્માઓ ગમે તે ભોગે ક્ષમા-સમતા વ્રત-સંયમનું રક્ષણ કરે છે.

એટલે તો **મહાવીર પ્રભુએ** સંગમ દેવતા તરફથી ચામડા ઊતરી જાય એવી પીડાઓ આવી તો પણ, પોતાના શરીરની સુંવાળાશ-સુખશીલતા કશી ગણી નહિ, પણ એના ભોગે પ્રભુએ ક્ષમા-સમતા ટકાવી રાખી !

**અર્હન્નક શ્રાવકને** દેવતા કહે 'મૂકી દે તારું જૈન ધર્મનું પૂંછડું, નહિતર મારી નાખીશ તને, તારું વહાણ ઊંચે આકાશમાં લઈ જઈ સમુદ્રમાં પટકી દઈશ.'

અર્હન્નક શ્રાવક જૈનધર્મને ને જૈનધર્મની અવિહડ શ્રદ્ધાને પોતાના પ્રાણ સમજે છે, એ જો જાય પછી શરીર ટક્યું ને વહાણ ટક્યું તો ય એની શી કિંમત છે ? એ શરીર ને વહાણ કાંઈ પોતાના આત્માનું લીલું વાળે નહિ. ત્યારે

**શરીર ને વહાણ ગયા, અને ધર્મ શ્રદ્ધા ટકી રહી તો પરભવે ઓછામાં ઓછો વૈમાનિક દેવલોક ! અને અહીં જ સમકિત ઉપરના ભાવ વધારતા આવડે તો કેવળજ્ઞાન અને મોક્ષ !**

આ સમજનાર અર્હન્નક શ્રાવક શ્રદ્ધા રૂપી ભાવપ્રાણ ટકાવવા કેમ સર્વસ્વનો ભોગ ન આપે ?

## [૩] આર્દ્રકુમારમુનિ આગળ રત્નવૃષ્ટિ :

અહીં આર્દ્રકુમાર મહામુનિના પ્રસંગમાં પૂર્વભવની પત્ની સાધ્વી થઈ ને અહીં શ્રેષ્ઠિકન્યા શ્રીમતી બની છે. રમતમાં એની બીજી કન્યાઓએ પતિ તરીકે થાંભલા પકડી લીધા, પછી થાંભલો બાકી ન રહેવાથી એ જ્યાં મુનિના ચરણ પકડી 'હું આ ભટ્ટારકને પતિ તરીકે વરી' એમ બોલે છે ત્યાં, આકાશ માંથી રત્નોની (અને સૂયગડાંગ સૂત્રની ટીકાના હિસાબે સાડા બાર ક્રોડ સોનૈયાની) વૃષ્ટિ થાય છે. આ એના પૂર્વસાધિત ધર્મનું ફળ છે. સંપત્તિઓ વરસે એ ધર્મનું ફળ. રત્નોની વૃષ્ટિ સાથે આકાશવાણી થાય છે કે 'સરસ વરી! સરસ વરી!' તમાસાને તેડું નહિ, તે લોક ભેગું થઈ ગયું.

અહીં મહામુનિએ જોયું કે 'આ બાઈ પગે વળગીને આવું બોલે છે, અને દેવવાણી થાય છે, એ કપરો અનુકૂળ ઉપસર્ગ છે. કદાચ મારા વ્રતનો ભંગ કરી નાખે!' તેથી એ ત્યાંથી બીજે વિહાર કરી જાય છે.

કેમ વિહાર કરી ગયા? મહાત્મા છે ને ડરે? હા, પોતાના વ્રત પર પોતાના સંયમ પર આક્રમણ આવે તો વ્રતભંગ–સંયમનાશનો ડર જરૂર હોય કે 'રખે મારું વ્રત, મારું સંયમ ભાંગે તો?' વ્રત–સંયમને તો પોતાની મૂડી, પોતાના પ્રાણ, પોતાનુ સર્વસ્વ સમજતા હોય છે. એટલે, એની રક્ષા માટે પૂરેપૂરા સજાગ હોય, પૂરેપૂરો પ્રયત્ન કરે. શાસ્ત્રકારો જ્ઞાનને, ક્ષમા–સમતાને, વ્રત–નિયમને ને સંયમને આત્માના ભાવપ્રાણ કહે છે. ભાવપ્રાણ ગયે આત્માનું શું રહ્યું?

ધનના અતિલોભીને ધન એ પ્રાણ લાગે છે; એટલે સમજે છે કે 'મારું ધન ગયે શું રહ્યું ? ધન જાય તો તો હું ખલાસ જ થઈ ગયો!' એમ મહર્ષિઓ સમજે છે કે 'અમારી ક્ષમા-સમતા અમારા વ્રતસંયમ તો અમારા પ્રાણ છે. એ જાય તો તો અમે ખલાસ જ થઈ ગયા!' એટલે જેમ ધનલોભી ગમે તે ભોગે ધનનું રક્ષણ કરે છે, એમ મહાત્માઓ ગમે તે ભોગે ક્ષમા-સમતા વ્રત-સંયમનું રક્ષણ કરે છે.

એટલે તો **મહાવીર પ્રભુએ** સંગમ દેવતા તરફથી ચામડા ઊતરી જાય એવી પીડાઓ આવી તો પણ, પોતાના શરીરની સુંવાળાશ-સુખશીલતા કશી ગણી નહિ, પણ એના ભોગે પ્રભુએ ક્ષમા-સમતા ટકાવી રાખી !

અર્હન્નક શ્રાવકને દેવતા કહે 'મૂકી દે તારું જૈન ધર્મનું પૂંછડું, નહિતર મારી નાખીશ તને, તારું વહાણ ઊંચે આકાશમાં લઈ જઈ સમુદ્રમાં પટકી દઈશ.'

અર્હન્નક શ્રાવક જૈનધર્મને ને જૈનધર્મની અવિહડ શ્રદ્ધાને પોતાના પ્રાણ સમજે છે, એ જો જાય પછી શરીર ટક્યું ને વહાણ ટક્યું તો ય એની શી કિંમત છે ? એ શરીર ને વહાણ કાંઈ પોતાના આત્માનું લીલું વાળે નહિ. ત્યારે

**શરીર ને વહાણ ગયા, અને ધર્મશ્રદ્ધા ટકી રહી તો પરભવે ઓછામાં ઓછો વૈમાનિક દેવલોક! અને અહીં જ સમકિત ઉપરના ભાવ વધારતા આવડે તો કેવળજ્ઞાન અને મોક્ષ !**

આ સમજનાર અર્હન્નક શ્રાવક શ્રદ્ધા રૂપી ભાવપ્રાણ ટકાવવા કેમ સર્વસ્વનો ભોગ ન આપે ?

સુદર્શનશેઠને અભયારાણીએ પ્રપંચથી અંતઃપુરમાં ઘલાવ્યા. શેઠ પ્રતિમાધ્યાને કાઉસ્સગ્ગમાં હતા, ને આ પ્રપંચ થયો. હવે, રાણીએ એમની પાસે ભોગની પ્રાર્થના કરતાં હાવ-ભાવ વગેરે ઘણું કર્યું અને છેવટે દમ આપ્યો કે 'નહિ માનો તો તમારા પર આરોપ ચડાવીશ, સિપાઈઓ પાસે પકડાવીશ, અને રાજા પાસે મોકલીશ ને રાજા તમને શૂળીએ ચડાવશે.'

સુદર્શનશેઠને મન પ્રતિજ્ઞાપાલનમાં બ્રહ્મચર્ય એ પ્રાણ હતા, એટલે ગમે તે ભોગે એનું રક્ષણ કરવાનું હતું, પછી સામેથી ચાલી આવી ભોગની પ્રાર્થના કરતી રાણીનાં સુખ જતા કરવા પડે, કે યાવત્ શૂળીની ભયંકર પીડા આવે એમાં શરીર–સુખાકારિતા જતી કરવી પડે, તોય શું થઈ ગયું ?

**ભોગસુખ અને જીવવાનું સુખ ગયું પણ વ્રત–સંયમ–બ્રહ્મચર્ય ટક્યા તો પરભવે મોટું ઈનામ છે; ત્યારે આ વ્રત–સંયમ–શીલ જો ગયા તો પરભવે નરકની સજા છે.**

રાજીમતીએ રહનેમિને આ જ કહ્યું હતું,–

'વ્રત ભાંગીને જીવ્યા તે નરકે ગયા જો'. સુખી જીવન અને શરીરના પ્રાણની રક્ષા તો જનમ–જનમ કરી, ધર્મની રક્ષા કરવાનો અતિદુર્લભ મોકો અને શક્તિ તથા વિવેક માનવ જનમમાં છે. તો એ પામીને સોનેરી મોકો સોનેરી તક કોણ જતી કરે ? ધર્મની જ રક્ષા કરવાનું કોણ બુદ્ધિ-માન ચૂકે ? પછી એ રક્ષામાં ગમે તેનો ભોગ આપી દેવાનો.

**૬૦૦૦૦ સગરપુત્રોની પ્રાણના ભોગે તીર્થરક્ષા :–** સગરચક્રવર્તીના ૬૦ હજાર પુત્રોએ અષ્ટાપદતીર્થની રક્ષા કાજે અષ્ટાપદજીને ફરતી ઊંડી ખાઈ ખોદી નાખી. એમાં નીચે કાણાં

પડચા, એમાંથી રજ ખરીને નીચે દેવોના ભવન પર પડી! ત્યાંનો રક્ષક દેવતા આવી ગુસ્સાથી એમને ઠપકારે છે કે—

"આ શી રમત માંડી છે? અમારા રત્નોનાં ભવન રજ પડવાથી મેલાં થાય છે. ઋષભદેવ પ્રભુના વંશ જ છો એટલે આટલી વાર જતા કરું છું, નહિતર તો તમારા આ ગુન્હાના હિસાબે તમને બાળીને ભસ્મ કરી નાખું! જાઓ ચાલ્યા જાઓ, હવે ફરીથી આવું કરશો નહીં."

દેવતા ગયો. પરંતુ હવે આ સાઇઠ હજારને વળી આ વિચાર આવે છે કે—

'હજી અસંખ્ય વરસના વહાણાં વાવાનાં છે. એમાં તો વા-વટોળથી રેતી ઊડી ઊડી આવતી રહે, તેથી ખાઈ ભરાઈ જાય! તો પછી અષ્ટાપદની રક્ષાનો આપણો પ્રયત્ન એળે જાય. અનાડી માણસો આવી અહીં ઉપર ચડી જાય તો સોનાનું મંદિર અને રત્નના બિંબોને લોભથી ખંડિત કરી નુકસાન પહોંચાડે. ત્યારે જો આ ખાઈને શાશ્વતી ગંગાની નહેર બનાવી દઈએ, તો પાણી નહેરમાં નિત્ય વહેતુ રહેવાથી ખાઈ કદી પૂરાઈ ન જાય.'

જુઓ, કેવા વિચારમા ચડે છે? દેવતા તાકીદ આપીને ગયો છે કે 'હવે આવું કરશો નહિ;' વળી જે કાણાંમાંથી રેતી ગળી એ કાણાઓમાંથી પાણી નહિ ગળે? ને એ ગળ્યા પછી દેવતા એ દેખી ઝાલ્યો રહે? બાળીને ભસ્મ જ કરી નાખે ને? પરંતુ તીર્થ-રક્ષાની તીવ્ર તમન્નાના તીવ્ર ભાવમાં આ કશો વિચાર કરવો નથી. પ્રાણ બચાવવાનો ય વિચાર નહિ? ના, પ્રાણ કરતાં તીર્થ-રક્ષાને મોટી

માની છે, એટલે પ્રાણની ય પરવા કરવી નથી. પરવા માત્ર ગમે તે ભોગે તીર્થની રક્ષા કરવાની; અને ખરેખર ! ગંગામાંથી નહેર ખોદી લાવ્યા, ખાઇ પાણીથી ખળ ખળ ભરાઇ ગઈ, પણ પાણી જ્યાં નીચે ઊતર્યાં કે કોપાયમાન થયેલા દેવતાએ આવીને હવે શિખામણ આપવા ન થોભતાં, સાઇઠે હજારની આગ છોડીને જીવતા ચિતા કરી ! એ ભડભડ-અગ્નિથી બળ્યા ! છતાં પરવા પ્રાણની નહિ, પણ તીર્થરક્ષાની હતી, તે રક્ષા થઈ ગઈ એના આનંદમાં મર્યા ! તો બારમા દેવલોકમાં દેવ તરીકે જનમ પામી ગયા ! શું બગડી ગયું ? બગડી ન ગયું, સુધરી ગયું.

**મુનિ વિહાર કરી ગયા :–**

આર્દ્રકુમાર મહામુનિ પ્રાણના ભોગે પણ પોતાના સંયમને સાચવવા તત્પર હતા, કેમકે સંયમને જ પોતાના સાચા પ્રાણ સમજતા હતા, તેથી પ્રતિકૂળ ઉપસર્ગમાં તે ગભરાય એવા નહોતા, પરંતુ અહીં તો શ્રેષ્ઠિની કન્યા શ્રીમતીએ પતિ તરીકે એમના પગ પકડ્યા અને એના પર દેવવાણીએ મહોર છાપ મારી કે 'સારા વર્યા ! સારા વર્યા !' એમાં મુનિ ગભરાયા કે 'હવે અહીં સંયમ કેમ સચવાય ?' તેથી વિહાર કરી ગયા.

**ધર્માત્મા પ્રતિકૂળ કરતાં અનુકૂળ સંયોગમાં ધર્મ ટકાવવા વધારે સાવધાન રહે.**

હવે અહીં જુઓ મઝા થાય છે. મહાત્મા આર્દ્રકુમાર તો વિહાર કરી ગયા, પરંતુ રત્નનો ઢગ વરસ્યો એનું શું ? તે પણ ગામ બહાર મંદિર આગળ મેદાનમાં ! લોકોની એના પર ધાડ પડે કે નહિ ? પરંતુ દેવવાણીનો ચમત્કાર થયો છે, અને દેવતાઈ વર્ષા થઈ છે, એટલે લોકોની મજાલ નથી

કે કોઈ એમાંથી એક રત્ન પણ ઉઠાવવા આગળ આવે. સૌ દેખે છે કે, આ શ્રીમતીના પુણ્યનું છે, અને એની પાછળ દેવતાઇ હાથ છે. પૈસા તો ઘણા ય ગમતા હોય ને સામે પડ્યા હોય, પરંતુ દેવના ડંડાનો ભય હોય ત્યાં ઝટ લેવા હિંમત ન ચાલે. પાપમાત્રમાં આવું છે. જીવને પાપ કરવા ગમે છે, પરંતુ ડંડાના ભયનો માર્યો પાછળ હટે છે. શાસ્ત્ર આના ઉપર જીવની ચાર કક્ષા બાંધે છે, – ઉત્તમ, મધ્યમ, અધમ, અને અધમાધમ.

**જીવની ૪ કક્ષા :–**

(૧) ઉત્તમ જીવો સ્વભાવથી પાપ નથી કરતા.

(૨) મધ્યમ જીવો લોક–પરલોકના ભયથી પાપ નથી કરતા.

(૩) અધમ જીવો રાજ્યના ભયથી પાપ નથી કરતા.

(૪) અધમાધમ જીવો કોઇ ભય ન રાખતાં પાપો મોજથી કરે છે.

(iv) આજે નામી દાણચોરો મવાલીઓ પાપો કરે છે ને? જેલમાં જવું પડે તો પરવા નહિ. નિઃસંકોચ પાપોમાં મગ્ન એ અધમાધમ છે.

(iii) રાજ્યનો ભય છે,–'પકડાઇશું તો સરકાર દંડ કરશે,' માટે પાપ ન કરે, એટલે પાપ જો સરકારની આંખમાં ધૂળ નાખીને થતું હોય તો કરવા તૈયાર એ અધમ જીવો છે.

(ii) લોકોનો ભય છે કે 'પાપ કરશું તો લોકો

પીંખી નાખશે, વગોવશે, હલકટ ગણશે; અથવા પરલોકનો ભય છે, તેથી પાપ ન કરે' એ મધ્યમ છે. એમેય પાપ ન કરે એથી મધ્યમ. પણ

(i) ઉત્તમ જીવો સહજ સ્વભાવથી પાપ પર ઘૃણા-વાળા હોય છે; માટે પાપ નથી કરતા. 'અરરર! પાપ? ન ન કરાય,' એમ સ્વભાવમાં વણાઇ ગયું છે, તેથી પાપ ન કરે.

અહીં લોકોને રાજ્ય અને દેવતા બંનેનો ભય છે. દેખે છે કે આકાશવાણી થયા પછી રત્નો વરસ્યા છે, માટે દેવતાઇ હાથ છે. એટલે સહેજે ગભરામણ થાય કે 'જો આમાંથી કાંક ઉઠાવ્યું, ને નથી ને દેવતાઈ ડંડો પડ્યો, તો જિંદગીના લુલિયા કે એવું કાંક થવાનું આવે!'

લોક તો લેવા ન આવ્યા, પરંતુ નગરનો રાજા ખબર પડતાં સાથે માણસો લઈને આવે છે, ને એમને હુકમ કરે છે કે 'આ રત્નો ભેગા કરી લો, લઇ ચાલો આપણા ખજાને નાખવા.'

રાજા કાંઈ જોતો કરતો નથી કે 'આ કોના પુણ્યનો માલ? કેમ જાણે એમજ સમજે છે કે 'આ તો બાપાનો માલ! ઉઠાવો.'

**પૈસા શું કામ કરે છે? માણસને વિચારક બનાવે? કે અવિચારી?**

પૈસા એટલા ન હોય ત્યારે માણસ જે વિચારક બન્યો રહેતો હોય, તે પૈસા આવ્યા પછી વધુ વિચારક બને છે? કે ઉલ્ટું અવિચારક બને છે? ઓછા પૈસામાં હજી એમ થાય કે 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી યથાશક્તિ દાન-પુણ્ય

કરતો રહું, તો જિંદગીમાંથી પરભવે કાંઈક પામી જવાનું થશે.' પણ પૈસા આવ્યા પછી શું એમ પરલોકનો વિચાર વધે ખરો કે 'ચાલ, હવે તો બે પૈસાની સગવડ થઈ છે, તો વધારે દાન-પુણ્ય-સુકૃત કરવા દે. લક્ષ્મી ચંચળ છે, આમ કદાચ બીજી રીતે પગ કરીને ચાલી જાય! એના કરતાં સદુપયોગ કરી લઉં.' આ વિચાર આવે? ના, વિચારણા જ નથી કે 'પૈસા શી રીતે મળ્યા? આ પૈસા મારા આત્માને ભાવીમા શું સરજી આપશે?' કશો વિચાર જ નહિ કરવાનો. બસ પૈસા છે ને? ખોલો મોટાં હિંસામય આરંભ સમારંભના કારખાનાં! બંધાવો બંગલો! લાવો મોટર! 'ઉડાવો અમન ચમન.'

**આવા અવિચારક બનાવનાર પૈસા કેવા ગણાય? સારા કે ગોઝારા? તારણહાર કે મારણહાર?**

**ત્યારે, ધર્મ આવે એટલે એ માણસને વિચારક બનાવી સત્કૃત્યો સદ્વિચારો કરાવે છે. તો ધર્મ કેવો? તારણહાર કે મારણહાર?**

રાજા રત્નનો ઢગલો જોઈ અવિચારક બન્યો તે માણસો પાસે એનો કબજો કરાવી લેવા પગલું માંડે છે. પરંતુ ત્યાંજ આકાશવાણી થઇ કે 'ખબરદાર કોઇએ ઉઠાવ્યું તો? આ ધન શ્રીમતીનું છે, ને તે એનાં લગ્ન અને લગ્નજીવનમાં ખરચાશે.'

સાંભળીને રાજાનું મોઢું કેવુંક થયું હશે? શું રોફ-વાળું કે 'તું કોણ ના પાડનાર? હું હમણાં મારા માણસો પાસે ભેગું કરાવી લઇ ઉપાડી જાઉ છું.' શું આવો રોફ મારી શકે?

પ્ર૦ – દેવતા સામે રોફ કેમ ન મારે ?

ઉ૦ – રાજા સમજે છે, ‘ જે દેવતાની આકાશમાંથી રત્નોનો વરસાદ વરસાવવાની તાકાત છે, એ દેવતાની આકાશમાંથી પથરા વરસાવવાની તાકાત પણ ન હોય ? એટલે નથી ને જો રોફ મારવા જાઉં ને દેવતાએ આકાશમાંથી મારા તથા માણસોના માથે પત્થરો વરસાવ્યા તો ? અમારાં ખોપરાં જ ફુટી જાય !’ આમ રાજા રોફવાળું મોં શું કરી શકે ? મોઢું લખોટી જેવું થઈ ગયું ! રાજા ઝંખવાણો પડી ગયો ! ખસી ગયો બાજુએ; એના માણસો ય ખસી ગયા, અને શ્રીમતીના પિતાએ રત્નો એકઠા કરાવી લઇ કર્યાં ઘર ભેગાં.

લોકોમાં શ્રીમતીનો બહુ પ્રભાવ પડી ગયો કે ‘ અહો ! આ છોકરીનો કેટલો બધો પ્રતાપ કે દેવતા એની સેવામાં આવ્યા ! ને રત્નો વરસાવવાની આ ભવ્ય સેવા કરી ગયા ! ક્રોડોની કિંમતના રત્નોનો વરસાદ ! અને આકાશવાણીથી મોટા રાજા જેવાને ય પડકાર કરી ભોંઠો પાડી દીધો ! ’

આ પ્રતાપ શ્રીમતીનો ? કે એણે પૂર્વે પતિને સધાવેલા ચારિત્રનો ? તેમજ પોતે સાધેલા ચારિત્રનો ? અને પતિ મુનિ રાગથી દુર્ગતિમાં ન પડી જાય માટે કરેલા અનશનનો પ્રભાવ ? કોનો પ્રભાવ ? વ્યવહારમાં બોલાય છે,– ‘ શેઠ ! તને માન નથી, તારી પાઘડીને માન છે ’ કેમ વારુ ? પાઘડી જરીયાન છે માટે ? ના, પાઘડી નગરશેઠપણાની છે માટે એને માન છે; તેથી જ શેઠને માન મળે છે. હમણાં જો નગરશેઠપણું ઊતરી જાય તો શેઠની એવી કશી કિંમત રહે નહિ. માટે જ કહેવાય કે માન પાઘડીનું માટે શેઠનું હતું.

એમ અહીં પ્રભાવ શ્રીમતીના પૂર્વભવના ધર્મનો છે, તેથી એના પુણ્યે અહીં શ્રીમતી પાસે દેવતા ખેંચાયો છે.

પ્રતાપ આપણા ધર્મનો, માટે આપણો; એ સમજીને જ બુદ્ધિમાન માણસ જીવનમાં ધર્મની મુખ્યતા રાખે છે, બાકીની ગૌણતા કરે છે.

**બુદ્ધિમત્તા શેમાં? દુનિયાદારીને નહિ પણ ધર્મને મુખ્ય કરવામાં છે, કેમકે બધો પ્રભાવ ધર્મનો છે.**

શ્રીમતી ઘરે ગઈ, શ્રીમતી માટે સામેથી મોટા–મોટા શેઠિયાના માગાં આવે છે, આવે જ ને? કેમકે આકાશ-વાણીની જાહેરાત સૌએ સાંભળી છે, એમા જે શ્રીમતીને પરણે એને શ્રીમતી સાથે રત્નોના ઢગલાનો દાયજો મળવાનો છે ને? કોણ તૈયાર ન થાય? શુ દુનિયા છે? સૌને ધનના ઢગલાની લાલચ! આ ધનની લાલચમાં જ દુનિયા ચાટુ કરવા ય તૈયાર, ગમે તેટલા કષ્ટ અપમાન વેઠવા તૈયાર, ને કાળા કામો ય કરવા તૈયાર છે!

શ્રીમતી માટે મોટા શેઠિયાઓ શ્રીમતીના બાપ આગળ ચાટુ કરે છે કે 'તમારી દીકરી અમારા છોકરા વેરે આપો ને?' અત્યારસુધી એ બધા કયા ભરાઇ ગયા હતા તે શ્રીમતી માટે માગણી નહોતા કરતા? કહો, હવે રત્નોના ઢગલાએ કામણ કર્યું, ને શ્રીમતીને માગવા નીકળી પડયા! કેવી લક્ષ્મીની માયા!

**લક્ષ્મી જેવી ધર્મની માયા લાગી જાય ત્યારે માનજો કે આપણને ધર્મ ગમ્યો.**

**બાપ–બેટીનો પતિ અંગે સંવાદ :–**

શ્રીમતીનો બાપ એને પૂછે છે, ' આ તારા માટે આવે છે, તને કયું ઘર પસંદ છે ? '

શ્રીમતી કહે, ' બીજો કોઈ વિચાર જ ન કરશો. મેં જે ભટ્ટારકના પગ પકડ્યા હતા, વરીશ તો એમ વરીશ, બીજા કોઈને નહિ, પછી એ ન મળે તો ભલે કુ રહેવું પડે. '

બાપ કહે ' પણ બેટી ! એ તો ક્યાંય ચાલ્યા ગયા એમને શોધવા ય ક્યાં જવાય ? અને એમની ઓળખે પડે ? જગતમાં મહાત્માઓ કેટલાય હોય. '

શ્રીમતી કહે,– ' તમે એની ચિંતા ન કરો. દેવ આકાશવાણીથી સિક્કો માર્યો છે કે " સારા વર્યા ! વર્યા ! " એટલે જવાબદારી દેવતાના માથે પણ છે. શોધી લાવશે. '

બાપ કહે,– ' પણ એમ કાંઈ રાહ જોતાં બેસી વાય ? તારી ઉંમર થઈ. '

શ્રીમતી કહે–' તેથી શું ? તમને હું ભારે પડું છુ

બાપ કહે, ' અરેરે ! આ શુ બોલી ? મારે તો જમાઈ મળે તો પહેલા નંબરનું. '

શ્રીમતી કહે ' તો ભગવાન પર ભરોસો રાખો, દે પર ભરોસો રાખો; ધીરજ ધરો, એજ ભટ્ટારક મળી રહે

બાપ કહે,–' નગરમા સાધુ તો ઘણા આવે ને જાય. એમ તું ઓળખીશ શી રીતે કે આ એજ ભટ્ટારક છે ? '

**વરેલા મુનિને ઓળખવાની રીત :–**

શ્રીમતી કહે, 'જુઓ બાપુજી! જ્યારે હું પગે વળગીને ભટ્ટારક પગ ખેંચી ચાલવા જતા હતા, એટલામાં વિજળી ઝબૂકી, ને મેં એમના પગમાં ઊર્ધ્વ રેખા સાથે હાથીનું ચિન્હ જોયું છે, જે મહાન માણસને જ હોય. તેથી મોકો મળતાં એના આધારે એમને એ રેખા પરથી ઓળખી કાઢીશ.'

વાત પતી, બાપે તાંત મૂકી દીધી. શ્રીમતીનું મન ફોરું છે, ભારે નહિ કે 'હાય! કદાચ ભટ્ટારક નહિ મળ્યા તો? મળે છતાં સાધુ છે તે સંસાર માંડવાની ઘસીને ના પાડશે તો? તો હાય! મારે કુંવારા રહેવાનું?' ના, મન પર આવો કશો ભાર નથી. પૂછો,–

**મુનિ ન મળે તો મન ભારે કેમ નહિ? :–**

પ્ર૦– અંતરમાં સંસાર–વાસના તો છે, નહિતર તો સંસાર ત્યાગની જ વાત કરત ને? તો પછી કેમ એનું મન ભારે નહિ?

ઉ૦– કહો, પૂર્વના સરાગ સંયમના પાલનથી પ્રબળ ભોગાવલી કર્મ લઇને આવી છે, એટલે સંસારવાસના ખરી, પરંતુ સાથે એ ધર્મના સંસ્કાર એવા લઈને આવી છે, એવા શુભાનુબંધ લઇને આવી છે, કે ભોગનો કીડો બનીને ભોગો ભોગવવાનો વિચાર નથી. રમતમાં પણ મુનિના પગ પકડ્યા, ને 'હું આમને વરી' એમ બોલી, તે પછી એના મનને હવે બીજો પતિ કરવો એ ભોગનો કીડો બનવા જેવું લાગે છે.

આ પુણ્યાનુબંધી પુણ્યનો હિસાબ છે કે શ્રીમતીને ભોગ–સામગ્રી મળી છે, પરંતુ ભોગના કીડાની જેમ અતિ લંપટ બનીને ભોગની કોઇ ઈચ્છા જ નહિ! એટલે મન ભારે ન થાય. પાપાનુબંધી પુણ્યની સામગ્રીમાં તીવ્ર લંપટ બનીને સુખ ભોગવવાનું મન થાય.



# [૪] પૂર્વ પતિ મેળવવા યુક્તિ અને ૧૦૮ આયંબિલ

**મુનિને ઓળખવા યુક્તિ :–**

શ્રીમતીએ મુનિને મેળવવા મુનિઓને દાન દેવાનું શરુ કર્યું; વળી એક અભિગ્રહ રાખ્યો કે 'મુનિને વહોરાવવું તે પગે પડીને વંદન કરીને વહોરાવવું,' એટલે જે મુનિ આવે એમને પોતાનો અભિગ્રહ કહી વંદન કરે છે! પછી વહોરાવે છે. વંદન કરતાં પગે ચિહ્ન છે કે કેમ તે જોઇ લે છે. આમ ચાલ્યું એનું વહોરાવવાનું, પણ પોતે જોયેલા હાથીના ચિહ્નવાળા મુનિ દેખાતા નથી, એટલે એણે આયંબિલ શરુ કર્યાં, ટેક રાખી કે

**'જ્યાંસુધી પેલા ભટ્ટારક ન મળે ત્યાંસુધી આયંબિલ ચાલુ રાખીશ.'**

આંબેલ પર આયંબિલ ચાલે છે; ૨૫ .. ૫૦.. ૧૦૦ આયંબિલ થયાં, હજી ધારેલા મુનિનો પત્તો નથી; છતાં એ થાકતી નથી. એને શ્રદ્ધા છે કે

**આયંબિલથી સર્વ–સિદ્ધિ થાય.**

પૂછો,–

પ્ર૦– પણ સો સો આંબેલ થઈ જવા છતાં ઈષ્ટસિદ્ધિ તો ન થઈ, તો ય શું શ્રદ્ધા રાખવાની ?

ઉ૦— હા, સિદ્ધિ આડે મોટા અંતરાય નડતા હોય, તો તરત સિદ્ધિ ન થાય; એટલે જ મોટા અંતરાય દૂર કરવા વધુ આંબેલ કરવા પડે. સિદ્ધિ નથી થતી એટલે સમજી જ રાખવું પડે કે અંતરાય-કર્મ નડે છે, એ હકીકત છે, ને અંતરાય તપથી તૂટે, એમ જ્ઞાની કહે છે.

**પ્રભુની ધીરજ :**— મહાવીર ભગવાને ચંદનબાળાવાળો અભિગ્રહ કરેલો, પછી છ મહિના સુધી રોજ ગોચરીએ જતા, પણ અભિગ્રહ અનુસાર ભિક્ષા નહોતી મળતી, ત્યારે પ્રભુ આ જ સમજતા હતા કે 'ભિક્ષા નથી મળતી એ સૂચવે છે કે અંતરાય નડે છે, ને તપ ચાલુ છે એટલે અંતરાય તૂટવાનો ય ચાલુ જ છે.' પ્રભુને આ સમજ અને આ વિશ્વાસ હતો, તેથી છ છ મહિના સુધી ચોવિહારા ઉપવાસ ખેંચવાનું આવ્યું છતાં પ્રભુ પાછા પડ્યા નહિ! બસ, શ્રીમતીની આ સ્થિતિ છે. આંબેલ પર આંબેલ ચલાવે રાખે છે, ભલે સો થઈ ગયા, તો ય હજી આગળ વણથાક્યી આંબેલ ચાલુ રાખે છે!

**દેવતા મુનિને માર્ગ ભુલાવે છે :—**

અહીં શું બને છે? પૂર્વની ધર્મ-સાધનાના બળે બળવાન પુણ્ય ઊભુ થયેલાનો કેવો પ્રભાવ છે! એ જુઓ. એમાં વળી અહીં પણ વણથાક્યા તપ કર્યે જવાનો પ્રભાવ કેવો ઉમેરાય છે! એ પણ જોવા જેવુ છે. પેલો દેવતા આના પુણ્યોદયના બળથી ખેંચાઈ આવે છે. એ મહામુનિ આર્દ્રકુમારને વિહારમાં ભ્રમમાં નાખી રસ્તો ભૂલાવી દે છે, જેથી એ શ્રીમતીના નગરની નજીકમાં આવી પહોંચે છે! ગોચરી સમયે ફરતાં ફરતાં શ્રીમતીના ઘર પાસે આવે છે, ત્યાં શ્રીમતી માનભેર બોલાવી ઘરની અંદર ગોચરી વહોરા-

વવા અર્થે લઈ જાય છે. પછી એ પોતાના અભિગ્રહ મુજબ મુનિને પગે પડીને વંદન કરે છે, અને એ વખતે પગમાં ચિહ્ન છે કે નહિ એ જોઈ લે છે. બરાબર એ જ ચિહ્ન દેખાયું.

પોતાના પિતાને શ્રીમતી કહે છે, “ બાપુ ! આ એ જ ભટ્ટારક જેમના મેં પગ પકડેલા, અને બોલેલી કે ‘ હું આમને વરી,’ અને આ મારા બોલ પર જ આકાશવાણીએ સિક્કો માર્યો કે ‘ સારું વરી ! સારું વરી !’ વધારામાં આકાશમાંથી રત્નરાશિ વરસી ! અત્યાર સુધી કુંવારી રહી છું તે આમના માટે જ, પરણીશ તો આમને જ પરણીશ, બીજાને નહિ.

હવે તમારે કરવું હોય તે કરો.”

શ્રીમતીના આ બોલ પર એના પિતાજી મહાત્માને કહે “ મહારાજ સાહેબ ! હમણાં જોગ બાજુએ મૂકો, અને આને પરણી લો, પછી તમારે એને સમજાવીને કરવું હોય તે કરજો. તમારે નિર્વાહના પૈસાની ચિંતા કરવાની જરૂર નથી; રત્નના ઢગલા પડ્યા છે.”

**નિકાચિત કર્મ છતાં મુનિની જાગૃતિ :–**

આર્દ્રકુમાર મહાત્માને નિકાચિત ભોગાવલિ કર્મ બાકી છે, પરંતુ જે પૂર્વ ભવનું સ્મરણ થઈને સંયમ યાદ આવ્યું છે, અને અહીં જે દેવતાના નિષેધ છતાં પ્રબળ વૈરાગ્યથી સંયમ લઈ સુવિશુદ્ધ પાળતા આવ્યા છે, એનો રંગ અને સ્વાદ એવો છે કે એની સામે આ એક રૂપાળી યુવતી અને રત્ન-રાશિને અતિ અતિ તુચ્છ લેખે છે. અલબત્ કર્મની શિરજોરીથી અંતરમાં વિકાર જાગતા હશે, પણ એને સક્રિય કરવાની લેશમાત્ર ઇચ્છા નથી.

એટલે મુનિ ત્યાંથી તો નીકળી ગયા, અને ઉદ્યાનમાં જ્યાં મુકામ કર્યો હતો ત્યાં રોકાયા. અહીં શ્રીમતીના બાપને ચિંતા થઈ કે 'હાય! મહારાજ કદાચ વિહાર કરી ચાલ્યા જશે તો? પછી ક્યાં એમને શોધવા?' તેથી એણે રાજાને જઈને નમસ્કાર કરી પરિસ્થિતિ કહીને વિનંતિ કરી કે 'મહારાજા! હવે તો હમણાં ને હમણાં તમે પધારો અને સાધુ મહાત્માને સમજાવો.' બાપે બીજા પણ મહાજનના શેઠિયાઓને સાથે લીધા. સૌ રાજાની સાથે ઉદ્યાને પહોંચ્યા, ને ત્યાં રાજાએ મહાત્માને કહ્યું 'ભગવન્! આ દીકરી બહુ દુઃખી થઈ રહી છે એના પર દયા કરો,' મુનિ કાંઈ હા ભણતા નથી તેથી શ્રીમતી કહે છે.

'જુઓ સ્વામિન્! તમે મને નહિ પરણો તો હું, મારો નિર્ધાર છે, આપઘાત કરીશ. હું તો આ મહા મોંઘેરો જન્મ ખોઈશ! અને તમને સ્ત્રી-હત્યાનું પાપ લાગશે.'

રાજા અને મહાજન વગેરે કહે છે;–'જુઓ મહારાજ! કન્યાનો આ નિર્ધાર સાંભળ્યો ને? શું તમારે એને આપઘાત કરવા દેવો છે?'

---

# [૫] મુનિ કેમ પડે છે?:
# કર્મની બલવત્તા:

મુનિનું મન મુંઝવણમાં પડ્યું કે "હવે શું કરવું?" દીક્ષા લેતી વખતે દેવીએ મને ભારપૂર્વક અટકાવતાં કહેલું કે 'તમારે ભોગાવલિ કર્મ ઊભા છે અને તે તમારે અવશ્ય ભોગવવા પડશે,' એ દેવીએ કહેલુ સાચું લાગે છે; કેમકે અહીં મામલો એવો બન્યો છે કે કન્યા આપઘાત કરી દેવા તૈયાર થઈ છે. કન્યાનો બાપ, રાજા, અને મહાજન બધા જ કન્યાને આપઘાતથી બચાવવા લગ્નનો આગ્રહ કરી રહ્યા છે. ત્યારે શું મારે નિકાચિત ભોગાવલિ કર્મ હશે? એ જો હોય તો ભોગવાયા વિના એ મને ક્યાં છોડવાના હતા?

જ્ઞાનીઓ પણ કહે છે,–

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥

અર્થાત્–કરેલુ શુભ કે અશુભ કર્મ જીવને અવશ્ય ભોગવવું પડે છે. કર્મ ભોગવાયા વિના સેંકડો ક્રોડ યુગોએ પણ ક્ષય પામતું નથી. ઉદયમાં આવેલું કર્મ કોણ ઓળંઘી શક્યું છે? કેમકે કહ્યું છે,–

आरोहतु गिरि–शिखरं, समुद्रमुल्लङ्घ्य यातु पातालम् ।
विधिलिखिताक्षरमालं, फलति कपालं, न भूपालः ॥

અર્થાત્—માણસ ભલે પર્વતના શિખર પર ચડી જાય,—કે સમુદ્ર ઓળંઘીને પાતાલમાં જતો રહે, છતાં એના લલા—ટમાં વિધાતાએ લખેલા અક્ષરોની માળા ફળે છે, એની સામે મોટો રાજા પણ ફળતો નથી. વિધાતાએ લખેલા લેખને મોટા રાજા મિથ્યા કરવા જાય તો તે ફળીભૂત થતા નથી. શક્તિસામગ્રી—સંપન્ન મોટા રાજાનુ ય, કર્મની સામે ન ચાલે, તો મારું શું ચાલવાનું હતું? કાંઈ નહિ, ઉદય આવેલ કર્મને ભોગવી જ લેવા દે.' કન્યા, એનો બાપ, રાજા અને મહાજન બધા ય આર્દ્રકુમાર મુનિને તેમ કહી રહ્યા છે, અને તીવ્ર ભોગાવલિકર્મના ઉદયે પોતાની પૂર્વની મક્કમતામાથી મહાત્મા જરાક ઢીલા પડયા છે, તેથી એમણે બધાની પ્રાર્થના સ્વીકારી લીધી, અને સૌએ આર્દ્રકુમારનો જયજયકાર બોલાવી દીધો.

પછી તો શ્રીમતીના બાપે મોટી ધામધુમથી આર્દ્રકુમાર સાથે શ્રીમતીનું પુરોહિત પાસે પાણિગ્રહણ કરાવ્યું. પૂછ—વાનુ મન થશે,—

પ્ર૦—એવા વિશુદ્ધ ચારિત્ર પાળનારા, અને તે ય જાતિસ્મરણ જ્ઞાનથી પોતાનો પૂર્વભવ અને ત્યાંનું સંયમપાલન યાદ આવી જવાથી અહીં તીવ્ર વૈરાગ્ય પ્રગટ થઈને સંયમને લેશ પણ અતિચારનો ડાઘ લગાડયા વિના સંયમનું પાલન કરી રહ્યા છે, તો પછી કેમ એ સંયમપાલનના વિચારમાં ઢીલા પડયા?

ઉ૦—અલબત્ નિકાચિત ભોગાવલિ કર્મ તો મોટું કારણ છે જ, પરંતુ પૂર્વભવના સંયમપાલનમાં જે પત્ની સાધ્વી પર મોહ જાગ્યો હતો, એનો ઝેરનો કણિયો એવો

રહી ગયેલો કે એ આવીને અહીં નડે છે. પૂર્વભવે આયુષ્ય બાંધતી વખતે અલબત્ શુભભાવ હતો તેથી તો તિર્યંચ-મનુષ્ય ગતિનું આયુષ્ય ન બાંધતાં દેવપણાનું આયુષ્ય બાંધેલું! તેથી દેવ થઈ અહીં આ મનુષ્યભવમાં આવ્યા છે; પરંતુ પેલો મોહના અનુબંધનો કણિયો રહી ગયેલો, તે અહીં આવી નડે છે.

બાકી આયુષ્ય બાંધવા માટે આ નિયમ છે, કે શુભ ભાવ સમ્યક્ત્વના ઘરનો હોય ને મનુષ્ય કે તિર્યંચ સમ્યક્ત્વ-અવસ્થામા આયુષ્ય બાંધે તો નિયમા વૈમાનિક દેવલોકનુ જ બાંધે. એના બદલે જો એનાથી નીચેનું જ્યોતિષ, ભવનપતિ, કે વ્યંતર દેવલોકનું આયુષ્ય બાંધ્યું, યા મનુષ્ય તિર્યંચ કે નરકનું આયુષ્ય બાંધ્યું, તો માનવું જ પડે કે એ આયુષ્યકર્મ સમ્યક્ત્વ-અવસ્થામાં નહિ, પણ મિથ્યાત્વ-અવસ્થામાં જ બાંધ્યું હોય. કુમારપાળ મહારાજા ઊંચા ધર્માત્મા હતા, ઊંચા સમ્યગ્દર્શનને-સમ્યક્ત્વને ધરનારા હતા, ત્યારે તો ગણધરપણાની પુણ્યાઈ કમાઈ ગયા છે! છતાં એ કેમ વ્યંતરનિકાયમાં દેવ થયા છે? કહો, કે એમણે આયુષ્યકર્મ મિથ્યાત્વગુણઠાણે બાંધ્યું છે.

નહિતર, ગણધરપણાની પુણ્યાઈ કેટલી બધી ઊંચી? આવતી ચોવીશીમાં પહેલા તીર્થંકર ભગવાનના એ ગણધર થવાના છે! ત્યારે ભગવાનના શ્રીમુખેથી માત્ર ત્રણ પદ પામીને દ્વાદશાંગી, કે જેમાં મહાસાગર જેવા ચૌદપૂર્વ સમાય છે, એના સ્વયં રચયિતા થવાના છે! એવી ઔત્પાતિકી બુદ્ધિ આદિની મહા પુણ્યાઈ વિના આ રચના શે બની શકે? ત્યારે આવી ઊંચી ગણધરપણાની પુણ્યાઈ થોડી

જ સમ્યક્ત્વ વિના બંધાય? મહારાજા કુમારપાળ ઉચ્ચ કોટિના સમ્યક્ત્વને ધરનારા હતા એ એમના પાછલા ધર્મમય ઉચ્ચ જીવન પરથી દેખાય છે. આમ છતાં એમણે વ્યંતર દેવલોકનું આયુષ્ય કેમ બાંધ્યું? વ્યંતરનું આયુષ્ય બાંધ્યું છે, એ બતાવે છે કે એમણે આયુષ્ય મિથ્યાત્વ–અવસ્થામાં બાંધેલું. પૂછો,

પ્ર૦–એવા જ્વલંત સમ્યક્ત્વવાળાને પણ કદી મિથ્યાત્વ આવે?

ઉ૦–આવ્યું છે, એ હકીકત છે. સમ્યક્ત્વના અસંખ્ય આકર્ષ છે, એટલે કે સમ્યક્ત્વમાંથી મિથ્યાત્વમાં જાય, અને પાછું સમ્યક્ત્વ આકર્ષી લે, આવું અસંખ્ય વાર બની શકે છે.

આ બતાવે છે કે સમ્યક્ત્વનો ભાવ નાજુક છે. ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાંથી સહેજ જાગૃતિ ઓછી થતાં વીર્યોલ્લાસ મંદ થતાં જીવ એમાંથી ભ્રષ્ટ થઇ મિથ્યાત્વ પામી જાય છે. પછી ભલે પાછી જાગૃતિ આવતાં, અંતર્મુહૂર્તમાં જ સમ્યક્ત્વ તરફ આકર્ષાઈ જશે. પણ એક વાર તો પતન થઇ ગયું. સમ્યક્ત્વ અંગે આવું પતન–ઉત્થાન વધુમાં વધુ બને તો અસંખ્ય વાર બને છે; એને સમ્યક્ત્વના અસંખ્ય આકર્ષ કહે છે. એ સમજીને સમ્યક્ત્વનો ભાવ સમકિતની વિવિધ કરણીથી દૃઢ રાખવા જેવો છે, પણ ભરોસે રહી એકપણ મિથ્યાત્વની કરણી આદરવા જેવી નથી, કે તીવ્ર રાગ–દ્વેષ કરવાં જેવો નથી.

કુમારપાલ રાજાને આયુષ્ય વૈમાનિક દેવલોકનું નહિ, પણ વ્યંતર દેવલોકનું બંધાયું છે, એ પરથી વિચારવાનું

છે કે એવા એમને પણ મિથ્યાત્વ કેમ આવ્યું હશે? શું કાંઈ દેવ-ગુરુ-ધર્મની શ્રદ્ધા ડગમગ થઈ હશે? અહીં સમજવા જેવું છે કે

**મિથ્યાત્વ આવવાના બે માર્ગ છે,-**

(૧) દેવ-ગુરુ-ધર્મની શ્રદ્ધા અને તત્ત્વની શ્રદ્ધા ડગમગ થાય, તો મિથ્યાત્વ આવે; તેમજ

(૨) વિષયો પ્રત્યે અનંતાનુબંધીનો રાગ કે દ્વેષ ઊઠી આવે, તો ય મિથ્યાત્વ આવે.

કુમારપાળ મહારાજાને સંભવ છે સાંસારિક જીવન જીવતા આયુષ્યના બંધકાળે અનંતાનુબંધી કષાયનો રાગ યા દ્વેષ જાગી ગયો હોય; તેથી સમ્યક્ત્વભાવ ગુમાવી મિથ્યાત્વભાવ જાગી ગયો હોય, અને એમાં આયુષ્ય બંધાયું તે વ્યંતર-નિકાયના દેવલોકનું બંધાઈ ગયું.

ફરીથી યાદ કરો, સમ્યક્ત્વનું બહુ નાજુકપણું છે, માટે શાસ્ત્ર એમાં અસંખ્ય આકર્ષો કહે છે.

કુમારપાળ મહારાજાને કોઈક વાર અનંતાનુબંધી કોટિના રાગને લીધે સમ્યક્ત્વમાંથી મિથ્યાત્વમાં થોડીક જ વાર જવાનું થયું હોય, અને એ રાગ દબાઈ જતાં પાછો સમ્યક્ત્વનો આકર્ષ થયો હોય. પરંતુ એ મિથ્યાત્વના ગાળામાં જ આયુષ્ય કર્મ બંધાયું હોય તો તે વ્યંતર દેવલોકનું આયુષ્ય કર્મ બંધાયું હોય એમ સંભવ છે.

જેવા સમ્યક્ત્વના આકર્ષ, એવા સંયમના પણ આકર્ષ છે. મહાત્મા આર્દ્રકુમારને નિકાચિત ભોગાવલિ કર્મના ઉદયે ચારિત્ર-ભાવમાંથી અસંયમના ભાવમાં આકર્ષ થવાથી સંયમ મૂકી દઈ શ્રીમતી સાથે લગ્ન કરી લેવાનો ભાવ થયો, અને લગ્ન કરી લીધા.

**આર્દ્રકુમાર પડ્યા છતાં અલિપ્ત :—**

હવે કેમ? ઝંખના કરનારી, સમૃદ્ધિવાળી અને રૂપાળી શ્રીમતી, એ કેટલીય તપસ્યાથી આર્દ્રકુમારને અહીં પતિ તરીકે લાવી હોય, એ હવે આર્દ્રકુમાર મળી ગયા પછી એમની સેવામાં કેવી ઊભી રહે? અરે! આર્દ્રકુમારનું માત્ર મુખારવિંદ જોઈ જોઈને પણ કેટલી બધી રાજીની રેડ થતી હોય! ત્યારે પ્રેમથી બીજી ય સેવાઓ કેટલી આપતી હોય? સમૃદ્ધિનો પાર નથી. બાપની સમૃદ્ધિ તો ખરી જ, ઉપરાંત પેલી રત્નોની વૃષ્ટિ થયેલી યા સાડાબાર ક્રોડ સોનૈયા વરસેલા એ સંપત્તિ હતી. કેટલી જંગી સમૃદ્ધિ! એથી ભોગ-સાધનો કેટલા ઊંચામાં ઊંચી કોટિના, અને ભરચક પ્રમાણમાં હાજર હોય? આવી ઉચ્ચ સાધન–સામગ્રી સાથે રૂપસુંદરી શ્રીમતી ખૂબ પ્રેમ અને ભક્તિભર્યા દિલથી સેવા કરતી હોય, ત્યાં આર્દ્રકુમારની જગાએ બીજો કોઈ હોય તો કેવો ભોગ-લંપટ બની જાય? પરંતુ અહીં આર્દ્રકુમાર કેવી રીતે રહે છે? ખૂબ સંયમી થઈને અને હૈયાથી અલિપ્ત જેવા રહીને રહે છે!

卐

# [૨૬] વિષયભોગ એ વેઠ ૪ કારણે શ્રેણિકપુત્ર નંદીષેણ

**વિષયભોગને વેઠ સમજે છે, એનાં ૪ કારણ :-**

(૧) જાતિસ્મરણ જ્ઞાનથી એમની નજર સામે એક તો પૂર્વે પાળેલું સ્વૈચ્છિક વિશુદ્ધ ચારિત્ર છે, ને એમને એ સંયમનો દિવ્ય આનંદ ભુલાતો નથી.

(૨) બીજું, આ જનમમાં પાળેલું નિરતિચાર ચારિત્ર, એની ભારે અનુમોદના છે. એટલે એની સામે વિષય-ક્રીડાને તદ્દન બિભત્સ પશુ-ચેષ્ટા સમજી એના પર એમને ભારે ઘૃણા છે.

(૩) વળી, અનાર્ય દેશમાંથી અહીં કેવા ઊંચા ઉદ્દેશથી ભાગી આવેલા, એ વીસરાતું નથી. તેમજ

(૪) ચોથી વાત એ છે કે એમને દેવતાએ કહેલા પોતાના અકાટ્ય ભોગાવલિ કર્મનો ખ્યાલ છે, એટલે એ પોતાની ઉપર કર્મનો બળાત્કાર સમજી ભોગ-ઉપભોગને વેઠ સમજે છે. પૂછો,-

પ્ર૦- મસ્ત રંગરાગ ભોગ ઉડાવે છતાં એને વેઠ કેવી રીતે સમજે ?

ઉ૦- દા. ત. ગૂંડાના હાથમાં કોઈ દયાળુ માણસ ફસાઈ ગયો હોય, અને પેલા કહે ‘ આ બકરાને માર, નહિતર તને મારી નાખશું.’ એ વખતે આ દયાળુ મરવા તૈયાર થાય,

પરંતુ બકરાને હરગીજ નહિ મારું, એમ કહી દે. ત્યારે પેલો ગૂંડો પોતાના ચાર સાગ્રીતને ભેગા કરી, એમની પાસે આ દયાળુને પકડી રખાવી દયાળુના હાથમાં બળાત્કારે છરો પકડાવી પોતાના ને સાગ્રીતના મજબુત હાથેથી દયાળુના હાથ પર દબાણ લાવી બકરાના શરીર પર છરાનો ઘા કરાવે, એ વખતે દયાળુને શું થાય? દિલ કકળે ને? છરાનો ઘા કરવામાં જરાય રસ હોય? ના, એ તો કકળતા હૃદયે એવી અફસોસી કરતો હોય કે 'અરેરેરે! આ મારા પર આ કેવો બળાત્કાર કે મારા હાથ વડે બકરા પર છરાનો ઘા?'

**બળાત્કારે બકરા પર છરાના ઘાની જેમ કર્મના બળાત્કારે વિષયોનો સંગ સમજે એને એ વેઠ લાગે, એમાં દિલ કકળતું રહે.**

બસ, આર્દ્રકુમારના મનની આ સ્થિતિ હતી. દિલમાં ભારે અફસોસી રહેતી કે 'અરરર! આ કર્મનો મારા પર કેવો બળાત્કાર કે હું જરાય આ ઈચ્છતો નહિ, છતાં કર્મ મારી પાસે આ પશુ જેવી ચેષ્ટા કરાવે છે!'

આર્દ્રકુમારનું દિલ આવું હતુ. એટલે જ વખત જતાં જ્યાં શ્રીમતીને પુત્ર જનમ્યો અને એ લેખશાળાએ ભણવા જતો થયો એટલે આર્દ્રકુમાર શ્રીમતીને કહે છે 'જો હવે તારે આ પુત્ર છે, એટલે એકલવાયાપણું નહિ રહે, માટે મને ચારિત્રની અનુમતિ આપી દે. મારું સંસાર અને સંસારની આ અજ્ઞાન મોહ–મૂઢ ચેષ્ટામાં બિલકુલ મન નથી.'

આ ક્યારે કહેવાય? હૈયામાં તીવ્ર વૈરાગ્ય હોય, અને અસંયમમાં રહ્યાનો રોજનો પારાવાર ખેદ હોય, સંતાપ હોય ત્યારે.

ભોગલંપટો પતિત મહાપુરુષોનાં મહાન દિલને ન સમજી શકે :-

મહાપુરુષોનાં આ દિલ જે ન સમજે, અને બોલે કે 'એ તો નંદીષેણ પણ પડ્યા હતા; ને અરણિક મુનિય પડેલા; તેમ આર્દ્રકુમાર પણ પડ્યા હતા; એમણે ય સંસાર ભોગવેલા,' – આવું બોલનારા એ મહાપુરુષોને અન્યાય કરી રહ્યા છે. એવાને કોણ પૂછે "અલ્યા ભાઈ! મહાપુરુષોને પડ્યા પડ્યા કહે છે, પણ જરા એ તો જો, કે પડ્યા છતા એમનાં હૃદય કેવાં હતાં? ભોગમાં ફસાયા છતાં એમનાં દિલ ભોગ પ્રત્યે કેવા ઘૃણાવાળા હતા? ને તારું દિલ જોને કે એ કેવું ભોગલંપટ છે? ભોગલંપટ છે, માટે તો જિંદગી-ના ૪૦ – ૫૦ – ૬૦ – ૭૦ વર્ષ વીત્યાં છતા હજી ક્યા તારે ભોગમાથી ઊઠી ચારિત્ર લેવું છે?" અરે! બ્રહ્મચર્ય પણ ક્યાં લેવું છે? શાનો ઊઠે? દિલ ભોગમાં કકળતુ હોય, પરલોકના ભયથી કંપતું હોય, તો ઊઠે ને? તળાવડામાં બેઠેલી ભેંસ એમાં લીન, તે ઊઠે જ નહિ! એમ ભોગના તળાવડામાં બેઠેલો એમાં લય-લીન હોય પછી શાનો ઊઠે? તે ય પાછા ભોગ તો કેવા તુચ્છ ગરીબડા મળ્યા છે, છતાં એમાં ય લીન-લંપટ! કેવી દુર્દશા?

ત્યારે પેલા નંદીષેણ આર્દ્રકુમાર વગેરે પડેલા તે કેવા સમૃદ્ધ માતબર ભોગમાં બેઠેલા? છતાં એમનું દિલ ભોગ-લંપટ નહોતું; ભોગમાં કંપતું-કકળતું હતું, માટે મોકો આવ્યો કે ભોગમાંથી ઊભા થઇ જતાં આંચકો ન આવ્યો; ભોગત્યાગ કરી ચારિત્રી બની ગયા!

નંદીષેણ આર્દ્રકુમાર વગેરે પડેલા છતાં કેવા જબરદસ્ત વૈભવમાં હૈયાથી અંતસ્તાપભરી અલિપ્તતા કેવી રાખી હશે!

ત્યારે જ એ સહેજ વાતમાં એનો ત્યાગ કરતાં અચકાયા નહિ, એ વિચારવા જેવું છે. જાણો છો ને

**નંદીષેણ પડ્યા છતાં કેવો અંતસ્તાપ ? :–**

નંદીષેણે વેશ્યાને ત્યાં પડતા પહેલાં વેશ્યાને 'સાધુ અર્થલાભ પણ કેવા કરાવી શકે છે' એ બતાવવા આંખના એક પિયાથી સાડાબાર ક્રોડ સોનૈયા વરસાવેલા ! આટલા તો સોનૈયા, એટલે એના રૂપિયા કેટલા ? એક સોનૈયાના એ કાળના પંદર રૂપિયા ગણો, તો ય દોઢ અબજ ઉપર રૂપિયા થાય. પછી વેશ્યાએ પાડ્યા, તો હવે એટલી જંગી ઋદ્ધિ સમૃદ્ધિ ઉપર રંગરાગ, ભોગવિલાસ, અને તે ય ચકોર રૂપાળી વેશ્યા સાથે ! કેવા થાય ? છતાં એમાં હૈયું અંતસ્તાપભર્યું ! માટે તો સવારથી ઊઠીને ભોજન પહેલાં ઓછામાં ઓછા દશને પ્રતિબોધ કરી દીક્ષા માટે ઊભા કરી દેવાનુ રાખેલું ! અસંયમ–ભોગમાં પડ્યાનું દિલમાં આ જ્વલન, તે એમાંથી વિષયવિલાસની લચબચ સામગ્રી વચ્ચે રોજ દશને વૈરાગ્યનો ઉપદેશ ! આજના ભોગલંપટો, તે પેલી માતબર સામગ્રીની અપેક્ષાએ ઠીકરા–ક્લાસ સામગ્રીમાં ય ભોગલંપટો બની રહેનારા, એ મહાપુરુષ પડેલા છતાં એમના મહાન દિલને શુ સમજી શકે ? ૧૨–૧૨ વરસ નંદીષેણ વેશ્યાને ત્યા અંતસ્તાપ સાથે રહેતા હતા, તેથી તો એક દિવસ નવ જણ બૂઝ્યા ને દશમો નથી બૂઝતો, ભોજન ઠંડું થઇ જાય છે, તે વેશ્યા મશ્કરીમાં કહે છે, –

'દશમો નથી બૂઝતો ? તો દશમા તમે,' ત્યા નંદીષેણ ઊભા થઇ ગયા ! ખીંટીએથી ઓઘો બગલમા મારી, કહે છે–

'લે ત્યારે, હવે હું આ ચાલ્યો દીક્ષા લેવા.'

ત્યાં વેશ્યા ગભરાણી, ઘણાં ઘણાં મનામણાં કરે છે, "ભાઇસાબ! રહી જાઓ; હું તો મશ્કરીમાં બોલેલી, ક્ષમા માગુ છું. જવાની વાત ન કરશો; અહીં જ રહો."

પણ નંદીષેણ શાના રહે? વેશ્યાએ કલ્પાત માંડયો કરુણ સ્વરે રોતી જાય ને કહે છે 'હાય! હવે હું કયાં જાઉં? તમે મારા પ્રાણથી અધિક! તમે જાઓ તો મારે જીવીને શું કામ છે? બસ, મરી જાઉં,' પરંતુ વેશ્યાના આ આંસુ ઝરતી આંખે કરાતા કલ્પાંત પર નંદીષેણ ન પીગળ્યા. કારણ? કહ્યું નહિ પહેલાં? ભલે નિકાચિત ભોગાવલિ કર્મના ઉદયે અહીં વેશ્યાને ત્યાં રહ્યા હતા, પરંતુ ભોગલંપટ બનીને નહિ, કિન્તુ ભોગની ભયંકરતાનો ખ્યાલ રાખીને કંપતા—કકળતા હૃદયે રહ્યા હતા; તે હવે મોકો આવતાં શાના ભેંસની માફક ભોગના કીચડમાં એક ક્ષણ પણ ચોંટયા રહે?

નિકાચિત ભોગાવલિ કર્મના ઉદયે ચારિત્ર—મોહનીય જોર કરી ગયું તો ચારિત્ર આવરાઈ ગયું, પરંતુ સમ્યક્ત્વ નહોતું આવરાઇ ગયું, મિથ્યાત્વ – મોહનીય જોર નહોતું મારી ગયું, તેથી સંવેગ—નિર્વેદ હૈયામાં રમી રહ્યા હતા; એટલે ભોગમાં હૈયે કંપ ને કકળાટ ઊભા રહે એમાં શી નવાઇ? એના લીધે ભોગ—લંપટતા શાની આવે?

**ભોગમાં હૈયે કંપારો ને કકળાટ હોય તો લંપટતા ન આવે.**

બસ, આ જ વાત છે, દિલમાં સમ્યક્ત્વનો દીવડો બુઝાવા ન દો, જવલંત જળતો રાખો, તો દુન્યવી વિષયો ને એના ભોગવટા ભયંકર દેખાશે, પરલોકના કારમા દુઃખો

અને પાપિષ્ઠ અવતારો નજર સામે તરવર્યા કરશે; તેથી
દિલ એ ભોગ–ભોગસાધનો પ્રત્યે કંપ અને કકળાટ અનુભ-
વશે. આર્દ્રકુમારને શ્રીમતી મળી છે, ક્રોડોની સંપત્તિ મળી
છે, પરંતુ સમ્યક્ત્વનો દીવો પ્રજ્વલિત છે; એથી ભોગો
ખૂંચે છે; તેથી શ્રીમતીને કહે છે 'જો હવે તારે પુત્ર સહાયમાં
આવી ગયો. તું અને પુત્ર બને શાંતિથી રહો, અને હું
ચારિત્ર લઈશ.'

શ્રીમતીને અથાગ રાગ, તે શાની એમાં મંજૂર થાય?
કહે છે, 'આ શું બોલો છો? પરણ્યાને હજી બહુ વરસ
થયા નથી ને મને તરછોડી જવાની વાત કરો છો? તમે
મળ્યાથી તો મને સ્વર્ગ મળી ગયું હતું, તે એકાએક
લુપ્ત કરશો?'



# [૨૭] પત્નીને આર્દ્રકુમારની વૈરાગ્યવાણી

આર્દ્રકુમાર સમજાવે છે,– 'જુઓ આ ઝાંઝવાના નીર જેવા સુખાભાસમાં શી સ્વર્ગ–સુખની કલ્પના ?

**જીવન તો નદીના વેગની જેમ વહી ચાલ્યું છે, તે જોતજોતામાં મૃત્યુના મહાસાગરમાં ભળી જવાનું.**

પછી પરલોક–સાધના ક્યારે કરવાની ? તમે જાણો છો કે હું ચારિત્ર–ભ્રષ્ટ થઈને આ પાપમાં પડયો છુ. પાપ બહુ કર્યાં, હવે વ્રતભંગના પાપનુ વારણ કરી લઉ, તો મારે દુર્ગતિમાં ન પડાય.'

શ્રીમતી શાણી હતી, એણે બહુ ચર્ચા ન કરી; કેમકે પતિના સાધુ–જીવનની ઉત્તમ સાધુતા એણે જોઇ હતી, તેમજ અત્યાર સુધીના સહવાસમાં પતિને ભોગમા બેઠા છતાં જળ-કમળની માફક અલિપ્ત હૃદયવાળા અનુભવ્યા છે, અને અત્યારે પતિ જે કહી રહ્યા છે એ કશું ગેરવ્યાજબી કહેતા હોય એમ લાગતુ નથી; આવું સમજતી હોય પછી શા માટે પતિ સાથે જીભાજોડી કરે ?

**પતિને રોકવાની ચતુરાઈ :–**

ત્યારે શુ પતિને જવા દેવા છે ? શ્રીમતીને પોતાને એટલો બધો મોહ છે કે પતિને જવા દેવા માટે એનું મન બિલકુલ માનતું નથી. એટલે એણે એક ઉપાય કર્યો.

પુત્રના નિશાળેથી આવતા પહેલાં એકવાર શ્રીમતીએ ચતુરાઈ કરી. પોતે રેંટિયો લઇને શ્રીમતી સૂતર કાંતવા બેઠી. એટલામાં પુત્ર આવ્યો. જોઈને ચકિત થઈ પૂછે છે 'મા! આ તું શું કરી રહી છે?'

શ્રીમતી કહે – 'બચ્ચા! હવે તારા બાપુ દીક્ષા લઇ આપણને છોડી જવાના છે, એટલે પછી તારા – મારા ભરણપોષણ માટે આ કરવુ પડે ને? તુ તો હજી નાનો છે. તને વેપાર કરવાનુ આવડતા વર્ષો લાગશે.'

છોકરો કહે, 'મા! આ શું બોલી? મારા બાપુ શાના જાય? જો હું એમને બાંધી દઉં છું,' એમ કહી છોકરાએ પલંગ પર આડા પડેલા બાપના પગ પર સૂતરના તાર લપેટ્યા

આર્દ્રકુમાર મા–પુત્રની વાતો સાંભળી વિચારમાં પડી જાય છે કે 'આ બંનેની વાતો જોતા લાગે છે કે જો હમણાં જ દીક્ષા લઈ લઇશ, તો બંનેને ભારે આઘાત લાગવા સંભવ છે; તેમજ પુત્ર જ્યાં સુધી આવડતવાળો મોટો નહિ થાય ત્યા સુધી શ્રીમતી મન બાળ્યા કરશે, તેથી થોડો વિલંબ કરવા દે.'

આર્દ્રકુમાર કહે 'ચિંતા ન કરશો, આ સુતરના પગે જેટલા આંટા છે, તેટલા વરસ રહી જઈશ, પછી દીક્ષા લઈશ.' એમ કહીને ઊઠીને આંટા ગણ્યા, કુલ બાર આંટા થયા, એટલે બાર વરસ ઘરમાં રહી જવાનુ નક્કી કર્યું. પૂછો,

## મહાવૈરાગી છતાં કેમ રોકાઈ ગયા?

પ્ર૦– આર્દ્રકુમાર મહાવૈરાગી અને રોકાઇ જાય?

ઉ૦– હા, હજી ભોગાવલિ કર્મ જોર મારતા હોય, તો એ એનો ભાવ ભજવી જાય. જોવાનું એટલું જ છે કે આવા વૈરાગી જીવો કામના લંપટ નથી હોતા, એટલા માટે તો ઘરમાં રહેવા છતાં સાકર પરની માખીની માફક રહેનારા હોય છે, કાંઈક ઉદાસીન ભાવથી રહેનારા હોય છે. એનું કારણ એક જ,

**જેમનું તત્ત્વદર્શન અને સંસાર–દર્શન આબેહૂબ હોય, એ સંસારમાં ઉદાસીન ભાવથી જ રહે.**

બાર વરસ વીતતાં કેટલી વાર? બાર વરસ પૂરા થતાં જ એક દિવસે રાતના આર્દ્રકુમાર વિચાર કરે છે કે,–

### ૧૨ વર્ષના અંતે આર્દ્રકુમારની ભવ્ય વિચારણા :–

'અહો! સંસારરૂપી કુવામાંથી મારા આત્માનો ઉદ્ધાર કરવા દોરડારૂપી ચારિત્રનું આલંબન મેં કર્યું, ચારિત્ર પાળ્યું, ને પાછું મૂકી પણ દીધું! અને ફરીથી હું એ જ સંસારમાં ખૂચ્યો છું?

'પૂર્વ જન્મમાં ચારિત્ર લઇને પાળતો હતો, પણ એમાં જો માત્ર મનથી પણ ચારિત્રની વિરાધના કરી, તો અહીં અનાર્યપણામાં ફેંકાઈ ગયો! ત્યારે અહીં તો મેં મન–વચન–કાયા ત્રણેથી ચારિત્ર ભાંગી નાખ્યું, તો હવે આગળ મારી કઈ દશા કઈ અવ-ગતિ થાય? આ દુઃખદ ચતુર્ગતિમય સંસારમાં જ ફેંકાઈ જાઉં ને? કાંઇ નહિ, હજી સાવ બગડી

પાર નહિ ! આમાં ભાવી કઈ દશા ?' –આમ આનો ત્રાસ લાગી જાય, તો હમણાં ચારિત્રના ભાવ થાય. પણ પેલાનો ત્રાસ નથી થતો, ઊલટુ પૈસા પરિવાર અને મનગમતા વિષયોમાં હુફ લાગે છે ! ઠંડક લાગે છે ! શાતા અનુભવાય છે ! પછી શું કામ ચારિત્રના ભાવ થાય ?

ત્યારે આર્દ્રકુમાર આમે ય સંસારમાં બળ્યા–ઝળ્યા રહેતા હતા, એમા પત્ની–પુત્ર આગળ કબૂલેલી મુદત પૂરી થઈ, એટલે તો હવે હૈયે સસારના પાપોનો અને દુર્ગતિ-ભ્રમણનો ત્રાસ વધી ગયો, એટલે ચારિત્રનો નિર્ધાર કરી દીધો.

સવારે પત્નીને કહે છે,– 'કબૂલેલા બાર વરસ વીતી ગયા છે, હવે હુ દીક્ષા લઈશ.' પત્ની શ્રીમતી આ સાંભળી રોવા જેવી થઇ ગઇ, દીનતાથી કહે છે, તમે દીક્ષા લેશો તો પછી તમારા વિના મારું શું થશે ? આ પુત્રનુ શુ થશે ?'

# પત્નીને ભવ્ય ઉપદેશ

આર્દ્રકુમાર કહે "બાઇ ! કેમ તું આમ બોલે છે ? આ જગતમા કોણ કોનું છે ? કોઈ કોઈનુ નથી. જીવો તો પોતપોતાના કર્મોના અનુસારે બીજાની સાથે સયોગ પામે છે, અને કર્મના અનુસાર પાછા એવા છૂટા પડી જાય છે કે ભવોના ભવોએ ભેગા જ થાય નહિ. એમાં વચમાં વળી બીજા બીજા જીવોના સયોગમાં આવી 'મારા, મારા' કરી જીવનના અંતે છૂટા પડવું જ પડે છે. કર્મસત્તા આગળ જીવનું શું ઉપજે છે ?" જ્ઞાનીઓ પણ કહે છે,–

'જીવનું એકાકીપણું કેવું ? :—

"ज्ञातश्चैको मृतश्चैक, एको धर्मं करोति च ।
पाप स्वर्गसुखे जीवः श्वभ्रे गच्छति कः समम् ॥
मूढाः कुर्वन्ति ये मे मे, वपुःपुत्रगृहादिकम् ।
तेऽपि त्यक्त्वा च रोगार्ताः मज्जन्ति भवसागरे ॥'

'અર્થાત્, આ સંસારમા જીવ એકલો જન્મે છે. અર્થાત્ પૂર્વના કોઇ સગાને કે કશી સંપત્તિને સાથે લઈ આવી જનમતો નથી. અહી જન્મે છે પણ એકલો અને મરે છે પણ એકલો, અર્થાત્ અહીં વહાલામા વહાલા પણ કોઈ કુટુબીને સાથે લઇને મરતો નથી. તેમ ધર્મ અને પાપ પણ જીવ એકલો જ કરે છે, કાં ધર્મ કરે છે, કાં પાપ કરે છે; એમાં બીજા ન પણ જોડાય એવું બને છે, અને એના ફળ સ્વરૂપે એકલો જ કાં સ્વર્ગમાં દેવતાઈ સુખમાં ચાલ્યો જાય છે ! કાં નરકના ઘોર દુઃખમા એકલો જ પટકાય છે ! ત્યાં કોણ એની સાથે જાય છે ? અરે ! પોતાનું શરીર પણ સાથે જતું નથી, પછી પત્ની–પુત્ર વગેરે સાથે જવાની વાતે ય શી ?

છૂટી જનારાને 'મારા–મારા' કરનારા મૂઢ :—

"ત્યારે શું તમને નથી લાગતું કે આવા અહીં જ ઊભા રહી જનારા અને મરણ બાદ જીવને કશો સથવારો–સધિયારો નહિ આપનારા શરીર સગા અને ઘરને "આ મારા, આ મારા' એમ કરનારો જીવ મૂઢ છે ? 'મારા મારા' કરીને વળે છે શું ? અંતે એ જ બધાને મૂકીને જ રોગથી એકલો

પીડાતો મરીને કર્મના ગંજ ઉપાડી આ વિરાટ ભવસાગરમાં એકલો જ ડૂબી જાય છે !

"તો ભાગ્યવતી ! આ શું બોલે છે કે અમારું શું થશે? હું કદાચ ચારિત્ર ન લઈને ઘરમાં બેઠી રહું, તો પણ મારે મૃત્યુ તો આવવાનું. તો મારા મૃત્યુ પછી મારું શું થશે? એ વિચાર તમને કેમ નથી આવતો? એવા અવશ્યંભાવી સર્વવિયોગને કરાવનાર મૃત્યુને જોતાં શું જોઈને અહીં 'મારા પતિ, મારા પિતા, મારું ઘર,' એમ મારાપણું કરાતું હશે?

'अन्यो जीवो भवेद् यत्र, देहात् तत्र गृहादिकम् ।
कथं मे मे तनुर्गेहं कलत्रं कुरुतेऽङ्गवान् ? ॥

જીવ જ્યાં કાયાથી ય જુદો છે, ત્યાં ઘર-સગા વહાલા બધાથી ય જુદો છે એ સ્પષ્ટ દેખાય છે; તે જીવને એ કાયાદિ બધું જ છોડીને જવું પડે છે! તો પછી શું જોઈને જીવ 'મારી કાયા, મારું ઘર, મારી પત્ની' એમ મમત્વ કરતો હશે?' એમ કરવું એ ય શું જીવની મૂર્ખાઇ નથી? મૂઢતા નથી? જિંદગીભર મારી મારી કરેલી કાયા પર પણ, મૃત્યુ પછી, જો કશો અધિકાર નથી કરી શકાતો, તો ઘર-કુટુંબી પર પરલોક જતાં ક્યાં અધિકાર કરી શકાવાનો? જ્ઞાની કહે છે,—

**કાયા-કુટુંબાદિ બધું દુઃખનું ઉત્પત્તિસ્થાન :-**

कुटुंब-धनधान्यादि सर्वं दुःखसमुद्भवम् ।
देहं च मन्यते यः स्वं कर्म बध्नाति स कुधीः ॥

અર્થાત્ તમે આ જુઓ કે 'આ કુટુંબ અને ધન-ધાન્યાદિ

બધું ય દુઃખની ઉત્પત્તિ છે જેમાંથી એવું છે, અર્થાત્ એ બધું ય દુઃખનું જ ઉત્પત્તિ-સ્થાન છે. દેહ-શરીર પણ શું આપે છે? રોગ-પીડા-મજુરી-કષ્ટો વગેરે! એ, દેહ છે, તો જ આવે છે, મતલબ, દેહના લીધે જ એ ઊભા થાય છે. ત્યારે ધન-ધાન્યાદિના પરિગ્રહમાં દુઃખ-કષ્ટ-સંતાપ ઊભા થવાનું પૂછવું જ શું? આમ છતાં જે દુર્બુદ્ધિ માણસ આ દેહાદિને પોતાના માને છે, પોતાના વહાલા તરીકે જુએ છે, એ કેવલ કર્મોથી જ ભારે થાય છે; અને એ કર્મ લઈને પરલોક જતાં એની કેવી દુર્દશા થાય! એ એકત્રિત કરેલા કર્મોના ગંજના ગંજને લીધે કેટકેટલા દારુણ વિપાક એને ભોગવવા પડે! એ સમજી શકાય એવું છે. આજે નજર સામે નાના મોટા અસંખ્ય જીવો જે પાર વિનાના જાલિમ દુઃખો ભોગવી રહ્યા છે, એ પરથી કલ્પી શકાય એવું છે.

એ તો અહીં જીવ એકમાત્ર ધર્મ જ કરીને એને પુણ્યરૂપે સાથે લઈને જાય, તો જ એને પરલોકે સ્વર્ગાદિના સુખ જોવા મળે. કહ્યું છે,-

"एको धर्ममुपार्जितं च विबुधः कृत्वा स्वयं गच्छति स्वर्गं,
पापमुपार्ज्य घोरनरकं दुःखाकरं प्राणभृत्।
एको दुःखततिं ह्यसारमपि सो त्यक्त्वा च मुक्त्यालयम्
तस्मात् त्वं भज भावतो हि शरणं धर्मं, त्यज स्वं गृहम् ॥

"અર્થાત્ વિબુધ-સુજ્ઞ જીવ એકલો જ સ્વયં ધર્મનું ઉપાર્જન કરીને સ્વર્ગમાં જાય છે. ત્યારે જીવ એકલો જ પાપ ઉપાર્જન કરીને દુઃખ-ભરપૂર ઘોર નરકમાં સિધાવે છે! તેમ જીવ એકલો જ અસાર દુઃખ-વિસ્તારનો (સંયમ

દ્વારા) ત્યાગ કરીને મોક્ષ પણ પામે છે. માટે હે જીવ! તું ધર્મનું ભાવથી શરણું લે, અને પોતાનું માનેલું ઘર છોડ.

આર્દ્રકુમાર પત્ની શ્રીમતીને કહે છે,—

“આ બધું જોતાં—વિચારતાં તને લાગશે કે બધું જ્યારે જીવને એકલાને જ કરવાનું, ભોગવવાનું, અને છૂટવાનું હોય છે, તો પછી ‘મારા વિના તમારું શું થશે’ એ ચિંતા તમારે કરવી નકામી છે, અને ‘તમારા વિના મારું શું થશે’ એ ચિંતા મારે ય કરવી નકામી છે. સૌએ પોતે જ પોતાના આત્માની ચિંતા કરવાની છે, અને તેથી જ સૌએ એકબીજાના સારામાં સમર્થન જ કરવું જોઈએ, તો તમે હવે મારા ઉત્તમ કાર્યમાં વિઘ્ન ન કરતાં સંમત થઈ જાઓ.”

---

## [૨૮] આર્દ્રકુમારની ફરીથી દીક્ષા

### આર્દ્રકુમારનું ગજબ નિર્મમત્વ–મહાસંયમ !

આર્દ્રકુમારે એ રીતે પત્ની–પુત્રને સમજાવી દીધા, અને પોતે જાતે જ મુનિવેષ લઈ લીધો, સંયમની પ્રતિજ્ઞા કરી દીધી, અને નિર્મમ નિરહંકાર પ્રત્યેકબુદ્ધ બની ઘરમાંથી નીકળી વનમાં ગયા. ચારિત્ર લઈ વનમાં નીકળી પડ્યા એમાં પૂર્વનો મહાન્ સંયમ–તપનો અભ્યાસ છે; અને એમાં વળી હવે પૂર્વે સંયમ મૂકી સંસાર ખેડ્યાનાં પાપ નજર સામે તરવરે છે, ને એ દિલને ખૂબ ડંખે છે, એટલે હવે તો સંયમ–તપનો પુરુષાર્થ પૂર્વે કરતાં ઓર વધુ ભભૂકી ઊઠ્યો છે. મહાત્મા આર્દ્રકુમાર મહર્ષિ પ્રત્યેક-બુદ્ધ તરીકે પૃથ્વી તળ પર વિચરી રહ્યા છે. ઘર મૂકતાં જ નિર્મમ અને નિરહંકાર બની નીકળ્યા છે, એટલે કશી મમતા યાવત્ પોતાના શરીરની પણ મમતા રાખી નથી, તેમ કશું અહત્વ રાખ્યું નથી. એટલે કષ્ટ–ઉપદ્રવો સહર્ષ વધાવી લે છે.

### ૫૦૦ ચોરોનો ભેટો : ચોરો કોણ ? :–

આર્દ્રકુમાર મહર્ષિ વિહારમાં એકલા રાજગૃહ તરફ મહાવીર ભગવાન પાસે જવા જંગલમાંથી પસાર થઈ રહ્યા છે, ત્યાં એમને એક પલ્લી નાખી પડેલા ૫૦૦ ચોરોનો ભેટો થઈ જાય છે. મહર્ષિએ તો ચોરોને ન ઓળખ્યા, પરંતુ ચોરોએ એમને ઓળખી કાઢી ચકિત થઈ જઈ પગે પડીને કહ્યુ,–“ આપે અમને ન ઓળખ્યા ? અમને આપના પિતાજીએ આપની સેવામાં ગોઠવેલા, તેજ અમે ૫૦૦ સેવકો છીએ. આપ તો અમને મૂકી એકાએક ભાગી ગયા ! અમે

ચારે બાજુ ઘણી તપાસ કરી, આપનો પત્તો ન લાગ્યો, તેથી અમને લાગ્યું કે જરૂર આપ જતા રહ્યા. એટલે અમે એક તો શરમાયા કે પિતાજીને હવે મોં શું બતાવવું ? તેમજ બીજું એ કે પિતાજીથી ગભરાયા કે ' આપની રક્ષા ન કરી એના બદલામાં મોટી સજા કરશે તો ?' તેથી અમે વહાણ પકડી એ દેશ જ છોડી અહીં આવ્યા. આપની તપાસ કરતાં આપ ન મળ્યા, તો ધંધો ક્યાં શોધવો ? તેથી આ ચોરીનો ધંધો રાખ્યો છે."

ચોરોની વાત સાંભળી આર્દ્રકુમાર મહર્ષિ જુએ છે કે ' આ લોકોને બુઝવવાનો અત્યારે મોકો સારો છે.' અલબત્ પોતે એટલા બધા નિર્મમ નિસ્પૃહી છે કે એમને કોઇ શિષ્ય કરવાની કશી જ તાલાવેલી નથી; પરંતુ એમને લાગ્યું કે આમના પર સહજભાવે ઉપકાર થાય એવો છે, તેથી એમને આ પ્રમાણે બે અક્ષર હિતના કહે છે,–

## ચોરોને ઉપદેશ :

"મહાનુભાવો ! આ તમે કેવી પાપકારી અને દુર્ગતિ-દાઈ જિંદગી જીવી રહ્યા છો ? ચોરી રૂપી પાપવૃક્ષના બે ફળ છે,–

"(૧) કદાચ પકડાયા, તો અહીં પણ મહાપીડા, મારપીટની રિબામણ, અને મોત; તેમજ (૨) પરલોકમાં તો આ પાપના ફળમાં ભયંકર નરકની વેદના છે. કહો કે આવા પાપકર્મોની સજા નરકાદિ દુર્ગતિઓની કેદ છે. તેથી વિચારો કે આવા ઉત્તમ માનવ–અવતારે શું કરવાનું ?

(૧) નરકાદિ હલકી દુર્ગતિઓના ભવોની જેલોમાં પૂરાઈ જવું પડે એવા પાપકર્મો કરવાના ? કે

(૨) સદ્ગતિ–પરમગતિના સાધક સુકૃતો કરવાના ?

"માનવ-અવતાર તો જનમ-જનમની પાપ વાસનાઓ તોડી નાખે એવા અહિંસા-સંયમ-તપની ઉચ્ચ સાધનાઓ માટે છે,

"કે જેનાથી દુર્ગતિઓના દરવાજાને તાળાં લાગી જાય! અને સદ્‌ગતિ યાવત્ મોક્ષગતિ સિદ્ધ થઈ શકે!"

પેલાઓ કહે,–'પરંતુ આપ અમારી નજર ચુકાવી જતા રહ્યા એટલે અમે સ્વામીને શું મોઢું દેખાડીએ? તેથી અમે પણ વહાણમાં બેસી અહીં આપને શોધતા આવ્યા. પણ આપનો પત્તો ન લાગ્યો એટલે અમે આવા અજાણ્યા દેશમાં શું કરીએ? ક્યાં કોની પાસે જઇ ઊભા રહીએ? અમારો કોણ ભરોસો કરે? તેથી અમે આ ચોરી-લૂંટનો ધંધો કરતા રહ્યા છીએ.'

ઋષિ એમને કહે છે,–

**માનવજન્મ કેમ દુર્લભ? :–**

"હે ભદ્ર લોકો! સારો માણસ કષ્ટમા પડ્યો હોય તો ય એણે ચોરીનો ધંધો નહિ કરવો જોઈએ. શું તમે જાણો છો ખરા કે આ મનુષ્ય જન્મ કેટલો બધો દુર્લભ છે? આ જગતમાં નજર સામે દેખાતા જીવોની અમાપ સંખ્યાની સામે મનુષ્યોની બહુ અલ્પ સંખ્યા જુઓ, ને જીવોની અનેકાનેક જાતિઓ અને એની અસંખ્ય સંખ્યાની સામે મનુષ્ય જાતિમાં બહુ અલ્પ સંખ્યા જુઓ, તો તમને સમજાશે કે આ વિશિષ્ટબુદ્ધિ-સંપન્ન માનવ-અવતાર કેટલો બધો દુર્લભ અને કિંમતી છે! આવો દુર્લભ જનમ પામીને એવું કરવું જોઈએ કે જેથી સારી ગતિ પ્રાપ્ત થાય. કેમકે કહ્યું છે,–

# [૨૯] મોક્ષના ૧૧ ઉપાય :
# ૫૦૦ ચોરોની દીક્ષા

जन्तूनामवनं जिनेशमहनं भक्त्याऽऽगमाऽऽकर्णनं,
साधूनां नमनं मदापनयनं सम्यग् गुरोर्माननम् ।
मायाया हननं विशुद्धिकरणं लोभद्रुमोन्मूलनं,
चेतः-शोधनमिन्द्रियार्थदमनं यत् तच्छिवोपादनम् ॥

મોક્ષના સીધા ૧૧ ઉપાય :-

અર્થાત્- (૧) જીવોની રક્ષા-દયા, (૨) જિનેન્દ્ર ભગવાનની ભક્તિપૂર્વક પૂજા, (૩) ભક્તિ-શ્રદ્ધાથી આગમોનું શ્રવણ, (૪) સાધુઓને વંદના, (૫) મદનો ત્યાગ, (૬) સુગુરુને માનવા ( ઉપાસના ), (૭) માયાનો નાશ, (૮) આત્મવિશુદ્ધિકરણ, (૯) લોભવૃક્ષનું ઉન્મૂલન, (૧૦) ચિત્તનું સંશોધન, ને (૧૧) ઇન્દ્રિયોનું વિષયોમાંથી દમન ( ગમનનિરોધ ) એ. જે જીવન છે તે મોક્ષનો ઉપાય છે."

ચોરોને આર્દ્રકુમાર મહર્ષિએ સંક્ષેપમાં કેવા સુંદર કર્તવ્ય બતાવી દીધાં !

પહેલું તો ધર્મના પાયામાં જીવો પ્રત્યે દયા, જીવોની અહિંસા જોઈએ. એના ઉપર જિનભક્તિ, સાધુ-વંદના, સદ્ગુરુસેવા-ઉપાસના, તથા આગમશાસ્ત્ર શ્રવણ જોઈએ. વળી મદ-માયા-લોભનો ત્યાગ જોઈએ. તેમજ ઇન્દ્રિયોનું દમન જોઈએ, જેથી એ ઇષ્ટ અનિષ્ટ વિષયોમાં રાગદ્વેષ ન કરે, અને ઇષ્ટ વિષયોમાં દોડી ન જાય. આ ઉપરાંત મનના દોષોનું

શોધન કરી મનને નિર્મળ બનાવવા દ્વારા આત્માનું વિશુદ્ધિ-કરણ કરવું જોઈએ.

**સંક્ષેપમાં ધર્મ :–**

ટુંકમાં કહીએ તો (૧) દયા, (૨) દેવ-ગુરુભક્તિ, (૩) જિનવાણી–શ્રવણ, (૪) કષાયશમન, (૫) ઇન્દ્રિયદમન, અને (૬) મનઃશુદ્ધિકરણ, આ દ્વારા આત્મ–વિશુદ્ધિકરણ એ માનવભવનાં કર્તવ્ય છે. આગળ આર્દ્રકુમાર મહર્ષિ કહે છે,–

'केनापि पुण्ययोगेन मानुष्यकमवाप्यते ।
प्राप्तस्य च तस्य फलं धर्मः स्वर्गापवर्गदः ॥"

"અર્થાત્ 'કોઈક એવા પુણ્યના યોગે મનુષ્યપણું મળે છે; અને મળેલા એ માનવજનમનું ફળ ધર્મ છે, કે જે સ્વર્ગ અને મોક્ષદાયી છે."

વાત પણ સાચી છે કે પૂર્વે કહેલા જીવદયા, જિનભક્તિ,....વગેરે ધર્મ પશુ આદિ તિર્યંચના અવતારોમાં નહિ, કિન્તુ મનુષ્ય અવતારમાં જ આચરી શકાય છે; તો પછી કોઈ વિશિષ્ટ પુણ્યોદયે મળેલા મનુષ્યભવનું ફળ ધર્મ જ હોય; અર્થાત્ મનુષ્ય–જન્મ રૂપી ક્ષેત્રમાં ધર્મનો જ પાક ઉગાડવો જોઇએ.

ચોરોને મહર્ષિ આગળ કહે છે,– "જુઓ ભાગ્યવાનો! જિનેશ્વર ભગવંતોએ જીવો પર દયા–અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને જ ધર્મ કહ્યો છે. તેથી જો તમે સ્વામિભક્ત હો, તો મારા માર્ગનો આશ્રય કરો. તમને ખૂબ

મહર્ષિએ ઠીક જ કહ્યું કે 'દુર્લભ અને મહા-કિંમતી મનુષ્ય અવતારે એકમાત્ર ધર્મ જ કરવા લાયક છે, અને ધર્મમાં પણ પાંચ મહાવ્રતો જ આચરવા જેવા છે, કેમકે ધર્મ મહાવ્રતમય છે. એ મે લીધા છે, ને તમે પૂર્વે મારા ભક્ત હતા, તે હવે પણ સ્વામિભક્ત બની મારા માર્ગને અપનાવી લો.'

**ચોરોની સુવિચારણા :-**

ચોરો મહર્ષિની આ વેધક વાણી સાંભળીને ગદ્દગદ થઈ ગયા! કેમકે એમણે જોયું કે "આ સ્વામીને ઘરે શી ખોટ હતી? રાજા થવાની તૈયારી હતી, એ છોડી આવું ધર્મ-મય કઠોર જીવન એમણે સ્વીકાર્યું એ કેટલું બધું કપરું! કેટલો બધો મહાત્યાગ! તો આપણેય શું કામ બાકી રાખીએ?"

ચોરો મહર્ષિને કહે છે, 'આપ અમારા સ્વામી જ છો. આપ જેમ કહો તેમ કરવા અમે તૈયાર છીએ.'

મહર્ષિ કહે છે,- 'તમે મારા જેવા થઈ જાઓ, ચારિત્ર લઇ લો.'

**ચોરોની દીક્ષા :-**

બસ, ચોરો તરત તૈયાર થઈ ગયા, અને એમણે ત્યાંજ ચારિત્ર-દીક્ષા લઈ લીધી, સાધુ બની ગયા!

જોજો, સાધુ કોણ બને? ચોર કે શાહુકાર? અહીં ચોરો સાધુ બને છે! ને તમે શાહુકાર હજી પાપઘરમાં બેઠા છો! કારણ કાંઈ? મનને આવું જ કાંક હશે ને કે 'ચોરો બિચારા બહુ પાપમાં પડેલા હતા, એટલે એમણે તો ચારિત્ર લેવું જ જોઈએ. જેથી એ મહાપાપ ધોવાઈ જાય; ને અમારે એવા

મહાપાપ નહિ એટલે એને ધોવા માટે ચારિત્રની શી જરૂર ?' એમજ તમારા મનને ને ?

જનમથી જૈનધર્મ મળ્યો છે, થોડો દયા–દાનાદિ ધર્મ કરાય છે, ને એમાં પંચેન્દ્રિય–હિંસા નથી, કે ચોરી છિનારી નથી, એટલે મન પર જાણે એવી છાયા પડી ગઇ કે 'મારે તો પાપ બહુ ઓછાં, તે ચારિત્રની શી જરૂર છે ? ચારિત્ર વિના ચાલે !'

ત્યારે 'જીવનમાં મારે પાપ ઓછાં છે મારે ચારિત્ર વિના ચાલે,' આ માનવું કેવું ગોઝારું છે ? કદાચ માનો કે આ જીવનમા પાપ બહુ ઓછાં કર્યા હોય, ઓછાં કરતા હો, છતા પૂર્વ જન્મોનાં પાપકર્મો આત્મા પર કેટલા બધા લદા-ચેલા પડયા છે ? એનો વિચાર છે ખરો ?

બોલો, જીવનમાં પાપ વધારે કોને ? પ્રભુને કે તમારે ?

ભગવાનને પોતાના છેલ્લા ભવમાં જીવનમાં પાપ કેટલા કરવાના હોતા હશે ? તમારા કરતાં વધારે પાપોથી એ જીવન જીવતા હશે ? તમારે તો કામ–ક્રોધ–લોભ, માન–માયા–ઇર્ષ્યા, હિંસા–જૂઠ–ચોરી, વગેરે સામાન્ય હશે ? અને પ્રભુને બહુ જોરદાર હશે ? કે ઉલ્ટું છે ? પ્રભુને તો કહો, કામ ક્રોધાદિ નહિ જેવા, છતાં પ્રભુએ મનને માંડવાળ નહિ કરી કે 'આપણે પાપ બહુ ઓછાં છે, ચારિત્ર વિના ચાલશે.' કેમ એમ ન માન્યું ? કહો ! પ્રભુને પોતાના આત્મા પરના પૂર્વના અગણિત પાપકર્મો ચોંટેલાનો ખ્યાલ છે, એનાં નિકાલ વિના જનમ–મરણના ફેરા ઊભા છે, અને એનો નિકાલ સંયમથી–ચારિત્રથી જ થાય–એવું પ્રભુ સમજે છે. તેથી પ્રભુએ માંડવાળ ન કરતાં ઘર છોડયું, વહાલસોયું કુટુંબ છોડયું, માલમિલ્કત બધું છોડયું, અને ચારિત્રપંથે નીકળી પડયા.

મહર્ષિએ ઠીક જ કહ્યું કે 'દુર્લભ અને મહા–કિંમતી મનુષ્ય અવતારે એકમાત્ર ધર્મ જ કરવા લાયક છે, અને ધર્મમાં પણ પાંચ મહાવ્રતો જ આચરવા જેવા છે, કેમકે ધર્મ મહાવ્રતમય છે. એ મેં લીધા છે, ને તમે પૂર્વે મારા ભક્ત હતા, તે હવે પણ સ્વામિભક્ત બની મારા માર્ગને અપનાવી લો.'

### ચોરોની સુવિચારણા :–

ચોરો મહર્ષિની આ વેધક વાણી સાંભળીને ગદ્ગદ થઈ ગયા! કેમકે એમણે જોયું કે "આ સ્વામીને ઘરે શી ખોટ હતી? રાજા થવાની તૈયારી હતી, એ છોડી આવું ધર્મ-મય કઠોર જીવન એમણે સ્વીકાર્યું એ કેટલું બધું કપરું! કેટલો બધો મહાત્યાગ! તો આપણેય શું કામ બાકી રાખીએ?"

ચોરો મહર્ષિને કહે છે, 'આપ અમારા સ્વામી જ છો. આપ જેમ કહો તેમ કરવા અમે તૈયાર છીએ.'

મહર્ષિ કહે છે,– 'તમે મારા જેવા થઈ જાઓ, ચારિત્ર લઇ લો.'

### ચોરોની દીક્ષા :–

બસ, ચોરો તરત તૈયાર થઈ ગયા, અને એમણે ત્યાંજ ચારિત્ર–દીક્ષા લઈ લીધી, સાધુ બની ગયા!

જોજો, સાધુ કોણ બને? ચોર કે શાહુકાર? અહીં ચોરો સાધુ બને છે! ને તમે શાહુકાર હજી પાપઘરમાં બેઠા છો! કારણ કાઈ? મનને આવું જ કાંક હશે ને કે 'ચોરો બિચારા બહુ પાપમાં પડેલા હતા, એટલે એમણે તો ચારિત્ર લેવું જ જોઈએ. જેથી એ મહાપાપ ધોવાઈ જાય; ને અમારે એવા

# [૩૦] ગોશાળા સાથે ચર્ચા

ભગવાન મળવા કેટલા બધા મોંઘા ?:-

જુઓ ભગવાનના દર્શન-વંદન કેટલાં મોંઘા છે! આર્દ્રકુમાર જ્યારે અનાર્ય દેશમાથી આર્ય દેશમાં આવ્યા અને મુનિ બન્યા ત્યારથી ઝંખના હશે કે 'મહાવીર પ્રભુને ક્યારે ભેટું!' પણ પછી તો ચારિત્ર મૂક્યું ને વીસ વરસ લગભગ સંસારમાં રહી આવ્યા! હજી સુધી ભગવાન નથી મળ્યા! વીતરાગ ભગવાન મળવા કેટલા મોંઘા છે? એ આજે પણ તમે દુનિયાભરના માણસો સામે જુઓ તો ય ખબર પડે; અને જો મન પર આ રહ્યા કરે કે 'ભગવાન મળવા કેટલા બધા મોંઘા છે!' તો પછી સવારે ઊઠીને ભાવથી ભગવાન યાદ કરાય. ભગવાનના વારંવાર દર્શન-વંદન-પૂજનની ઊલટ રહે, ઉત્સાહ રહ્યા કરે. મંદિરમાં ગયા, બહુ ભગવાનનો પરિવાર જોઈ હૈયે હરખ હરખ થાય. કાંઇપણ કામ કરતા પહેલાં ભગવાન ઝટ યાદ આવે. એક પાણીનું પવાલું મોંઢે લગાડતાં ય ભગવાનને યાદ કરી ભગવાનને નમસ્કાર કરાય કે 'નમો અરિહંતાણં.' આ બધું ક્યારે બને?

'આ જગતમાં અરિહંત ભગવાન મળવા કેટલા બધા મોંઘા છે? એ હૈયામાં સચોટ બેસી ગયું હોય તો દરેક કાર્યપૂર્વે ભગવાન યાદ આવી 'નમો અરિહંતાણં' યાદ કરાય, ભગવાનનો ઉપકાર મન પર આવે.

એ જીવનમાં બહુ ઓછા પાપવાળા મોટા તીર્થંકર ભગવાન જેવાને ચારિત્રની જરૂર પડી, અને બહુ પાપ-પ્રપંચભર્યા જીવનવાળા તમે, તમારે ચારિત્રની જરૂર નહિ? તેથી તો તમે પ્રભુનો મહાત્યાગ જોઈને પણ પાપ છોડવાની માંડવાળ કરો છો? માંડવાળ કરતા નહિ,–

અરે! આ ૫૦૦ ચોરો સામે તો જુઓ, એ અનાર્ય દેશમા જન્મેલ એટલે જન્મે જૈન નથી, તેમજ ગુરુના બહુ ધર્મ-ઉપદેશ સાંભળ્યા નથી, પણ અહીં માત્ર મહાત્મા આર્દ્રકુમાર પાસે આ ધર્મ સાંભળવા મળ્યો, એટલામા ચોરો-ચોરો સાધુ થઈ જાય છે! તો શાહુકાર એવા તમારે એ પરથી ધડો લેવા જેવો નથી?

આ જો નજર સામે હોય તો મનને એમ થાય કે 'એ ચોરો હોઈને ય સાધુ થઈ શકે છે, તો શું હુ શાહુકાર હોઈને સાધુ ન થઈ શકું?'

૫૦૦ ચોરો મુનિઓ બની ગયા.

**૫૦૦ મુનિ સાથે મહર્ષિનો વિહાર :–**

એમની સાથે આર્દ્રકુમાર મહાત્મા ભગવાન શ્રી મહાવીર સ્વામીને વંદન કરવા માટે ચાલ્યા, તે રાજગૃહીના નજીકના ઉદ્યાનમાં પહોંચ્યા.

---

" ભગવાન પહેલાં (૧) એકાન્તચારી (૨) તપસ્વી અને (૩) મૌન રહેતા, એ એમની કડક આચારબદ્ધતા સૂચવે છે. ત્યારે હવે (૧) પરિવારચારી, (૨) નિત્યભોજી, અને (૩) આજીવિકાર્થે ભાષણો કરનારા બન્યા. એ એમનો સ્પષ્ટ શિથિલાચાર છે." આ સાંભળતાં અણજાણ જીવો બિચારા ભરમાઈ જ જાય કે 'ત્યારે તો મહાવીર ખરેખર શિથિલાચારી જ બની ગયા !'

ગોશાળો મહાવીર ભગવાનના ઉપકારને પામેલો છે, છતાં એને અવગણીને હવે એ ભગવાનની કેવી નિંદા કરે છે ! મોહનીય કર્મ વિચિત્ર અને માથાભારે છે. એ જીવની પાસે ઉપકારીને પણ નિંદવા, હલકા પાડવા, વગેરે અધમ પ્રવૃત્તિ કરાવે છે. સાધુ જો ભાન ભૂલે તો સાધુ પણ પરમ ઉપકારી ગુરુની નિંદામાં પડી જાય ! તેમ ગૃહસ્થ પણ ઉપકારી મા-બાપનું વેતરનારા બની જાય. આજે કેટલાય ગૃહસ્થોમાં આ ભરપૂર દેખાય છે, કે મા-બાપને એમના તરફથી ત્રાસ હોય.

### કળિકાળ કેમ જીવોને દુર્ગતિ-પ્રેરક બને છે ?

આમ જ; ઉપકારીનો દ્રોહ, પૂજ્યોની આશાતના, ધર્મની હલકાઈ વગેરે કરાવી દુર્ગતિ-પ્રેરક બને છે. આજે કેટલાય છોકરાઓ મહા-ઉપકારી મા-બાપનો દ્રોહ કરતા દેખાય છે ને ? કેટલાય શેઠિયા તથા બોલકણાઓ પૂજ્ય સાધુ-સાધ્વીની અવગણના-આશાતના કરી રહ્યા છે ને ? એમ કેટલાય જીવો જમાનાવાદ- નાસ્તિકવાદ-જડવાદના પવનમાં ફસાયા જાતે ધર્મની નિંદા કરે છે, હલકાઈ ગાય છે, અથવા તો ધર્મ કરનારા કેટલાક જીવન એવું જીવે છે કે જેથી ધર્મની ને

મહાવીર ભગવાનને ભેટવા આર્દ્રકુમાર ૫૦૦ નવા મુનિઓ સાથે ચાલી રહ્યા છે, અને હવે રાજગૃહી નગરની નજીકમાં આવી પહોંચે છે. ત્યાં એમને ગોશાળો, બૌદ્ધ ભિક્ષુ, યજ્ઞહિંસક બ્રાહ્મણો, અને હાથી ખાઉ તાપસો સાથે ચર્ચામાં ઊતરવું પડે છે. સૂયગડાંગ સૂત્રમાં એ ચર્ચા મૂકી છે. એ ચર્ચા તાત્વિક અને સમજવા જેવી મનોરમ હોવાથી આપણે એનો સંક્ષેપમાં વિચાર કરીએ.

ગોશાળો ૫૦૦ મુનિઓથી પરિવરેલા આર્દ્રકુમાર મહામુનિને પૂછે છે,– 'આ તમે ક્યાં ચાલ્યા ?'

આર્દ્રકુમાર મહાત્મા કહે, 'વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર ત્રિભુવનગુરુ શ્રી મહાવીર ભગવાનના વંદનાદિ કરવા જઇએ છીએ.'

ગોશાળો કહે, 'અરે! તમે એ વર્ધમાનને ઓળખતા નથી ?'

મુનિ પૂછે,– 'કેમ એમ કહો છો ?'

ગોશાળક કહે,–'જુઓ વર્ધમાન (૧) પહેલાં એકાન્તચારી હતા તે હવે મોટા પરિવાર રસાલા સાથે વિચરે છે!' (૨) પહેલાં તપશ્ચરણમા ઉદ્યત હતા, તે હવે નિત્યભોજી બની ગયા છે! (૩) પહેલાં મૌન જ રાખતા હતા. તે હવે આજીવિકા માટે દેવ–મનુષ્યોની મોટી સભામા ભાષણો કરતા થઈ ગયા છે! આમ વર્ધમાન કડક આચારો પડતા મૂકી શિથિલાચારી થઈ ગયા છે એમના શરણે તમારે જવું છે ?' એવા શિથિલાચારી પાસેથી શું પામશો ?'

ગોશાળાએ રજુઆત કેવી યુક્તિ પૂર્વકની કરી !–

અર્થ એ થાય કે 'મરીચિ એટલો બધો દીર્ઘ સંસાર કેમ ભટક્યા? તો કે પોતાના પાપે નહિ, પણ એવું ભગવાને જોયું હતું માટે ભટક્યા!' બોલાય આવું?

**<u>મરીચિ પોતાના પાપે રખડ્યા, પણ ભગવાને જોયું હતું માટે રખડ્યા એમ નહિ.</u>**

જો એમ કહીએ કે 'ભગવાને જોયુ હતુ માટે મરીચિ રખડ્યા,' તો એનો અર્થ,– 'ભગવાનનું જ્ઞાન કેવું, તો કે સંસાર–ભ્રમણ કરાવનારું!' વાહ અક્કલ! આવું બોલાય? આમ ભગવાનને અને એમના જ્ઞાનને ભવમાં ભટકાવનાર તરીકે ક્રૂર ચિતરાય? વાસ્તવમા મરીચિનો સંસાર વધી ગયો એનું કારણ કોઈ જ્ઞાનીની દૃષ્ટિ નથી, જ્ઞાનીએ એમ જોયું માટે મરીચિ રખડ્યા એવું નથી, ઊલટું એમ કહેવું જોઈએ કે જ્ઞાનીએ કેમ એમ જોયું? તો કે એ જીવ પોતાના પાપથી એમ ભટકવાનો છે માટે જ્ઞાનીએ એમ જોયુ. 'જ્ઞાનીએ જોયું માટે મરીચિ ભટક્યો' એવુ નથી, પણ 'મરીચિ એમ ભટકવાનો હતો' માટે જ્ઞાનીએ એમ જોયું.

તો હવે સવાલ ઊભો રહે કે 'તો પછી મરીચિ કેમ ભટક્યો?' એનો જવાબ આ છે કે એણે ઉત્સૂત્ર–ભાષણ કર્યું, ઉપકારીનો દ્રોહ કર્યો, માટે એ સંસારમાં ભટકતો થઇ ગયો.

<u>ઉપકારીના દ્રોહની જેમ પૂજ્યની આશાતના પણ ભયંકર છે.</u> દેરાસર જાઓ છો ને? તો જોજો અજાણતા કેટલી આશાતના કરાય છે? ને જાણીને પણ આશાતના કેટલી કરાય છે?

**દેરાસરમાં આશાતના :–**

ભગવાનને ધરાર કડક વાળાકૂંચીના ગોદા મારે' ખરા ને?

-શાસનની લઘુતા થાય! બીજાઓ આનો વર્તાવ જોઇને ધર્મ પરથી ગ્રેભગી જાય છે, ધર્મ પર અભાવવાળા અને દુર્લભ-બોધિ બને છે! ઉપકારી ધર્મની નિંદા, ગુરુની નિંદા, મા-બાપની નિંદા, આ કળિકાળનો પ્રભાવ છે. કળિકાળ આમ જ દુર્ગતિને પ્રેરે છે. માટે જ ખૂબ સાવધાન રહેવા જેવું છે.

**ઉપકારીનો દ્રોહ, પૂજ્ય પુરુષોની નિંદા, ને ધર્મની હીલના,—એ હિંસા—દુરાચાર વગેરે પાપો કરતાં ય અતિ અધમ પાપો છે.**

એનું કારણ, હિંસા દુરાચારાદિ પાપોમાં હજી હૃદય કદાચ કોમળ હોય, એટલું સંકિલષ્ટ અને નિષ્ઠુર ન હોય; પરંતુ

**ઉપકારીનો દ્રોહ નિંદા વગેરેમાં તો હૈયાના ભાવ અવશ્ય મહાસંકિલષ્ટ અને નિષ્ઠુર બનેલા હોય છે;** તેથી જ એની બહુ દૂરગામી ખરાબ અસર પડે છે! દુર્ગતિઓના ભવોમા જીવને ભટકતો કરી દે છે!

મરીચિએ કપિલને ચેલો કરવાના લોભમા, પોતાનામાં ધર્મ નહિ છતાં ધર્મ હોવાનું કહી ભગવાનના ધર્મને હેઠો ઉતાર્યો. આ શું કર્યું? ઉપકારી ભગવાનનો દ્રોહ. તો પરિણામ શું આવ્યું? એક કોડાકોડિ સાગરોપમ—પ્રમાણ ભવ—ભ્રમણ ઊભું થયું!

એમ કહેતા નહિ કે "ભવભ્રમણ તો જ્ઞાનીએ જોયું હતું કે 'મરીચિ છેલ્લા તીર્થંકર થવાના છે એટલે એમનો સંસાર એટલો ચાલ્યો"—આમ ન કહેવાય; નહિતર તો એનો

"વળી જુઓ, વર્ધમાન પહેલાં મૌન રહી સાધના કરતા હતા, પણ હવે સારા સત્કાર—સન્માન મળે, અને સારા આહારાદિ મળે, એ માટે આજીવિકા જેવી ધર્મદેશનાઓ આપ્યા કરે છે. આમ પૂર્વ સાધનાની ચર્યાનો ત્યાગ કરીને આ બીજી ઉપદેશની ચર્યા સ્વીકારી, એથી જણાય છે કે તમારા તીર્થંકર પોતાની સાધનામાં પોતાના કર્તવ્યમાં શિથિલ અને અસ્થિર બન્યા છે.

"તો હે આર્દ્રકુમાર મુનિ! મારો તમને પ્રશ્ન છે કે જો અત્યારની આઠ પ્રતિહાર્યની શોભા વગેરે ભોગવવાની અને ઉપદેશ આપવાની ચર્યા મોક્ષના કારણભૂત હોય, તો પૂર્વે જે કષ્ટદાયક ચર્યા આદરી તે માત્ર ક્લેશ આપનારી બની! ત્યારે એ જો કર્મ—નિર્જરાની કારણભૂત હોવાથી પરમાર્થરૂપ હતી, તો એ છોડીને હાલની શિથિલાચારની ચાલતી ચર્યા બીજાઓને ઠગવા માટે જ એક દંભરૂપ છે.

"ત્યારે જો પૂર્વના મૌનવ્રતથી ધર્મ થતો હતો, તો એ છોડી આ મોટા ઠાઠમાઠથી દેશના દેવાનું શું પ્રયોજન? અને જો આવી દેશનાથી જ ધર્મ થતો હોય, તો પૂર્વે મૌન—સાધનાની શી જરૂર હતી? આમ એક બાજુ એકાકીપણે મૌનવ્રત, અને બીજી બાજુ આ ઠઠારા સાથે ધર્મદેશના, એ બે પરસ્પર વિરુદ્ધ છે.

"હે આર્દ્રકુમાર મુનિ! જો પૂર્વની મૌન સાધના અને એકાકી વિહાર જ કલ્યાણ કરનાર હતા, તો તો હંમેશાં એને જ પકડી રાખવા હતા; અને જો આ મોટા પરિવારથી વિંટળાયેલાપણું જ શ્રેયસ્કર હોય તો તો પૂર્વે

દર્શન કરીને પાછા વળતા પ્રભુને પીઠ દેખાડવાનું ન થાય એ ધ્યાન રાખીને ચાલો છો?

ગભારામાં આમથી તેમ જતાં પ્રભુને નમીને ચાલો ખરા?

ગોશાળાએ ઉપકારીનો દ્રોહ કરવા માંડ્યો છે, તેથી આર્દ્રકુમાર મુનિ આગળ ભગવાનને શિથિલાચારી તરીકે ચીતરે છે! જુઓ કેવી સફાઈથી વાત કરે છે? એ કહે છે,–

**ગોશાળાનો પ્રલાપ :–**

"હે આર્દ્રકુમાર! આ તમારા માનેલા તીર્થંકર મહાવીર પહેલાં નિર્જન ઉદ્યાન–વન–દેવકુલાદિમાં એકાકી વિચરતા હતા, પણ પછીથી એમને લાગ્યું હશે કે એકાકી વિચરવામાં લોકો પરાભવ કરે છે એ કેટલું ને ક્યાં સુધી સહન કરવું? એટલે હવે એમણે મોટા પરિવાર સાથે વિચરવાનું રાખ્યું છે, જેથી બીજાના પરાભવ વગેરે સહવા ન પડે. આ સહિષ્ણુતા ગઈ, સુખશીલતા આવી, અને પરિવારનો મોહ લાગ્યો એ શિથિલતા નહિ તો બીજું શું છે?"

હજી ગોશાળાને મહાવીર પ્રભુની આટલી હલકાઈ ગાવાથી સંતોષ નથી એટલે આગળ કહે છે,– "હે આર્દ્રકુમાર મુનિ! જુઓ મહાવીર પહેલાં વિશિષ્ટ તપ તપતા હતા, તેમજ પારણે પણ રેતીના કોળિયા જેવો લુખ્ખો આહાર લેતા, પરંતુ આવું આખી જિંદગી સુધી કરવું પાલવ્યું નહિ તેથી હવે નિત્યભોજી બન્યા છે, તપ છોડી દીધો છે, આ શિથિલાચાર જ છે ને?

અને સાધના કરતા, ને અત્યારે પણ આ મોટો પરિવાર છતાં ભગવાન સ્વયં રાગાદિથી મુક્ત હોવાથી આત્માનું કશું પોતાનું માન્યુ જ નથી, તેથી સ્વય એકાકી જેવા જ છે. આમા કયાં પરસ્પર વિરુદ્ધ આવ્યુ ? બને અવસ્થામાં દિલથી એકત્વ જ અનુભવી રહ્યા છે, એકાકી જ છે. પૂછો,–

પ્ર૦–આટલો મોટો સાધુઓ, સાધ્વીઓ, દેવતાઓ વગેરેનો પરિવાર છતા ભગવાન એકાકી ?

ઉ૦–હા,

**સાચુ' એકાકીપણું દિલમાં કશાનું મમત્વ ન હોય એ જ છે.**

તો ભગવાન પાસે અત્યારે આટલો મોટો પરિવાર દેખાય, છતાં ભગવાનને એ કશાનું જ મમત્વ નથી, આશંસા નથી. સાધના કરતી વખતે ય આશંસા નહોતી, અને અત્યારે વીતરાગતા અને કૈવલ્ય સિદ્ધ થયાની અવસ્થામા ય કશી આશસા નથી. આમ એમનામાં પૂર્વે શું કે અત્યારે શું, ભાવથી વાસ્તવિક એકાકીપણુ જ વર્તી રહ્યું છે.

પૂર્વે છદ્મસ્થ અવસ્થામા ચાર ઘાતી કર્મોનો ક્ષય મુખ્ય સાધ્ય હોવાથી મૌનવ્રત અને એકાકી વિહાર હતો. પછીથી ઘાતી સર્વ નષ્ટ થયા તેથી સાધના–અવસ્થા પતી, સિદ્ધ અવસ્થા થઈ; એટલે કેવળી અવસ્થામાં તીર્થંકર–નામકર્મ અને ચાર અઘાતી કર્મ ભોગવીને જ ક્ષીણ થાય એવા હોવાથી, એ તીર્થંકર નામકર્મના વિપાકોદયથી ભોગવટારૂપે ધર્મ-દેશના દેવી પડે છે, તીર્થની અને સંઘની સ્થાપના કરવી પડે છે, તેમ દેવતાઓનો પરિવાર પણ એમને કર્મવિપાકરૂપે ભોગવવો જ પડે છે. સવાલ થાય,–

પણ એ જ આદરવું હતું. આમ મહાવીરની ચર્ચા પૂર્વાપર વિરુદ્ધ દેખાય છે.”

ગોશાળાએ આર્દ્રકુમાર મુનિ આગળ મહાવીર ભગવાનની વિરુદ્ધ પોતાની હૈયા વરાળ કાઢી. હવે આર્દ્રકુમાર મહામુનિ એનો શાંતિથી સચોટ જવાબ કરે છે,–

## ગોશાલકને આર્દ્રકુમાર મુનિનો સચોટ પ્રત્યુત્તર

“હે ગોશાલક! તમે એ સમજી લો કે આજે તમે પરસ્પર વિરુદ્ધ ચર્ચા દેખાડો છો, એમા મોટો ફરક તો એ સમજવાનો છે, કે મહાવીર ભગવાનની પહેલાં છદ્મસ્થપણાની સાધક અવસ્થા હતી, અને એથી કૈવલ્ય પ્રાપ્ત થયું હોવાથી હવે આ પછીની જીવન્–મુક્ત જીવન–સિદ્ધ અવસ્થા છે. પહેલાં ચાર ઘાતી કર્મોનો ક્ષય કરનારી સાધના કરવાની હોવાથી મૌનવ્રત અને એકાકી વિહાર હતો. પછીથી કેવળ-જ્ઞાન સિદ્ધ થયુ હોવાથી હવે તીર્થંકર નામકર્મ સહિત ચાર અઘાતી કર્મો ભોગવીને તેનો ક્ષય કરવાનું મુખ્ય હોવાથી, એ માટે મોટા પરિવારથી પરિવરેલા તેઓ ધર્મ–દેશના આપે છે. તીર્થંકર નામકર્મ એ જ રીતે ભોગવાઈને પૂરું થાય છે. આ અઘાતી કર્મો કાંઈ તપથી ક્ષય ન પામે. તપથી ક્ષય પામે એ તો ઘાતી કર્મ. અઘાતી કર્મો તો આ રીતે ભોગવીને જ ક્ષીણ કરવા પડે.”

ગોશાળો કહે,–“તેથી શું? એમાં પૂર્વ ચર્ચા અને વર્તમાન ચર્ચામાં પરસ્પર વ્યાઘાત નથી દેખાતો?”

આર્દ્રકુમાર મુનિ કહે,–‘ના વ્યાઘાત નથી; કેમકે બંને ચર્ચામાં ભગવાન રાગ–દ્વેષ રહિત હોવાથી એકત્વ ભાવનાને ઓળંઘી જતા નથી. પૂર્વે પણ એકત્વ–ભાવનાથી વિચરતા

અને સાધના કરતા, ને અત્યારે પણ આ મોટો પરિવાર છતાં ભગવાન સ્વયં રાગાદિથી મુક્ત હોવાથી આત્માનું કશું પોતાનુ માન્યું જ નથી, તેથી સ્વયં એકાકી જેવા જ છે. આમાં ક્યાં પરસ્પર વિરુદ્ધ આવ્યુ ? બંને અવસ્થામાં દિલથી એકત્વ જ અનુભવી રહ્યા છે, એકાકી જ છે. પૂછો,–

પ્ર૦–આટલો મોટો સાધુઓ, સાધ્વીઓ, દેવતાઓ વગેરેનો પરિવાર છતાં ભગવાન એકાકી ?

ઉ૦–હા,

**સાચું એકાકીપણું દિલમાં કશાનું મમત્વ ન હોય એ જ છે.**

તો ભગવાન પાસે અત્યારે આટલો મોટો પરિવાર દેખાય, છતાં ભગવાનને એ કશાનું જ મમત્વ નથી, આશંસા નથી. સાધના કરતી વખતે ય આશંસા નહોતી, અને અત્યારે વીતરાગતા અને કૈવલ્ય સિદ્ધ થયાની અવસ્થામા ય કશી આશંસા નથી. આમ એમનામાં પૂર્વે શું કે અત્યારે શુ, ભાવથી વાસ્તવિક એકાકીપણુ જ વર્તી રહ્યું છે.

પૂર્વે છદ્મસ્થ અવસ્થામા ચાર ઘાતી કર્મોનો ક્ષય મુખ્ય સાધ્ય હોવાથી મૌનવ્રત અને એકાકી વિહાર હતો. પછીથી ઘાતી સર્વ નષ્ટ થયા તેથી સાધના–અવસ્થા પતી, સિદ્ધ અવસ્થા થઈ; એટલે કેવળી અવસ્થામાં તીર્થંકર–નામકર્મ અને ચાર અઘાતી કર્મ ભોગવીને જ ક્ષીણ થાય એવા હોવાથી, એ તીર્થંકર નામકર્મના વિપાકોદયથી ભોગવટારૂપે ધર્મ-દેશના દેવી પડે છે, તીર્થની અને સંઘની સ્થાપના કરવી પડે છે, તેમ દેવતાઓનો પરિવાર પણ એમને કર્મવિપાકરૂપે ભોગવવો જ પડે છે. સવાલ થાય,–

પ્ર૦—ભગવાન મહાવીર રોજ ને રોજ દેશના દેતા હોવાથી વાક્સંયમ ક્યાં રહ્યો ?

ઉ૦—વાણી-પ્રયોગ દોષરૂપ તો ત્યાં છે કે જ્યાં એ કાં તો (૧) જીવોની હિંસામાં નિમિત્તરૂપ હોય, અથવા (૨) અસંયમનો પોષક હોય.

કિન્તુ અહીં તો પ્રભુ ત્રસ-સ્થાવર જીવોની રક્ષા કરવાના સ્વભાવવાળા હોવાથી, તેમ જગતના જીવો પાસે પણ રક્ષા કરાવવાના ઉદ્દેશવાળા હોવાથી, એમનો વચન-પ્રયોગ હિંસામાં જરાય નિમિત્ત બનતો નથી. પ્રભુ તો 'માહણ' છે, તેમજ પ્રભુ બાર પ્રકારના તપને આચરનારા હોવાથી જરાય અસંયમ આચરનારા નથી હોતા. પ્રભુએ તો રાગદ્વેષનો સર્વથા ક્ષય કર્યો હોવાથી એમને લાભ-પૂજા-ખ્યાતિ વગેરેનો કોઈ રાગ કે કોઈ આશંસા યા કોઈ જ આકર્ષણ નથી હોતું. એટલે,

ભગવાન દેશના આપે છે એ કોઈ રાગથી નહિ, પણ જીવોના હિત માટે આપે છે. એટલે એમને વાક્સંયમ જ છે.

વાણીનો અસંયમ તો રાગ-દ્વેષથી વાણીનો પ્રયોગ થતો હોય ત્યાં હોય.

જગતના ઠેઠ એકેન્દ્રિય સુધીના જીવોની રક્ષા થાય, એમને અભયદાન મળે, અને એ જીવોની રક્ષા કરનાર જીવોનું કલ્યાણ થાય, એ માટે ઉપદેશ આપવામાં વાણીનો અસંયમ કોણ સુજ્ઞ માને ? તો તો પછી તમેય તમારા તત્ત્વના ઉપદેશમાં જીવોનું હિત માની ઉપદેશ કરતા હો, તો તે પણ વાણીનો અસંયમ ઠરશે !

આર્દ્રકુમાર મહર્ષિ એવી સચોટ દલીલથી ઉત્તર કરે છે, એવો સુયોગ્ય ઉત્તર કરે છે, કે ગોશાળકને એ ઉત્તર અયોગ્ય યા ખોટો કહેવાની જગા જ નથી રહેતી.

## ગોશાલકનો પ્રશ્ન :

ત્યારે ગોશાળક એટલી જ દલીલ કરે છે કે

પ્ર૦—'તો પછી મહાવીરે પૂર્વે દીક્ષા લઈને તરત જ જીવોના હિત માટે કેમ ઉપદેશ દેવા ન માંડ્યો ? અને ત્યાં જો ઉપદેશ ન દેતા મૌન રાખવામા વાણીનો સંયમ હતો તો અત્યારે પણ એમજ મૌન રાખી વાક્સંયમ કેમ નથી પાળતા ?

## આર્દ્રકુમાર મહાત્મા કહે,

"મહાનુભાવ ! ઉપદેશ દેવામાં વાણીના ગુણ–દોષોનો વિવેક કરવાની આવડત જોઈએ છે.

**અતીન્દ્રિય પદાર્થોનો સ્વતંત્રપણે ઉપદેશ કરવામાં, પહેલાં, પોતાને એ પદાર્થોનું પ્રત્યક્ષ જ્ઞાન જોઈએ.**

એ જ્ઞાન હોયા વિના અતીન્દ્રિય વસ્તુઓ માટે સ્વતંત્રપણે બોલવામાં અસત્ય આવી જવાનો મોટો સંભવ છે, ને એવું થાય તો વાણીસયમ ન રહ્યો. તેથી હવે જુઓ કે–

ભગવાનને દીક્ષા લઇને તરત કેવળજ્ઞાન–સર્વપ્રત્યક્ષ જ્ઞાન નહોતું, તેથી એ વખતે ઉપદેશમાં અવિવેક અસત્ય આવી જવો સુલભ હતો; માટે એ દોષ ન આવી જાય એટલા માટે એ મૌન રાખતા, વાક્સંયમ વાક્સંલીનતા પાળતા. હવે પ્રભુને કેવળજ્ઞાન પ્રગટેલું છે, તેથી બધો વિવેક જાણે છે કે,

'આમ બોલવામાં ગુણ છે, અને વિપરીત બોલવામાં દોષ છે.' વળી પ્રભુ બધું પ્રત્યક્ષ દેખે છે તેથી જીવોના સાચા હિતને ને હિતના સાચા માર્ગને જુએ છે. જાણે છે. એટલે ગુણ-દોષના વિવેકને જાણવા પૂર્વક જીવોના હિત માટે ઉપદેશ દે. એમાં ભાષા-સંયમ જ છે."

પતી ગયું. હવે આમા ગોશાળકને દલીલ કરવાની જગા જ ન રહી ! ત્યારે

ગોશાળક કહે,–

"ભલે ઉપદેશમાં ભાષા-સંયમ રહ્યો, પરંતુ ઉપદેશ માટે હજારો મનુષ્યો અને દેવોના પરિવાર વચ્ચે રહે છે, તો વર્ધમાનનું એકાકીપણું ક્યાં રહ્યું ?"

મહાત્મા આર્દ્રકુમાર કહે.–

"તમને શું પહેલાં ન કહ્યું કે. ભગવાને કઠોર સાધના કરીને શાશ્વત વીતરાગદશા પ્રાપ્ત કરી છે: એટલે પછી જેમ કમળ કાદવમાં ઊગ્યું અને પાણીથી વધ્યું, છતાં કાદવ-પાણી બન્નેથી અલિપ્ત રહે છે, તેમ ભગવાન પણ વીતરાગ હોઈ આટલા પરિવારની વચ્ચે પણ અલિપ્ત જ રહે છે. એમને નથી તો કોઈનું મમત્વ, કે નથી તો કશાની આશંસા; એટલા બધા એ નિર્લેપ હોવાથી એકાકીપણાનું જ અખંડ પાલન કરી રહ્યા છે."

ગોશાળો કહે,–

"પણ આ મોટા પરિવાર સાથે રહેવામાં એકાકીપણા

કરતાં સ્પષ્ટ ફરક છે એ તો પ્રત્યક્ષ દેખાઈ રહ્યું છે. પછી આમાં એકાકીપણું હોવાનુ કેમ કહો છો?"

આર્દ્રકુમાર મુનિ કહે,–

"એ જે ફરક દેખાય છે, એ તો બાહ્યથી ફરક છે કે, હવે પ્રભુ પહેલાંની જેમ એકાકી નથી. પરંતુ પ્રભુની આંતરિક આભ્યન્તર આત્મસ્થિતિ જુઓ તો કશો ફરક નહિ દેખાય. પૂર્વે પ્રભુ એકાકી હતા, એમાં જેમ છદ્મસ્થ છતાં કોઈના પર એમને મમતા–આશંસા નહોતી, એમ અત્યારે પણ આંતરિક સ્થિતિમાં વીતરાગ હોવાથી પ્રભુને કોઈના પર કશી મમતા–આશંસા નથી. પૂર્વે જેમ એકાકીપણે ઉજ્જવળ લેશ્યા હતી, એમ અત્યારે પરિવારની વચ્ચે પણ પૂર્વના જેવી જ ઉજ્જવલ લેશ્યા છે."

ગોશાળો કહે,–

"આવા અષ્ટ પ્રાતિહાર્યના ઠઠારા સાથે રહેવામાં શુક્લલેશ્યા હોય? કે અભિમાન?"

આર્દ્રકુમાર મહાત્મા કહે,–

"પ્રભુએ કામ ક્રોધાદિ આંતર શત્રુઓનો સર્વથા નાશ કર્યો છે, અર્થાત આત્મામાંથી જડમૂળમાંથી એ દોષોને ઊખેડી નાખ્યા છે, એટલે અષ્ટ–પ્રાતિહાર્યની શોભા હોવામાં એમને કશુ અભિમાન કે અહંકાર નથી હોતો. બાકી અષ્ટ પ્રાતિહાર્ય કોઈ જાતે ઊભા નથી કર્યા, પણ પૂર્વભવોપાર્જિત ઉત્કૃષ્ટ પુણ્ય કર્મના ઉદયે એ સરજેલ છે. એમાંય પ્રભુ સ્વયં તો વીતરાગ હોઈ રાગ–મમત્વ આદિથી રહિત છે; તેથી તો એમને પોતાના શરીરની ય મમતા નહિ,

એટલે એ પોતાના શરીરના ય કશા શોભા—સંસ્કાર નથી કરતા; નહિતર તો જો આવા ભારે ચમત્કારિક શોભાભર્યા અષ્ટ—પ્રાતિહાર્યની મમતા હોય, તો શું પોતાના શરીરની મમતા ન હોય ? શું મમતાથી શરીરના શોભા—સંસ્કાર ન કરતા હોય ? પરંતુ ભગવાનને અસલમાં કશો રાગ કશી મમતા છે જ નહિ, પછી અષ્ટ પ્રાતિહાર્યના ય રાગ મમતા શાના હોય ? અને જુઓ ભાગ્યવાન્ ! કહ્યુ પણ છે કે,

रागद्वेषौ विनिर्जित्य किमरण्ये करिष्यसि ।
अथ नो निर्जितावेतौ, किमरण्ये करिष्यसि ॥

અર્થાત્ જો રાગ—દ્વેષ જીતી લીધા છે, તો હવે જંગલમાં રહીને શું કરીશ ? અને જો નથી જીતી લીધા તો જંગલમાં રહીને ય શું કરીશ ?

તાત્પર્ય, વનવાસ સેવીને ય જો રાગદ્વેષ નથી કાઢ્યા તો એવા વનવાસની એકાકીપણાની શી કિંમત ? શી સફળતા રહી ? માટે કહો,

**વનમાં હો કે જન વચ્ચે હો, મુખ્ય કામ તો કષાય—જય વગેરે કરીને રાગદ્વેષ હટાવવાનું છે.**

રાગદ્વેષ જીતીને વીતરાગ બનવામાં મુખ્ય અંગ મુખ્ય સાધન એ ઇન્દ્રિયજય-કષાયજય આદિ જ છે, કિન્તુ ખાલી વનવાસ અને એકાકીપણુ નહિ. ભગવાને એ ઈન્દ્રિય—કષાય-જયની સાધના કરીને સમસ્ત ઘાતી-કર્મોનો નાશ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે. પછી સમસ્ત લોકોના હિત ખાતર ધર્મદેશના આપે એમાં, જેમ પહેલાં મૌનપણામાં ય કશી આશંસા નહોતી, એમ હવે ય એમને કશી આશંસા નથી.

એટલે પૂર્વોત્તર અવસ્થામાં કશો ફરક નથી. હા, કદાચ તમે પૂછો, કે

પ્ર૦- તો પછી મૌન જ રાખે ને? ધર્મદેશના શું કામ આપે?

**ઉ૦-ધર્મદેશના પ્રાણીઓના ઉપકાર માટે આપે છે.**

જો એમ ન હોય, તો તમે જ કહો- 'ભગવાનની દેશનાથી જીવો પર ઉપકાર થાય છે કે નહિ?' કહેવું જ પડે કે 'ઉપકાર થાય જ છે;' નહિતર તો તમારોય ધર્મ-ઉપદેશ નિરર્થક છે, જો તમારા ઉપદેશથી ય જીવો પર ઉપકાર ન થતો હોય તો. બાકી તમે તો અજ્ઞાની છતાં ઉપદેશ આપો છો, ત્યારે અહીં ભગવાન તો કેવળજ્ઞાનથી ધર્માસ્તિકાયાદિ ષડ્દ્રવ્યમય સમસ્ત લોકને જોઈને, દ્વીન્દ્રિયાદિ ત્રસજીવો અને પૃથ્વીકાયાદિ સ્થાવર જીવોની રક્ષા થાય એવુ કહેનારા છે. વળી પોતે બાર પ્રકારના તપથી કસાયેલા દેહવાળા છે. તેમજ એમની પ્રવૃત્તિ લેશમાત્ર જીવહિંસાની નહિ, જીવને હણવાની નહિ, તેથી ભગવાન સાચા '**માહણ**' છે, જીવોને ન હણનારા છે. તેમજ પોતાના આત્માને શુદ્ધ કરી એ પ્રભુ શુદ્ધ બ્રહ્મમા લીન રહેનારા તેથી સાચા '**બ્રાહ્મણ**' છે. આવા ભગવાન તદ્દન નિર્મમ એટલે પોતાને કોઈ જ લાભ-પૂજા-પ્રતિષ્ઠાદિની આશસા જ નહિ એટલે તેઓશ્રી માત્ર જીવોના હિતાર્થે ધર્મ ઉપદેશ કરે છે.

હવે તમનેજ પૂછું,- "બોલો જ્ઞાનીએ જીવોના હિતાર્થે ધર્મ-ઉપદેશ કરવો જરૂરી કે નહિ? જો જરૂરી નહિ એમ કહેશો, તો જગતના જીવો તો અજ્ઞાનભર્યા છે, એમને પોતાના

આત્માનો ને આત્માના હિતનો વિચાર જ ક્યાં છે ? કદાચ કોઈકને વિચાર આવે તોય એને આત્માનું હિત શું, અહિત શું, એની ય ખબર ક્યાં છે ? એનો વિવેક જ ક્યાં છે ? આમ જીવો જાતે અજ્ઞાન-મોહમૂઢ, એટલે હવે જો એમને જ્ઞાનીએ પણ તત્ત્વસમજ અને માર્ગબોધ આપવાનો ન હોય, તો એ જીવોનો આ દુઃખદ સંસારમાંથી ઉદ્ધાર જ ક્યાંથી થાય ? બિચારા ભૂતકાળ અનંતા કાળમાં ચાર ગતિને વિષે ભટકતા રહ્યા, એમ હવે પણ ભટકતા જ રહેવાનું ને ? ત્યારે જ્ઞાની આ દયાપાત્ર જીવોના ઉપકાર માટે જો ધર્મદેશના આપે, તો શું એ જ્ઞાનીનો શિથિલાચાર છે ? શું એકાકીપણું મૂકી દીધું ? શું બહુજન-રાગી થઈ ગયા ? જેમ પ્રભુ પૂર્વે વનવાસમાં એકાકીપણામાં રાગદ્વેષ વિના રહેતા, અત્યારે પરિવાર વચ્ચે પણ એ પ્રભુ વીતરાગ હોવાથી રાગદ્વેષ વિના જ રહે છે, તેથી એકાકી જ છે. એકાકી અને સપરિવાર એવા બાહ્યનાં ફરકથી આભ્યન્તરમાં વીતરાગને કશો ફરક પડતો નથી.

ગોશાલક કહે,–

" તો તો જો પૂર્વે રાગ–દ્વેષ રહિત હતા, છતાં એકાકી હતા, તો હવે પણ જ્યારે રાગદ્વેષ નથી તો આ પરિવારનો ઠઠારો શા માટે ઊભો કર્યો ? પૂર્વની જેમ એકાકી જ રહેવું ઉચિત હતું ને ?

મહાત્મા કહે,–

" આ પરિવાર અષ્ટ પ્રાતિહાર્ય વગેરે કાંઈ પોતે ઊભું કરેલું નથી, પરંતુ તીર્થંકર નામકર્મ–ઉચ્ચગોત્રકર્મ–યશનામકર્મ વગેરે નિકાચિત પ્રકૃષ્ટ પુણ્યકર્મોએ ઊભું કરેલું છે.

એ કર્મોનુ વેદન એમને કરવું જ પડે. એ કરવામાં એમને ધર્મદેશના ય દેવી પડે, ને તીર્થ-સંઘ-સ્થાપના ય કરવી પડે. એ રીતે જ એ કર્મો ભોગવાઇ ભોગવાઈને નષ્ટ થતા જાય છે. એટલે આ કર્મનાશના અર્થે એમને એ કર્મો એ રીતે ભોગવી લેવાં પડે, એમા એ આભ્યન્તરથી નિસ્સંગ નિરાશંસ હોવાથી એમના એકાકીપણાને કે વાક્‌સંયમને કશી આંચ આવતી નથી. કદાચ કહો,–

પ્ર૦– ભલે કર્મોદયથી અષ્ટપ્રાતિહાર્યાદિ હો, પરંતુ મૌન ન રાખતા ભાષણ કરવા જાય એમાં તો આશંસા આવી ને? આશંસા છે માટે તો બોલે છે. વળી બોલવામાં દોષોનો સંભવ પણ છે, જેવા કે અસત્ય અસભ્ય કર્કશ શબ્દ.. તો આવુ ભાષણ શું કામ કરે? અને જો આ દોષો ન લાગતા હોય, તો પહેલાં પણ ભાષણો કરવા હતા, મૌન શા માટે રાખ્યું? અગર પહેલા દોષથી બચવા મૌન રાખેલું, તો હવે મૌન કેમ છોડ્યું? મૌન છોડ્યુ એજ શિથિલતા આવી ને?

ઉ૦– આ સવાલ અણસમજનો છે. પહેલાં કેવળજ્ઞાન યાને સંપૂર્ણજ્ઞાન નહોતુ તેથી ભાષાના એ દોષોનો પૂરો ખ્યાલ નહોતો તેથી મૌન રાખતા: પણ હવે કેવળજ્ઞાન થયું એટલે ભાષાના દોષોનો પૂરો વિવેક પ્રગટી ગયો, તેથી હવે જીવોના આ દુ:ખદ ભવસાગરમાંથી ઉદ્ધાર અર્થે બોલે એમા મૌન છોડ્યું એ દોષરૂપ નહિ, શિથિલતારૂપ નહિ. પણ ગુણરૂપ છે.

કેમકે ભગવાન વીતરાગ સર્વજ્ઞ થયા એટલે કૃતકૃત્ય બની ગયા, હવે પોતાને કશું કરવાનું-સાધવાનું બાકી નથી રહેતુ; તેથી પ્રભુ હવે પરહિતમાં જ પ્રવૃત્ત રહે છે. અને

નિર્દોષ બોલે તો જ પર-હિત થાય, ન બોલે તો અજ્ઞાન અબૂઝ જીવોનું હિત ન થાય; માટે એમણે તો બોલવું એજ ગુણરૂપ છે, એમના માટે મૌન એ ગુણરૂપ નહિ.

ગોશાળક આમાં પાછો પડ્યો, એટલે હવે ભગવાનના દાખલાથી પોતાનું સમર્થન કરે છે,-

ગોશાળક કહે છે :-

" તો પછી જેમ તમે તીર્થંકરને પરહિત-પ્રવૃત્તિ અર્થે, અષ્ટપ્રાતિહાર્ય-શોભા, શિષ્ય-સંપત્તિ, ધર્મ-દેશના વગેરે હોવાનું દોષરૂપ માનતા નથી, એમ અમારા સિદ્ધાન્તમા ભિક્ષુને કાચું પાણી, સચિત્ત ધાન્ય, આધાકર્મ ( ભિક્ષુ નિમિત્તે બનાવેલ ) ભિક્ષા, અને સ્ત્રી વગેરેનો ઉપભોગ પણ દોષરૂપ નથી માન્યો; કેમકે એ ભિક્ષુના શરીરનું પોષણ કરનારા છે, અને શરીર એ ધર્મનો આધાર હોવાથી એ દોષો અલ્પ કર્મબંધ કરાવનારા છે. કારણ કે, એનાથી શરીરનું પાલન થઈને શરીર દ્વારા એ મહાન પુણ્યદાયી ધર્મના પોષક બને છે."

આર્દ્રકુમાર મુનિ કહે છે,

" આ તમે જે કાચું પાણી, કાચા શાકભાજી, આધાકર્મ આહાર, સ્ત્રી-પરિભોગ વગેરે કહ્યાં, તે તો ગૃહસ્થનાં લક્ષણ છે, શ્રમણના નહિ, ભિક્ષુના નહિ. એટલે તમારા ભિક્ષુ તો નામ અને આકાર યાને વેશમાત્રથી ભિક્ષુ છે, શ્રમણ છે, પણ ગુણથી શ્રમણ નહિ ..

ગોશાલક કહે-

"કેમ ગુણથી શ્રમણ નહિ અને ગૃહસ્થ જેવા" એમ

કહો છો? અમારા શ્રમણો તો વન ઉપવન આદિમાં એકા-ન્તમાં વિચરનારા છે, પણ ગૃહવાસ કરીને રહેનાર નહિ. તેમજ ક્ષુધાતૃષાદિ મુખ્ય તપના કષ્ટને સહન કરનારા હોવાથી તપસ્વી છે. આમ શરીરને તપથી શ્રમનારા માટે શ્રમણ જ છે. ગૃહસ્થો ક્યાં આવા હોય છે? એ તો ગૃહવાસી તપરહિત અને પરિગ્રહધારી હોય છે; ત્યારે ભિક્ષુઓ તો એકાન્તવિહારી, તપસ્વી, ભિક્ષાજીવી અને અકિંચન હોય છે. પછી શું ભિક્ષુને ગૃહસ્થ કહેવાય?"

આર્દ્રકુમાર કહે છે,–

"મહાનુભાવ! આમ અકિંચન હોવાથી અને વન–ઉપ-વનમાં એકાકી ફરનારા તેમજ ક્ષુધા–પિપાસાદિ સહન કરતા ભિક્ષાટન કરનારા હોવા માત્રથી જો શ્રમણ બની જવાતું હોય, તો તો ભોગની આશંસાવાળા ભિખારીઓને પણ તમારે શ્રમણ માનવા પડશે! એ પણ એ બધું કરે છે. એમને ય ઘર નથી. એ ય બધે એકાકી ફરનારા અને અકિંચન હોય છે. વળી ક્ષુધાદિ પીડા સહન કરનારા અને ભિક્ષાટને જનારા એ પણ હોય છે. તો શું એ શ્રમણ છે? ના, ગૃહસ્થ જ છે. એમ તમારા ભિક્ષુઓ પણ સચિત્ત જળ–બીજ વગેરેના ઉપ-ભોગથી ગૃહસ્થ જેવા જ છે. માત્ર એમણે સ્વજન સંબંધ છોડ્યા એટલું જ, બાકી તો ષટ્કાય જીવોના સંહારક આરંભમાં–સમારંભમા પ્રવર્તમાન છે! એથી કાંઈ સંસારનો અંત ન થાય. અને એ શ્રમણે ય ન કહેવાય. શ્રમણ તો અહિંસા સત્ય વગેરેનું સૂક્ષ્મતાથી પાલન કરનારા હોય."

આ સાંભળીને ગોશાળક છંછેડાય છે, એટલે હવે બીજી દલીલ ધરવા ન મળી, તેથી આવેશમાં આવી

ગોશાળક કહે છે,–

"તમે તો બીજાની નિંદા કરનારા છો. તમને અભિમાન છે કે 'અમે જ સાચા શ્રમણ;' બાકી જુઓ ભવોચ્છેદના લક્ષ્યવાળા બીજા ધર્મના સાધુ પણ સચિત્ત જળ બીજ વગેરેના ઉપભોગ કરનારા હોય છે, તેથી એય શું ગૃહસ્થ? 'એ બધા ખોટા અને અમે જ સાચા,' – આ તમારુ વ્યર્થ અભિમાન છે. અભિમાનથી બીજાના નિંદક બનો છો."

આર્દ્રકુમાર મહર્ષિ કહે,–

"એમ આકળા–ઉતાવળા થવાની જરૂર નથી. જેમ બીજા ધર્મવાળા પોતપોતાનો મત બતાવે છે, એમ અમે અમારો આ મત બતાવીએ છીએ કે, સચિત્ત જળ–બીજ વગેરેના ઉપભોગથી જીવહિંસા થાય, કર્મબંધ થાય. એથી તો સંસાર પોષાય, પણ સંસારનો ઉચ્છેદ ન થાય.

"**જ્યાંસુધી સૂક્ષ્મ પણ હિંસા ઊભી હોય ત્યાંસુધી ભવનો ઉચ્છેદ થાય જ નહિ.**

"આમ. અમે અમારો સિદ્ધાન્ત દેખાડીએ, એમાં વ્યર્થ અભિમાન ક્યાં આવ્યુ ? કે બીજાની નિંદા ક્યાં આવી ?

"બાકી તે તે ધર્મવાળા બીજા તીર્થિકો, બીજા દર્શનવાળા, પોતપોતાનાં સિદ્ધાન્તના ગુણો અને એના પાલનથી સ્વર્ગ–મોક્ષ ફળ દેખાડે, ને સાથે કહે કે 'આ જ સિદ્ધાન્તના પાલનથી સ્વર્ગ–મોક્ષની પ્રાપ્તિ થાય, બીજાનાં સિદ્ધાન્તથી નહિ,' તો શું એ બધાને અભિમાની અને નિંદક કહેશો ? એમ તો તમે પણ તમારા સિદ્ધાન્ત રજુ

કરી એના જ પાલનથી સ્વર્ગમોક્ષ-પ્રાપ્તિ કહો છો, અને 'બીજાનાં સિદ્ધાન્તથી નહિ,' એમ કહો છો. તો શું તમેય વ્યર્થ અભિમાન કરનારા અને નિંદક નથી ઠરતા?

"એ તો જગતમા જેમ સૌ તીર્થિકો પોતપોતાના સિદ્ધાન્ત રજુ કરે છે, તેમ અમે પણ 'સ્યાદ્વાદ સિદ્ધાન્તથી જ વસ્તુનું યથાવસ્થિત સ્વરૂપ જણાય, એકાન્તવાદી સિદ્ધાન્તથી નહિ.' એમ રજુ કરીએ છીએ તેમા વ્યર્થ અભિમાન કે નિંદા ક્યાં આવી?

"અમે તો એટલુ જ કહીએ છીએ કે 'જોઇ જુઓ, યુક્તિ-યુક્તત્વ ક્યાં છે? અને યુક્તિ-શૂન્યત્વ ક્યાં છે? શુ યુક્તિયુક્તતા અનેકાન્તવાદ પર આધારિત સિદ્ધાન્તોમાં છે? કે એકાન્તવાદ પર આધારિત સિદ્ધાન્તોમાં? જે સિદ્ધાન્ત યુક્તિયુક્ત હોય એનો આદર કરો, અને યુક્તિશૂન્ય હોય તેનો પરિહાર કરો, ત્યાગ કરો.'- આટલું જ અમારું કહેવું છે. એમાં જો બીજાની નિંદા ગણવી હોય તો તો દા.ત.

**મુસાફરને કુમાર્ગ-સુમાર્ગ ઓળખાવનાર નિંદક?**

મુસાફરને એમ કહીએ કે 'જો ભાઈ આ રસ્તે કાંટા, સર્પના દર,.. વગેરે છે, અને આ બીજા રસ્તે કાંટા, દર... વગેરે કશું નથી; માટે આ બીજો રસ્તો પકડ, પેલો રસ્તો છોડી દે;'- આમ મુસાફરને સારો રસ્તો બતાવીએ એમાંય મિથ્યા અભિમાન અને નિંદા કરી ગણાશે! અથવા મુસાફરે કાટા બિલ વગેરેનો રસ્તો છોડી એ વિનાનો માર્ગ પકડચો તો એ મુસાફર પણ મિથ્યા અભિમાની અને કાંટા બિલ વગેરેનો નિંદક ગણાશે! એ જો તેવો ન ગણાય, તો

કુજ્ઞાન–કુયુક્તિ–કુમાર્ગ–કુદૃષ્ટિ વગેરે દોષોનો ત્યાગ કરનારો અને તેનું માર્ગદર્શન કરનારો, એ પણ મિથ્યાભિમાની કે નિંદક શાનો ગણાય ?

"વસ્તુ સ્થિતિએ જોતાં તો એકાન્તવાદી ઈતર દર્શન-વાળા જ પોતપોતાના દર્શનની એકાન્તસિદ્ધાન્ત ઉપર રચાયેલી માન્યતાઓ સાચી સાબિત કરવા માટે વિરુદ્ધ માન્યતાવાળા એકાન્તવાદી ઈતર દર્શનકારોનું ખંડન કરે છે, આમ પરસ્પરના ખંડનમાં મિથ્યાભિમાન ને પરસ્પરની નિંદાને પોષે છે. ત્યારે ભગવાન મહાવીરસ્વામી તો અનેકાંત-વાદી છે, એટલે એ તો ઢાલની બન્ને બાજુ બતાવે છે, પછી એમને કોઈની નિંદા કરવાની રહેતી નથી....

**સ્યાદ્‌વાદ માટે ઢાલની બે બાજુનું દૃષ્ટાંત :–**

એક ગામની બહાર કોઇ પૂર્વે ગામરક્ષા માટે મરી ફિટેલા જુવાનનું બાવલું હતું; અને એના એક હાથમાં ઢાલ બીજા હાથમાં તલવાર હતી, એ ઢાલની આ બાજુ ચાંદીથી રસેલી, અને બીજી બાજુ સોનાથી રસેલી હતી. હવે બંને બાજુએથી એકેક ઘોડેસ્વાર આવ્યો, ચાંદીની બાજુએથી આવનારો સામેથી સોના તરફની બાજુએથી આવનારને કહે 'અરે જવાન! જો તો આ ચાંદીની ઢાલ કેવી સરસ શોભે છે!'

ત્યાં આ બીજો યુવાન કહે 'અરે મૂર્ખ! આ તો સોનાની ઢાલ છે. એની તને ઓળખ પડતી નથી, ને આને ચાંદીની કહે છે?'

પહેલો કહે, 'અરે! ઓળખ–તો મને નથી? કે તને નથી? ચોખ્ખી ચાંદીની ઢાલને સોનાની કહે છે? કેવું હડહડતું જૂઠ?'

બીજો કહે,– 'એય ? વધારે બોલવું રહેવા દે, સોનાની ઢાલને ચાંદીની કહેવાય ? તું ચાંદીની કહેનારો તું જ જૂઠો છે.'

બંને લડવા પર આવી ગયા, ત્યારે સામેથી આવનાર એક ભાઈએ બંનેને ઘોડેથી નીચે ઉતરાવ્યા, અને કહ્યું "તમે બંને એકવાર સામસામી દિશામાં જાઓ, અને પછી જુઓ કે ઢાલ કેવી છે ? ચાંદીની ? કે સોનાની ?" બંને સામસામાની જગાએ ગોઠવાઈ ગયા, અને જુએ છે, ત્યારે પોતાની ભૂલ સમજી ગયા.

" બોલો, અહીં બને બાજુને જોનારે પેલા એકેક બાજુ જોનારાને કહ્યું હોય કે, તમે ભૂલો છો. ઢાલ એકલી ચાંદીની નથી, કે એકલી સોનાની નથી, તો શું એમ કહેવામાં એણે મિથ્યાભિમાન પોષ્યું ? શું એકેકની ઇર્ષ્યા કે નિંદા કરી ? ના, એણે તો બંનેને ન્યાય આપ્યો, અને જ્ઞાન અધુરું હતું તે પૂરું કરાવ્યું....

જૈનધર્મ ઈતરદર્શનને ન્યાય આપે છે :–

" બસ, આ જ રીતે ઈતર દર્શનવાળા આત્માને કોઈ નિત્ય જ માને છે ! તો કોઈ અનિત્ય જ માને છે ! પછી નિત્ય જ માનનારો અનિત્ય માનનારની નિંદા કરે છે, અને અનિત્ય જ માનનારો નિત્ય માનનારની નિંદા કરે છે, ને એમાં મિથ્યાઅભિમાન પણ પોષે છે. ત્યારે અનેકાતવાદી મહાવીર ભગવાન આત્માને અપેક્ષા–ભેદથી કથંચિત્ નિત્ય–અનિત્ય કહી એકાન્તવાદીઓને ન્યાય આપવા સાથે, એમના અધુરા જ્ઞાનમાં પૂર્તિ કરે છે; ત્યાં મિથ્યાઅભિમાન કે એકાંતવાદી-ઓની નિંદા હલકાઈ કરવાનું કયા આવ્યુ ?

અમે કોઈ શ્રમણ કે બ્રાહ્મણની હલકાઈ કરવાની બુદ્ધિથી એના ઘૃણાસ્પદ અંગોપાંગ કે વેશનું ઉદ્ઘાટન નથી કરતા કે 'આ લૂલિયો, આ લંગડો,' અમે તો માત્ર એના દર્શનને પ્રગટ કરીએ છીએ કે 'એમનું દર્શન આવું આવું માને છે,' ત્યારે એમના જ શાસ્ત્રમા 'બ્રહ્મા લૂનશિરા, હરિર્દૃશિ સહુગ્, વ્યાલુપ્ત શિરનો હર....' આ શ્લોક લખ્યો હોય અર્થાત્ એમાં આવુ બતાવ્યુ હોય કે 'બ્રહ્મા છેદાયેલા મસ્તકવાળા છે, વિષ્ણુ આંખે રોગવાળા છે, મહાદેવ લુપ્તલિંગવાળા છે, વગેરે,' તો એમનાં જ શાસ્ત્ર શુ પોતાના દેવની નિંદા કરે છે? કે વસ્તુસ્થિતિ બતાવે છે? તે અમે રજુ કરીએ એમાં શુ અમે નિંદા કરી? અમે તો એમના જ આગમોમાં લખેલુ કહીએ છીએ. એમના આગમોએ એ સિદ્ધ હકીકત તરીકે લખી છે; ને અમે તો માત્ર એના શ્રોતા છીએ, એટલે અમે તો એમના જ શાસ્ત્રે કહેલાનો માત્ર અનુવાદ કર્યો."

આર્દ્રકુમાર મહર્ષિએ આમ ગોશાળાનો મહાવીર પ્રભુ પર મિથ્યાભિમાની અને નિંદક તરીકેનો આક્ષેપ દૂર કરતા વાસ્તવમાં એકાન્તવાદી દર્શનો જ પરસ્પરથી વિરુદ્ધ માન્યતાઓ ધરાવી અને પરસ્પરના ખંડનમાં પડી વાસ્તવમાં એ એકાન્તવાદી ઈતર દર્શનકારો જ મિથ્યાભિમાની અને નિંદક બને છે એમ સિદ્ધ કર્યું. યુક્તિવિરુદ્ધ એકાન્તગર્ભિત સિદ્ધાન્તો માનીને 'અમારા જ દર્શનમાં પુણ્યમાર્ગ છે,' એમ કહેવું એ મિથ્યા અભિમાન નહિ, તો બીજું શું છે?"

મહર્ષિએ એ રીતે મહાવીર ભગવાન પરનો આક્ષેપ દૂર કરવા ઉપરાંત પ્રભુને અનેકાન્ત ગર્ભિત સિદ્ધાન્તોના

કહેનારા, અને તેથી પરદર્શનોને અંશે ન્યાય આપનારા તરીકે વર્ણવીને પ્રભુને યથાર્થ-ભાષી તરીકે સાબિત કર્યા.

## વીતરાગનો ધર્મ કેવો ?:-

હવે મહર્ષિ મહાવીર પ્રભુ કેવો માર્ગ બતાવે છે એ જણાવતાં કહે છે કે "વીતરાગ બની હેય તત્ત્વોથી તદ્દન દૂર રહેનારા, સર્વજ્ઞ, અને ૩૪ અતિશયોની અવર્ણનીય સંપત્તિથી શોભતા, તથા વિશ્વના ત્રિકાળના સમસ્ત પદાર્થોના પ્રકાશક દિવ્યજ્ઞાનને ધરનારા, પરમ સત્પુરુષ મહાવીર પ્રભુએ તો

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપનો માર્ગ એવો બતાવ્યો છે કે,

"(૧) જેમાં પૂર્વાપર વિરોધ નહિ એવા યથાવસ્થિત જીવ અજીવ વગેરે પદાર્થોનું નિરૂપણ છે. માટે તો આ સમ્યગ્દર્શનાદિ માર્ગ સર્વોત્તમ માર્ગ છે, એનાથી વધીને તો શું પણ એની હરોળમાં ય કોઈ બીજો માર્ગ નથી. તેમજ આ માર્ગ એકાન્તવાદીના વક્તા ભરેલા સિદ્ધાન્તોથી શૂન્ય હોઇને, આ અનેકાન્તગર્ભિત જીવ-અજીવાદિ યથાર્થ તત્ત્વોના સ્વીકારવાળો સમ્યગ્દર્શનાદિ માર્ગ ઋજુમાર્ગ છે, સરળ માર્ગ છે, વીતરાગ-સર્વજ્ઞ-કથિત હોઇને નિર્દોષ માર્ગ છે.

"(૨) એટલું જ નહિ, પણ ઉપર નીચે સર્વદિશાઓમાં રહેલા સમસ્ત સૂક્ષ્મ-બાદર ત્રસ અને સ્થાવર જીવોની હિંસાના પાપની ઘૃણા-નિંદા કરનારો આ સમ્યગ્દર્શનાદિ માર્ગ છે. હિંસાદિ પાપયુક્ત સાવદ્ય વ્યાપાર (પ્રવૃત્તિ), ચાહ્ય

તે કાયિક પ્રવૃત્તિ હો, યા વાચિક પ્રવૃત્તિરૂપ હો, યા માનસિક પણ વિચારણારૂપી પ્રવૃત્તિ હો, એની નિંદા–દુગંછા કરનારો આ માર્ગ છે. તેથી આ માર્ગવાળા સંયમી સત્પુરુષ કોઈ પુરુષની નિંદા નથી કરતા; માત્ર અપાયવાળા સાવદ્ય અનુષ્ઠાનની નિંદા કરે છે.

"એટલે જ એવા પરમ સંયમી અને રાગદ્વેષ રહિત મહાવીરપ્રભુ વસ્તુ–સ્વરૂપનું પ્રકાશન કરે, સાવદ્ય–નિરવદ્યનો વિવેક બતાવે, એમાં કોઈ નિંદા નથી; અને એ પણ જો નિંદા હોય તો 'અગ્નિ ઉષ્ણ છે, જલ શીત છે; ઝેર મારનારું છે,....' એવું વસ્તુ–સ્વરૂપ કહેવું એ પણ નિંદારૂપ થશે! તેથી તો કોઈએ કશું વસ્તુ સ્વરૂપ કહેવું જ નહિ એવું ઠરશે! કેમકે એ નિંદારૂપ થાય, અને નિંદા તો કરાય જ નહિ!

ત્યારે હકીકતમાં તો કોઈ પણ વસ્તુસ્વરૂપનાં કથનને કોઈ નિંદા માનતું નથી, માટે ત્રિભુવનના પદાર્થના યથાર્થ સ્વરૂપને કહેનારા મહાવીરપ્રભુ નિંદક નથી ઠરતા."

આર્દ્રકુમાર મહર્ષિનું આ સચોટ યુક્તિ–યુક્ત નિરૂપણ, અને એમાં મિથ્યાદર્શનોનું યુક્તિ–સિદ્ધ ખંડન ગોશાળક કેમ સહન કરી શકે? તેમજ એનું ખંડન કરવા અને સ્વમતનું સ્થાપન કરવા પોતાની પાસે દલીલો નથી, યુક્તિઓ નથી, એટલે ખંડન પણ શી રીતે કરી શકે? પરંતુ ગોશાલક મહામિથ્યાત્વ અને મિથ્યા અભિનિવેશની અસર નીચે હોઈ હજી પણ એને મહાવીરપ્રભુને હલકા ચીતરવા છે, તેથી હવે એ જુદો રસ્તો લે છે.

ગોશાલક કહે છે–

"ભલે તમારા તીર્થંકર મહાવીરને તમે ગમે તેવા માનો, પરંતુ હકીકતમાં એ ભયભીત છે; કેમકે એ ધર્મ-શાળાઓમાં યા ઉદ્યાનોમાં રહેતા–કરતા નથી, કારણ કે એમને ભય છે કે, 'અહીં તો જુદાજુદા દર્શનવાળા શાસ્ત્ર-વિશારદ સંન્યાસીઓ આવે, અને એમની સાથે વાદ કરવા પડે! એમાં એ દર્શનીઓના લાંબા લાંબા તર્ક–સિદ્ધ પ્રતિપાદનોની સામે તેવા પ્રબળ તર્ક–પૂર્ણ જવાબો ન સ્ફુરવાથી કદાચ નિરુત્તર થઈ જવું પડે તો? પોતાના સિદ્ધાન્તોનું ખંડન થઇ જાય તો?' આવો, અથવા એ સંન્યાસીઓમાં કેટલાક નિષ્ઠિત યોગવાળા હોઈ મૌનવૃત્તિ હોય, તો 'એમની આગળ પોતાના વાચાળપણાને લીધે પોતાની છાયા ઝાંખી પડી જાય તો?' એવો મહાવીરને ભય છે.

"વળી હે આર્દ્રકુમારમુનિ! તમારા તીર્થંકરને એ પણ ભય છે કે ધર્મશાળાઓ કે ઉદ્યાનોમાં એવા મેધાવી અર્થાત્ શાસ્ત્રગ્રહણ–ધારણમાં સમર્થ, તથા આચાર્યો પાસે સારું શિક્ષણ પામેલા, તેમજ ઔત્પાતિકી (હાજર જવાબી) બુદ્ધિ, વૈનયિકી બુદ્ધિ,.... વગેરે ચાર પ્રકારની બુદ્ધિના નિધાન, તેમજ સૂત્ર–અર્થના યથાર્થનિશ્ચયવાળા પંડિત ગૃહસ્થો ય ત્યા આવે, તો 'એમની સાથે વાદમાં શે પહોંચાય? શી રીતે જિતાય?' એવા ભયથી મહાવીર એવામાં રહેતા કરતા નથી. તેથી એવા ભયવાળા મહાવીરનો માર્ગ સરળ યુક્તિ-સિદ્ધ માર્ગ શાનો કહેવાય?

"વળી મહાવીર રાગદ્વેષવાળા પણ છે; કેમકે, અમાર્યું

મલેચ્છ દેશોમાં વિચરતા નથી, તેથી એવા દેશ પ્રત્યે એમને દ્વેષ હોવાનું સાબિત થાય છે. તેમજ આર્ય દેશોમાં પણ અમુક અમુક જ દેશમાં વિચરે છે એ એમની એ એ દેશ પ્રત્યેની રાગદશા સૂચવે છે."

આમ ગોશાળાએ મહાવીર ભગવાનને રાગ–દ્વેષ–ભયવાળા બતાવ્યા, ત્યારે આર્દ્રકુમાર મહર્ષિ એનું ખંડન કરવા કહે છે,–

## આર્દ્રકુમાર મહર્ષિ પ્રભુની પ્રૌઢતા સમજાવે છે:–

"હે મહાનુભાવ! આ બધી તમે વાતો કરી એ યુક્તિ વિનાની વાતો કરી, કે 'મહાવીર ધર્મશાળા–ઉદ્યાનો–અનાર્યદેશો વગેરેમાં નથી રહેતા માટે એ ભય અને રાગદ્વેષવાળા છે.' વસ્તુસ્થિતિ એ છે કે, ભગવાન મહાવીર પ્રભુ 'પ્રેક્ષાપૂર્વકારી' છે, અર્થાત્ વિચારપૂર્વક કાર્ય કરનારા છે, તેથી 'જેમ તેમ ઈચ્છા થઇ અને તે પ્રમાણે કામ કરનારા,'– એવા પ્રભુ નથી. નહિતર અંતરમાં જરાક જરાક ખણજ જાગી, ઉમળકો જાગ્યો, અને તરત જ તે પ્રમાણે જે કામ કરનારા હોય, એ કાંઈ વિચારપૂર્વક કાર્ય કરનારા ન કહેવાય; અને. એમાં તો સંભવ છે કે પોતાનું કે બીજાનું અનિષ્ટ થાય એવું; યા નિરર્થક ય વર્તી નાખે! ત્યારે,

"ભગવાન મહાવીરદેવ તો સર્વજ્ઞ સર્વદર્શી છે, અને પરહિતમાત્રમાં પ્રવર્તનારા છે. એવા તે પ્રભુને 'ઉમળકામાત્રથી આગળ પાછળનો વિચાર કર્યા વિના પ્રવૃત્તિ કરનારા અપ્રેક્ષાપૂર્વકારી' કેમ કહેવાય? ભગવાન

“ (૧) ‘ પ્રેક્ષાપૂર્વકારી ’ વિચારપૂર્વકના કાર્ય કરનારા, એટલે સાર્થક સફળ જ પ્રવૃત્તિને આચરનારા છે. તેથી જ અનાર્યદેશમાં ગમન વગેરે નિરર્થક પ્રવૃત્તિ કરનારા નહિ. એ તો જે વિચાર વિનાની પ્રવૃત્તિ કરતા હોય, એ જ અનિષ્ટ નિષ્ફળ પ્રવૃત્તિ કરનારા હોય છે. ભગવાન તો સર્વજ્ઞ સર્વદર્શી એટલે બાલિશ ચેષ્ટાવાળા નહિ, કે આંધળિયા પ્રવૃત્તિ કરનારા નહિ; એટલે જ ધર્મદેશના કરે છે તે બીજાઓને સારું લગાડવા કે એમનું મન રાખવા નહિ, યા લોકોમાં પોતાનું ગૌરવ વધે પ્રતિષ્ઠા જામે એટલા માટે પણ નહિ; કિન્તુ.

(૨) “ જ્યાં ભવ્ય જીવો પર ઉપકાર થવાનું દેખે ત્યાંજ વિહાર કરનારા, અને ઉપકારક દેશના દેનારા પ્રભુ પ્રૌઢ છે. તેથી જ ભગવાન અનાર્ય દેશમાં જઈ દેશનાઓ રેલાવતા નથી. કેમકે, ભગવાન જુએ છે કે,– આ અનાર્ય જીવોનું બિચારાનું જીવદળ જ હમણાં એવું અપાત્ર–કુપાત્ર છે, કે એ ધર્મદેશના ઝીલવાને બદલે એની હાંસી કરી વધુ પાપ બાંધે ! મૂળમાં યોગ્યતા જ નહિ, અને પાછું ભારેકર્મી પણું હોય, ત્યાં બોલવું એ ભેંસ આગળ ભાગવત જેવું થાય. પ્રેક્ષાપૂર્વકારી પ્રૌઢ સર્વજ્ઞ ભગવાન એવી નિષ્ફળ બાલિશ પર–અહિતકારી ચેષ્ટા શાની કરે ? તેથી ‘ ભગવાન ભયથી અનાર્ય દેશમાં નથી જતા ’ – એ આક્ષેપ જ ખોટો છે. ભગવાન ઠામ ઠામ વિચરીને ઉપદેશ કરે છે, તે કાંઈ લોકમાં શાબાશી લેવા નહિ. એટલે તો કેવળજ્ઞાનથી સભાના દિલના બધા સંશય જાણવા છતાં ભગવાન કાંઈ એ બધાના નિરાકરણ કરવા નથી બેસી જતા. પ્રભુ તો એમને કોઈ સંશય પૂછે, અને જવાબથી એને ઉપકાર થાય એવું દેખે, તો જ એનો જવાબ આપવાનું કરે છે. ત્યારે,

(૩) "પ્રભુ આવા અનંતજ્ઞાની છતાં ગંભીર કેટલા બધા! એટલા માટે તો કોઈ અનુત્તર વિમાનવાસી દેવને કે અહીંના કોઇ મનઃપર્યાયજ્ઞાનીને સંશય પડે, ને મનોમન ભગવાનને પૂછે, તો ભગવાન પણ મૌનપણે મનોમન અર્થાત્ દ્રવ્યમનથી જ એનો ઉત્તર કરી દે છે. પરંતુ સભામાં જાહેર કરીને નહિ કે 'જુઓ ફલાણો મને આવો પ્રશ્ન પૂછે છે, એનો ઉત્તર હું આપું છું!' કેમકે પ્રભુ વીતરાગ હોવાથી ગંભીર છે. રાગ-દ્વેષ રહિત હોવાથી એમને કોઈ માનાકાંક્ષા નથી, શ્રોતાલોકમાં કોઈ વડાઇ લેવી નથી.

(૪) એટલે તો ભગવાન પરહિતૈક-રક્ત, જેમ જેમ ભવ્ય જીવોને ઉપકાર થતો દેખે તેમ તેમ ધર્મદેશના દ્વારા ઉપકારનો પુષ્કરાવર્ત મેઘ વરસાવી રહ્યા છે. એટલે તો ઉપકાર થવાનો હોય તો પ્રભુ સામે જઇને પણ ધર્મદેશના કરી ઉપકાર કરે છે.

"ભગવાન મુનિસુવ્રતસ્વામી એક રાતમાં ૬૦ યોજન ચાલીને ભરૂચ પધાર્યા! અને ધર્મદશના આપી! કેમકે ભરુચના રાજાના અશ્વરત્નને એથી ઉપકાર થવાનું પ્રભુએ દેખેલું. એથી ઊલટું,

"(૫) ભગવાન વીતરાગ હોઈ, સામે જવાની વાત તો નહિ, પણ ધર્મદેશના કરી દીધા પછી પ્રભુ સ્થાને બેઠેલા હોય ત્યાં ય મૌન બેસે છે! પણ ઉપદેશ કર-કર-કર્યા કરવાનું કરતા નથી. આ જોતાં દેખાય છે કે, પ્રભુને કોઈ રાગ-દ્વેષ નથી. મોટો ચક્રવર્તી શું, કે ભિખારી શું, સૌના પ્રત્યે સમદૃષ્ટિવાળા હોવાથી 'આશુપ્રજ્ઞ' છે, યાને સર્વજ્ઞ પ્રભુ પૂછ્યે કે વગર પૂછ્યે ઉપકાર દેખાય ત્યાં ધર્મદેશના કરે છે.

એ પણ જેવી પુણ્યવંતાને કરે તેવી જ દેશના નિર્ધનને પણ કરે છે,– 'જહા પુણ્ણસ્સ કત્થઇ, તહા તુચ્છસ્સ કત્થઈ.' એટલે પછી આવા પ્રભુમાં રાગ દ્વેષનો સંભવ કેમ જ કહેવાય ?

"(૬) અનાર્યદેશમાં ન જવામાં અનાર્યો પ્રત્યે ભગવાનને કોઈ દ્વેષ નથી, કિન્તુ એ જીવો બિચારા શુભ આર્ય ક્ષેત્રથી બહિષ્કૃત, તથા આર્યભાષાથી બહિષ્કૃત, અને આર્યોના જેવા પુણ્યકર્મથી બહિષ્કૃત હોવાથી ભગવાન જેવાનાં દર્શન જ શું, દર્શનની ઈચ્છાથી પણ વંચિત રહેનારા હોય છે. એટલે ભગવાન એમની પરિસ્થિતિ જ આવી જુએ છે કે,– ' એમને ધર્મદેશનાથી કશો સમ્યગ્દર્શન આદિની પ્રાપ્તિનો લાભ થાય એમ નથી. એમને લાભ થવાની સંભાવના પણ નથી,' તેથી નિરર્થક પ્રવૃત્તિરૂપ અનાર્ય દેશમાં ગમન કરીને દેશના આપવાનું કરતા નથી.

"શકજાતિના, યવનજાતિના....વગેરે વગેરે અનાર્યો મહામિથ્યાદૃષ્ટિ હોય છે; એ તો માત્ર વર્તમાન સુખને જ જોનારા હોય છે, તેથી (૧) દીર્ઘદર્શી નહિ; (૨) પરલોકને માનનારા જ નહિ, (૩) સદ્ધર્મથી તદ્દન જ પરાઙ્મુખ, એટલે (૪) ધર્મ પામવાની યોગ્યતાવાળા પણ નહિ. ત્યા ભગવાન જઈને શું કરે ? ત્યા પ્રભુની ધર્મદેશનાથી એ જીવોને કશો જ ઉપકાર થાય નહિ, એટલે જ ત્યાં ન જવામાં કાંઈ એમ ન કહેવાય કે, ' પ્રભુને એ દેશ કે એ જીવો પ્રત્યે દ્વેષ છે, તેથી ત્યાં જતા નથી.'

" તેથી જ એવું જે કહ્યું કે ' મોટ–મોટા શાસ્ત્ર–

વિશારદો, પંડિતો, માંત્રિકો, તાંત્રિકો જ્યાં ધર્મશાળામાં ભેગા ઊતરે છે ત્યાં ભગવાન મુકામ નથી કરતા, તે પ્રભુને એમની સાથે વાદ કરવામાં હાર–પરાભવ–અપમાન પામવાનો ભય છે માટે ત્યાં નથી ઊતરતા,'– આ કહેવું એ બાલિશ-વચન છે; કેમકે સર્વજ્ઞ ભગવાનનું તો સમસ્ત કુવાદીઓને પ્રભુનું મુખદર્શન કરવું ય પાલવે એમ નથી, પછી પ્રભુની સાથે વાદ કરવાની એમની શી ગુંજાયશ ? એટલે તો જુઓ અહીં અનેક પંડિતો ભેગા થયેલા છે, ને નજીકમાં મહાવીર ભગવાનનો મુકામ છે, છતાં કેમ કોઈની એમની પાસે જવાની ને વાદ કરવાની હિંમત નથી ? સારાંશ,–

"પ્રભુ જ્યાં સ્વ–પર ઉપકાર દેખે ત્યાં સામે જઈને પણ ધર્મદેશના આપે છે; અને ઉપકાર ન દેખે ત્યાં મૌન રહે છે. એ હિસાબે આર્ય દેશમાં પણ જ્યાં સ્વ–પર ઉપકાર ન દેખે ત્યાં ન જાય એ સહજ છે.

પ્ર૦– પ્રભુ દેશના આપે એમાં સ્વોપકાર યાને પ્રભુની પોતાની ઉપર ઉપકાર ખરો ?

"ઉ૦– હા, પ્રભુને પોતાને તીર્થંકર નામકર્મ આદિ પુણ્ય કર્મ એવું છે કે તે ભોગવાઈને જ સર્વથા ખપવાનું છે. તે પ્રભુ ધર્મદેશના દઈને જ એ ભોગવતા જાય છે, અને ક્ષીણ કરતા જાય છે. એ પ્રભુના પોતાના આત્મા ઉપર કર્મક્ષય થવાનો ઉપકાર છે, તથા ઉપસ્થિત ભવ્ય જીવો પર ઉપકારનો લાભ તો મોટો છે જ."

ગોશાળકનો 'પ્રભુ વેપારી હોવા'નો આક્ષેપ :–

ગોશાળક આમાં કાંઈ ફાવ્યો નહિ એટલે આ લાભનો

મુદ્દો પકડી કહે છે,–

"અરે! મહામુનિ! જો મહાવીર લાભના અર્થી થઇને આ ધંધો કરવાનું કરે છે, તો તો પછી એમજ કહોને કે મહાવીર એક લાભાકાંક્ષી વેપારી વાણિયા જેવા છે. જેમ વાણિયો લાભની આકાંક્ષામાં કપૂર–અગરુ–કસ્તુરી–અંબર.... વગેરે કરિઆણું લઇને પરદેશ જાય, અને મોટા બજારોમાં એને વેચે, તેમ તમારા મહાવીર પણ વાણિયાની જેમ પોતાનો માલ લઇને દેશ દેશ ફરે છે; અને લાભ માટે એને લોકના સમૂહની વચ્ચે ખપાવે છે. આમાં તો નકરી વાણિયાગીરી આવી, પણ શ્રમણપણું કયાં રહ્યું ?"

**આર્દ્રકુમાર મુનિનો સ્યાદ્‌વાદથી ઉત્તર :–**

અહીં આર્દ્રકુમાર મહાત્મા કહે છે,–

"મહાનુભાવ! તમે ભગવાનની જે વણિક સાથે તુલના કરી, તે સર્વાંશે સમાનતા કહો છો? કે અંશે સમાનતા કહો છો? જો સર્વાંશે સમાનતા કહેતા હો, તો તે ખોટું છે, કેમકે ભગવાન તો 'વિદિતવેદ્ય' અર્થાત્ વેદ્ય પદાર્થનું યથાર્થ વેદન કરનાર અર્થાત્ પદાર્થનું હેય યા ઉપાદેય તરીકેનું જેવું સ્વરૂપ છે તેવું જ વેદન કરનારા. યાને પ્રત્યક્ષ જ્ઞાન ધરનારા છે. તેથીજ પ્રભુ સર્વ પ્રકારના સાવદ્ય અનુષ્ઠાનથી રહિત છે: તેથી એમને નવાં કર્મ બાંધવાની તો વાતે ય શી? ઉલ્ટું, કર્મબંધનોને તોડનારા છે. ત્યારે વણિક્ તો ધંધા વેપાર કરીને નવાં નવાં પાપ કર્મોને બાધતો અને પાપ કર્મના ભાર વધારતો રહેનારો હોય છે. એવાની સાથે ભગવાનની સર્વાંશે સરખામણીની વાત કરવી, એ નરી અજ્ઞાનદશા છે.

## ક્યાં ભગવાન્ ? ને ક્યાં વેપારી વાણિયો ?

"(૧) ભગવાન તો લેશમાત્ર કુમતિ યાને અસત્ બુદ્ધિ ધરાવતા નથી; ત્યારે વણિક્ તો અસત્ બુદ્ધિના ભરેલા હોય છે. વળી પ્રભુ અસત્ બુદ્ધિથી જનિત, ને જીવને દુ:ખકારી, એવી કશી પ્રવૃત્તિ કરતા નથી. બલ્કે સર્વ જીવોના રક્ષક છે, 'પરિત્રાણશીલ' યાને સર્વના રક્ષણના જ સ્વભાવવાલા છે; ત્યારે વણિક્ તો ષટ્કાય જીવોની ઘાતક પ્રવૃત્તિમાં રહેલો છે. એ કેટલાય જીવોને દુઃખ–સંતાપનું કારણ બનનારો હોય છે.

"(૨) વળી, પ્રભુ કુમતિનો સર્વેસર્વા ત્યાગ કરીને મોક્ષગમનની તૈયારીમા છે. ત્યારે વણિક્ તો કેટલાય પ્રકારની કુમતિને આચરનારો હોય છે. એની સાથે ભગવાનની સર્વાંશે તુલના યાને સમાનતા કદીય હોઈ શકે ?

"ભગવાન તો સર્વ પ્રકારના જીવહિંસક આરંભ–સમારંભના ત્યાગી છે., ત્યારે વેપારી વાણિયો તો જીવોના વિનાશની ક્રિયાઓમાં પ્રવર્તનારો હોય છે; દા.ત. ક્રય–વિક્રય માટે ગાડાં–ઊંટ–વાહનો ફેરવવા,....વગેરે હિંસામય આરંભ–સમારભો કરે છે; ઢોર ઢાંખર ધન ધાન્યાદિ પરિગ્રહ રાખી એના પર મમત્વ કરે છે; પરદેશ વેપાર અર્થે જાય છે; તે પણ અહીના સગા–સંબધીઓનો સંબધ ઊભો રાખીને જાય છે.

"ત્યારે, ભગવાન તો એક નયા પૈસાનો પરિગ્રહ રાખતા નથી. તેમજ જે સ્વ–પરના ઉપકારની પ્રવૃત્તિ કરવા ઘરેથી નીકળી દેશોદેશ ફરે છે, તે પૂર્વના સર્વ સગા–સંબંધીઓનો સંબંધ હંમેશ માટે તોડીને નીકળે છે. 'હવે

પાછા ઉપકારની પ્રવૃત્તિ કરી, ચાલો દેશમાં આવીએ, સગા સંબંધીઓ સાથે રહીશું,' એવું પ્રભુએ રાખ્યું જ નથી, એ તો સ્વજનોનો ત્યાગ તે જીવનભર માટે સર્વથા ત્યાગ. વળી ભગવાનની સ્વ-પર-ઉપકારની પ્રવૃત્તિ પણ કેવી નિર્દોષ! કે એમાં સમસ્ત ષડ્ જીવનિકાયમાંના એક સૂક્ષ્મ પણ જીવની હિંસા નહિ! હિંસામય આરંભ સમારંભ નહિ! કિન્તુ ષડ્કાય જીવોની રક્ષાની જ પ્રવૃત્તિ રાખે છે. વળી પ્રભુ કોઇ અનુકૂળ સ્થળ વગેરેની મમતા વિના વિચરતા રહી જ્યાં પહોંચે ત્યા પણ એક જ કામ નિર્દોષ ધર્મદેશનાનુ જ કરે છે. આવા ભગવાનની વાણિયા સાથે સર્વથા સમાનતા-કેમ કહી શકાય?

"ત્યારે જો કહો કે 'મહાવીરપ્રભુની વેપારી વણિક્ સાથે અંશે સમાનતા કહીએ છીએ,' તો એટલા અંશે સમાનતા બરાબર છે કે જેમ વાણિયા લાભ માટે જ્યાં ત્યાં જઈને નહિ પણ માત્ર યોગ્ય દેશમાં જઈને પ્રવૃત્તિ કરે છે, એમ પ્રભુ પર પરોપકારના લાભ માટે માત્ર યોગ્ય દેશમાં જઈને ધર્મદેશનાની પ્રવૃત્તિ કરે છે, કિન્તુ વાણિયાની જેમજ જ્યાં ત્યાં જેમ તેમ ફરવાનું કરતા નથી. પરંતુ આવી આંશિક અતિ અલ્પ સમાનતાથી ભગવાનને વાણિયા જેવા થોડા જ કહેવાય?

### વેપારી કરતાં ભગવાનમાં મોટો ફરક :-

"આર્દ્રકુમાર મહર્ષિ આગળ વધતાં વાણિયા અને પ્રભુ વચ્ચે એક જોરદાર ફરક એ બતાવે છે કે વાણિયા તો (૧) માટીના ધનને શોધતા ફરનારા હોય છે, વળી (૨)

## ક્યાં ભગવાન્? ને ક્યાં વેપારી વાણિયો?

"(૧) ભગવાન તો લેશમાત્ર કુમતિ યાને અસત્ બુદ્ધિ ધરાવતા નથી; ત્યારે વણિક્ તો અસત્ બુદ્ધિના ભરેલા હોય છે. વળી પ્રભુ અસત્ બુદ્ધિથી જનિત, ને જીવને દુઃખકારી, એવી કશી પ્રવૃત્તિ કરતા નથી. બલ્કે સર્વ જીવોના રક્ષક છે, 'પરિત્રાણશીલ' યાને સર્વના રક્ષણના જ સ્વભાવવાલા છે; ત્યારે વણિક્ તો ષટ્કાય જીવોની ઘાતક પ્રવૃત્તિમાં રહેલો છે. એ કેટલાય જીવોને દુઃખ–સંતાપનું કારણ બનનારો હોય છે.

"(૨) વળી, પ્રભુ કુમતિનો સર્વેસર્વા ત્યાગ કરીને મોક્ષગમનની તૈયારીમાં છે. ત્યારે વણિક્ તો કેટલાય પ્રકારની કુમતિને આચરનારો હોય છે. એની સાથે ભગવાનની સર્વાંશે તુલના યાને સમાનતા કદીય હોઈ શકે?

"ભગવાન તો સર્વ પ્રકારના જીવહિંસક આરંભ–સમારંભના ત્યાગી છે., ત્યારે વેપારી વાણિયો તો જીવોના વિનાશની ક્રિયાઓમાં પ્રવર્તનારો હોય છે; દા.ત. ક્રય–વિક્રય માટે ગાડાં–ઊંટ–વાહનો ફેરવવા,. .વગેરે હિંસામય આરંભ–સમારંભો કરે છે; ઢોર ઢાંખર ધન ધાન્યાદિ પરિગ્રહ રાખી એના પર મમત્વ કરે છે; પરદેશ વેપાર અર્થે જાય છે; તે પણ અહીંના સગા–સંબધીઓનો સંબંધ ઊભો રાખીને જાય છે.

"ત્યારે, ભગવાન તો એક નયા પૈસાનો પરિગ્રહ રાખતા નથી. તેમજ જે સ્વ–પરના ઉપકારની પ્રવૃત્તિ કરવા ઘરેથી નીકળી દેશોદેશ ફરે છે, તે પૂર્વના સર્વ સગા–સંબંધીઓનો સંબંધ હમેશ માટે તોડીને નીકળે છે. 'હવે

પાછા ઉપકારની પ્રવૃત્તિ કરી, ચાલો દેશમાં આવીએ, સગા સંબંધીઓ સાથે રહીશું,' એવું પ્રભુએ રાખ્યું જ નથી, એ તો સ્વજનોનો ત્યાગ તે જીવનભર માટે સર્વથા ત્યાગ. વળી ભગવાનની સ્વ-પર-ઉપકારની પ્રવૃત્તિ પણ કેવી નિર્દોષ! કે એમાં સમસ્ત ષડ્ જીવનિકાયમાંના એક સૂક્ષ્મ પણ જીવની હિંસા નહિ! હિંસામય આરંભ સમારંભ નહિ! કિન્તુ ષટ્કાય જીવોની રક્ષાની જ પ્રવૃત્તિ રાખે છે. વળી પ્રભુ કોઇ અનુકૂળ સ્થળ વગેરેની મમતા વિના વિચરતા રહી જ્યાં પહોંચે ત્યાં પણ એક જ કામ નિર્દોષ ધર્મદેશનાનું જ કરે છે. આવા ભગવાનની વાણિયા સાથે સર્વથા સમાનતા-કેમ કહી શકાય?

"ત્યારે જો કહો કે 'મહાવીરપ્રભુની વેપારી વણિક્ સાથે અંશે સમાનતા કહીએ છીએ,' તો એટલા અંશે સમાનતા બરાબર છે કે જેમ વાણિયો લાભ માટે જ્યાં ત્યાં જઈને નહિ પણ માત્ર યોગ્ય દેશમાં જઈને પ્રવૃત્તિ કરે છે, એમ પ્રભુ પર પરોપકારના લાભ માટે માત્ર યોગ્ય દેશમાં જઈને ધર્મદેશનાની પ્રવૃત્તિ કરે છે, કિન્તુ વાણિયાની જેમજ જ્યાં ત્યાં જેમ તેમ ફરવાનું કરતા નથી. પરંતુ આવી આંશિક અતિ અલ્પ સમાનતાથી ભગવાનને વાણિયા જેવા થોડા જ કહેવાય?

### વેપારી કરતાં ભગવાનમાં મોટો ફરક :-

"આર્દ્રકુમાર મહર્ષિ આગળ વધતાં વાણિયા અને પ્રભુ વચ્ચે એક જોરદાર ફરક એ બતાવે છે કે વાણિયા તો (૧) માટીના ધનને શોધતા ફરનારા હોય છે, વળી (૨)

સ્ત્રીસંબંધ–અબ્રહ્મમાં ગાઢ આસક્ત હોય છે; તેમજ (૩) રોટી અને વિષયસુખો માટે અહીં તહીં ભમતાં હોય છે. આવા વાણિયાને અમે તો શબ્દાદિ વિષયભોગોમાં ગાઢ બુદ્ધિવાળા અને અનાર્ય જેવા કર્મો કરનારા, માટે જન્મથી ભલે આર્ય પરંતુ કરણીથી અનાર્ય તરીકે જોઇએ છીએ. તેમજ એ રસ – ઋદ્ધિ – શાતા ગારવોમાં અત્યન્ત ચિટકેલા દેખાય છે.

"જ્યારે વીતરાગ તીર્થંકર ભગવાન તો આ બધા પાપોથી તદ્દન મુક્ત છે, એમની સરખામણી વાણિયા સાથે કરી જ કેમ શકાય? પૂછો,

"પ્ર૦– પણ લાભની કાંક્ષા બંનેને હોય છે તો એ દૃષ્ટિએ સરખા નહિ?

"ઉ૦– અરે! 'વાણિયા લાભ માટે દેશાટન કરનારા, એ રીતે ભગવાન પણ લાભ માટે દેશાટન કરનારા' એમ કહી ભગવાનને વાણિયા સાથે સરખાવતાં પહેલાં, એ તો જુઓ કે,

**વાણિયા લાભ કેવો કરે છે?** ક્રય–વિક્રય તથા રાંધવા –રંધાવવા વગેરે પાપભર્યા સાવદ્ય અનુષ્ઠાનોમાં તથા હિંસામય આરંભ–સમારંભો, અને ધન–ધાન્યાદિના પરિગ્રહમાં લાગ્યા રહીને વાણિયા તો પોતાના આત્માને જ દંડી નાખે એવા અસદ્ આચારોની પ્રવૃત્તિથી ચતુર્ગતિમય સંસારના ચિર-કાળ–ભ્રમણનો લાભ કરે છે! જે એને દીર્ઘાતિદીર્ઘ કાળ દુઃખ ભોગવવા માટે થાય છે. ત્યારે ભગવાનને લાભ તો

સ્વયં નિષ્પાપ પ્રવૃત્તિ તથા કર્મહ્રાસનો અને ભવ્ય જીવોને સત્પ્રવૃત્તિમાં જોડવાનો હોય છે."

## લાભ-લાભમાં આકાશ-પાતાળનું અંતર :-

આર્દ્રકુમાર મહર્ષિ આગળ વધીને કહે છે,–

"હે મહાનુભાવ! વાણિયો ય લાભ માટે ભમે, અને પ્રભુ પણ લાભ માટે ભમે. એમ એકલો 'લાભ' શબ્દ પકડીને ભગવાનની વાણિયા સાથે સમાનતા કહેતા પહેલાં, એ પણ જુઓ, કે વાણિયાને લાભ, તે શું ધનનો એકાન્તે લાભ જ થાય છે? ના, એમાં અનેકાન્ત છે. ધન-લાભ તો થાયે ખરો, ને ન પણ થાય. બીજું એ પણ જુઓ કે જ્યાં કદાચ ધન-લાભ થયો, તો તે લાભ શું આત્યન્તિક છે?' અર્થાત્ લાભ હવે શાશ્વત કાળ માટે રહેનારો છે? કે અનાત્યન્તિક છે? અર્થાત્ એનો ય એક દિવસ નાશ થાય? અંત આવે? કહેવું જ પડે, છેલ્લે મૃત્યુ આવતાં તો એનો અવશ્ય અંત આવે છે. એટલે લાભ આત્યન્તિક નથી. આમ વાણિયાને થતો લાભ અનૈકાન્તિક અને અનાત્યન્તિક છે, તથા અનર્થદાયી છે. એ લાભ ક્યાં? અને પ્રભુને થનો લાભ ક્યાં? ભગવાનને તો જે લાભ થાય છે, તેમાં (૧) પહેલા તો દિવ્ય જ્ઞાનનો કેવળજ્ઞાનનો લાભ, અને પછી (૨) ધર્મદેશનાથી પોતાને કર્મક્ષયનો અને અંતે મોક્ષનો લાભ થાય છે. તો લાભમાં પોતાને મોક્ષગમનની તૈયારી અને નિકટભવી જીવોનું દીર્ઘ દુઃખદ સંસાર-ભ્રમણથી રક્ષણ,– આ બે લાભ ધરનાર ભગવાનની નિર્વિવેકી વાણિયા સાથે તુલના કઈ બુદ્ધિ પર કરાય છે?"

પડ્યું ? ગોશાલક વાણિયા સાથે પ્રભુની સરખામણી કરવામાં પોતે નિર્બુદ્ધિક ઠર્યો. ત્યારે 'મિંયા પડ્યા પડ્યા તો ય ટાંગ ઊંચી' ની જેમ ગોશાળક કુતર્કનો છેલ્લો દાવ મૂકી ભગવાનને શિથિલાચારી સાબિત કરવા મથે છે,–

## સમવસરણ કોના માટે?

### ગોશાલક કહે છે,–

'જુઓ મુનિ! દેવોએ મહાવીર માટે ઊભા કરેલા સમવસરણનો, ચાલતાં દેવકૃત નવ કમળનો, ને આરામ અર્થે દેવોએ ઊભા કરેલા દેવચ્છન્દાનો મહાવીર ઉપભોગ કરે છે. આ સમવસરણાદિ પ્રભુ માટે બનાવ્યા હોવાથી આધાકર્મ દોષવાળા કહેવાય. તો જેમ સાધુ આધાકર્મવાળા મુકામ આદિ સેવે તો સાધુ આધાકર્મ બનાવવામાં થયેલી હિંસાની અનુમતિના દોષવાળા બની એવું સેવવામાં શિથિલાચારી ને હિંસક કહેવાય, ને કર્મથી લેપાય છે; એમ મહાવીર પણ એ આધાકર્મિક સમવસરણાદિનો ઉપભોગ કરી અહિંસક શી રીતે ? તથા કેમ શિથિલાચારી ન કહેવાય? ને કેમ કર્મથી ન લેપાય ?"

અહીં આર્દ્રકુમાર મહાત્મા એનો સચોટ ઉત્તર દેતાં કહે છે,–

**આર્દ્રકુમારનો રદિયો :–**

**સમવસરણાદિમાં પ્રભુને આધાકર્મ–દોષ કેમ નહીં :–**

અરે! મહાનુભાવ ! એ જુઓ કે સાધુ કોઈક આધાકર્મિક સેવે ત્યાં તો એને એ આધાકર્મિક વસ્તુ પર રાગ

હોય છે; જ્યારે મહાવીર ભગવાન તો તૃણરાશિ કે રત્નરાશિ પ્રત્યે, ને માટીના ઢેફા કે સુવર્ણ લગડી પ્રત્યે, સમાન દૃષ્ટિ-વાળા હોય છે. એમના મનને 'એક તુચ્છ અને બીજું સારું–કિંમતી,' એવું છે જ નહિ. તેથી સમવસરણનો ઉપ-ભોગ કરે ત્યારે પણ 'એ રજત–સુવર્ણ–રત્નમય સમવસરણ, માટીના ટેકરા કરતાં સારું કિંમતી,'–એવું પ્રભુને લાગતું જ નથી. પ્રભુ એના પ્રત્યે લેશ પણ આકર્ષણ–અશંસા–મમત્વ ધરાવતા નથી. એટલે જ પ્રભુને હિંસાની કશી અનુમતિ નથી. અહીં પૂછો,–

**ઉપભોગ છતાં આશંસા કેમ નહિ, :–**

પ્ર૦ – ભલે પ્રભુને આશંસા ન હોય, પણ દેવોએ પ્રભુ માટે સમવસરણ બનાવ્યું, ને પ્રભુ એને ભોગવે એટલે આધાકર્મ સેવ્યાનો પ્રભુને દોષ તો લાગે જ ને ? વળી બીજી વાત એ છે કે જો પ્રભુને સમવસરણની આશંસા નથી, તો શા માટે એનો ઉપભોગ જ કરે છે ?

"ઉ૦ – દેવતાઓ પ્રભુ માટે સમવસરણ બનાવતા જ નથી; પરંતુ દેવતાઓ જિનપ્રવચનની ઉદ્ભાવના અર્થાત્ પ્રભાવના કરવાના અર્થી છે, અને એ પ્રવચન–પ્રભાવના કરવાનું તો જ બને કે જો ભવ્ય જીવો આવા સમવસરણ જેવા કોઈક આકર્ષણથી અહીં પ્રભુ પાસે દોડતા એટલે કે હરખભેર આવે, ને પ્રભુની ધર્મ–દેશના પ્રભુનું ધર્મ–પ્રવચન સાંભળે. એ સાંભળે એટલે એમના દિલમાં પ્રભુનાં વચન જચી જાય, જિનવચન પર શ્રદ્ધા થાય, અને તદનુસાર યથાશક્તિ અમલ કરે; એજ પ્રવચનની પ્રભાવના થઈ કહેવાય.

"આમ ભવ્ય જીવો કેમ ધર્માભિમુખ બને, એ માટે સમવસરણ બનાવે, એ બનાવવાનું ભવ્ય જીવો માટે થયું ગણાય, પણ પ્રભુ માટે નહિ. એટલે પ્રભુને લેશ પણ આધાકર્મિક સેવનનો દોષ લાગતો નથી. વળી દેવો પણ પોતાને પ્રવચન-પ્રભાવનાનો આત્મ-લાભ થાય એ માટે જ સમવસરણ બનાવે છે, એથી પણ પ્રભુ માટે બનાવવાની વાત જ રહેતી નથી.

"આમ પ્રભુને આધાકર્મિક-ઉપભોગ જ નથી, તેથી પ્રભુને કર્મનો લેપ શાનો લાગે?

"વળી પ્રભુ જો આધાકર્મિક સેવતા જ નથી, તો પ્રભુ શિથિલાચારી શાના કહેવાય?

પ્રભુ અગાધ કરુણાવાળા :-

"ઉલટું એમ કહો, કે પ્રભુનાં સમવસરણથી આકર્ષાઈ ત્યાં એકત્રિત થયેલા જીવોને ધર્મ-દેશના સંભળાવી ધર્મ પમાડવાની મહાન કરુણા કરનારા છે, તેથી પ્રભુ તો જગતના કરુણાપાત્ર જીવોને,- ધર્મ વિના સંસારમાં ભટકી રહેલા અને સંસારની દુઃખરૂપ ભઠ્ઠીઓમાં શેકાઈ રહેલા એ પામર સાંસારિક જીવોને પ્રભુ ધર્મ આપી સંસારમાંથી એમનો ઉદ્ધાર કરવાની અનન્ય અગાધ કરુણા કરી રહ્યા છે!

"આમ, (૧) એકમાત્ર પરમાર્થભૂત ધર્મમાં સુવ્યવસ્થિત, અને કર્મક્ષયમાં કારણભૂત ભગવાનને વાણિયાની સમાન ગણાવો છો! તેમજ (૨) તમારા જેવા વાદીઓ સામે એક બીકણ વાદી જેવા ગણો છો! તથા (૩) પૃથ્વીકાયાદિ હિંસા વગેરે શિથિલાચારમાં પડેલા તમે જાતને બદલે પ્રભુના

ઉપર શિથિલાચારીનો આરોપ ચડાવો છો !, એમાં ખરેખર તમારી અજ્ઞાન દશાનું જ પ્રતિબિંબ છે.

**ગોશાળકની બે અજ્ઞાનતા :–**

(૧) "એક અજ્ઞાન દશા આ, કે સ્વતઃ કુમાર્ગનું પ્રવર્તન કરી રહ્યા છે. (૨) બીજી અજ્ઞાનદશા આ, કે મોટા ઇન્દ્રો સહિત જગતને વંદનીય તથા ચોત્રીસ અનન્ય અતિશયોથી અલંકૃત અને સર્વ અતિશયોના નિધાનભૂત એવા ભગવાનને પણ ઈતર દર્શનકારોની હરોળમાં મૂકે છે!"

બસ, આર્દ્રકુમાર મહર્ષિની આ સમ્યક્ તર્ક ભરેલી વાણી આગળ હવે ગોશાળકને કશું બોલવા જેવું રહ્યું નહિ. પોતાની બધી દલીલો અને કુતર્ક–કુદૃષ્ટાન્તોનું ખંડન થઈ ગયું, તેથી ગોશાળક નિરુત્તર બની ગયો.



# [૩૧] બૌદ્ધ ભિક્ષુઓ સાથે ચર્ચા

હવે મહર્ષિ ભગવાનની તરફ ચાલવા માંડે છે.

ત્યાં વચમાં શાક્યપુત્રીય અર્થાત્ બૌદ્ધભિક્ષુકો આર્દ્ર-કુમાર મહર્ષિને વિંટળાઈ વળે છે, ને વાદ માંડે છે.

બૌદ્ધ ભિક્ષુકોએ આર્દ્રકુમાર સાથેનો ગોશાળકનો વાદ સાંભળેલો, કેમકે ઉદ્યાનમાં એ સંવાદ બનેલો; અને તમાશાને તેડું નહિ, એમ બૌદ્ધભિક્ષુઓ તમાશો સમજી સ્વત: રુચિથી એ સાંભળવા આવેલા; એટલે હવે એ બૌદ્ધભિક્ષુઓ આર્દ્ર-કુમાર મહર્ષિને કહે છે,–

" હે આર્દ્રકુમાર ! તમે સામાના વાણિયાના દૃષ્ટાન્તને ખોટું ઠરાવી બાહ્ય અનુષ્ઠાનને દૂષિત કર્યું, દોષ–પૂર્ણ ઠરાવ્યુ, તે સારુ કર્યું; કેમકે બાહ્ય અનુષ્ઠાન તો તુચ્છ છે, અકિંચિત્કર છે; ન એનાથી મોક્ષ સધે, ન સંસાર. સસાર અને મોક્ષમાં પ્રધાન કારણભૂત તો અંતરંગ અનુષ્ઠાન છે, આત્મિક ભાવ છે. અમારા સિદ્ધાન્તમાં એનું જ વર્ણન કરેલું છે. એટલે હે આર્દ્રકુમાર રાજપુત્ર ! તમે સાવધાન બનીને એ સાંભળો, અને સાંભળીને મનમાં ધારણ કરી રાખો.'

એમ કહીને હવે બૌદ્ધભિક્ષુ પોતાના બૌદ્ધ ધર્મનો સિદ્ધાન્ત રજુ કરે છે, એ કહે છે–

**બૌદ્ધ–સિદ્ધાન્ત :**

**અંતરંગ ભાવની મહત્તાનાં બે દૃષ્ટાન્ત :–**

"માનો કે મ્લેચ્છાદિના દેશમાં કોઈ બહારનો માણસ

પેઠેલો, તે મ્લેચ્છોથી ગભરાઈ ભાગવા માંડ્યો. પાછળ જોયું તો 'મ્લેચ્છો દોડતા આવી રહ્યા છે,' તેથી બચવા એણે યુક્તિ વાપરી. રસ્તાની એક બાજુ ખળામાં ખોળનો લાંબો રાશિ પડેલો જોયો, એટલે એના પર એણે પોતાની પછેડી ઢાંકી દીધી, અને જાણે કપડું ઓઢી માણસ સૂતો છે! એવું કર્યું; ને પછી પોતે દોડતો આગળ નીકળી ગયો.

"હવે અહીં મ્લેચ્છો એ માણસને શોધતા શોધતા ખળા આગળ આવી પહોંચ્યા, અને કલ્પી લીધું કે 'આ કપડાની નીચે જ પેલો માણસ છુપાઈ ગયો છે, માટે હવે એને આખો ને આખો કપડે લપેટેલો ભાલાથી વિંધીને ઉપાડો.' એમ કરી ભાલાથી વીંધીને ઉપાડ્યો અને પછી એને મોટી અગ્નિમાં શેકવા માંડે છે.

"એમ બીજા દૃષ્ટાન્તમાં, કપડે ઢાંકેલા તુંબડાને કોઈ દુશ્મનનો છોકરો સમજી અગ્નિમાં શેકે છે.

"તો અમારા સિદ્ધાન્ત મુજબ એ વીંધનારા–શેકનારા આમ તો ખરેખર કોઈ જીવને વીંધતા–શેકતા નથી, છતાં એમના મનના પરિણામ દુષ્ટ છે, તેથી જીવહિંસાના પાપથી લેપાય છે; કેમકે શુભ કે અશુભ કર્મનો બંધ ચિત્તમૂલક છે; કર્મબંધનો આધાર મન પર છે. માટે કહેવાય છે કે,–

'मन एव मनुष्याणां कारणं वन्ध–मोक्षयोः ।'

અર્થાત્ મનુષ્યોને બંધ કે મોક્ષમાં કારણભૂત કોઈ હોય તો તે એમનું મન જ છે.

એથી ઊલટું, ખરેખર કોઈ પુરુષ કે છોકરો કપડે ઢાંકેલો હોય અને એને ખોળનો પિંડ કે તુંબડું સમજી

ભાલે-વીંધી અગ્નિમાં શેકી નાખ્યો હોય, તો એ વીંધનાર –શેકનારને પુરુષ–હિંસાનું પાપ લાગતું નથી. એટલું જ નહિ પણ એ શેકેલું માંસ જો બુદ્ધ ભગવાનને પણ પારણા માટે ખાવું કલ્પે, તે એમાં કોઈ દોષ ન લાગે, તો પછી બીજાઓને તો ખાવું યોગ્ય હોય, એમાં તો પૂછવાનું જ શું? કારણ એક જ, કે મનથી કોઈ હિંસાનો દુષ્ટ પરિણામ નથી કર્યો. એમ સર્વ અવસ્થામાં મનથી જો હિંસાદિ ક્રિયા ન વિચારી તો ત્યાં તત્ક્રિયા–જનિત અર્થાત્ હિંસાદિજનિત બંધ ન થાય. અમારે ત્યાં કહ્યું છે, કે

**બૌદ્ધમતે ૪ પ્રકારના કર્મમાં બંધ નહિ:–**

"અજ્ઞાનોપચિત, પરિજ્ઞાનોપચિત, ઇર્યાપથિક અને સ્વપ્નાન્તિક કર્મ બંધ નથી કરાવતું'

"(૧) 'અજ્ઞાનોપચિત' એટલે મનથી તેવા હિંસાદિ કર્મ ન વિચાર્યા હોય, તો તેથી કર્મ ન બંધાય, પછી ભલે બાહ્યથી હિંસા થઈ હોય. (૨) 'પરિજ્ઞાનોપચિત' વસ્તુને અચેતન–જડ માનીને એના પર પ્રહારાદિ કર્મ કર્યું, ત્યાં બંધ ન થાય. (૩) 'ઈર્યાપથિક' એટલે કે શુભ ઉદ્દેશથી હાલવા–ચાલવાની ક્રિયા કરી, ત્યાં કર્મ–બંધ નહિ; (૪) 'સ્વપ્નાન્તિક' અર્થાત્ સ્વપ્નમાં હિંસાદિ ક્રિયા દેખી, ત્યાં બંધ ન થાય.

"એટલે બૌદ્ધ કે બૌદ્ધભિક્ષુ આ રીતે કર્મ–બંધ નથી કરતા. એવા બૌદ્ધભિક્ષુની ભક્તિનો લાભ કેટલો? તો કે ૨૦૦૦ બોધિસત્ત્વ અને પાંચ શિક્ષાપદ ગ્રહણ કરનારા બૌદ્ધભિક્ષુકોને જો કોઈ ઉપાસક પચનપાચનાદિ કરીને માંસ

–ગોળ–દાડમ વગેરે મનગમતાં જમણ જમાડે, તો તે મહા-સત્ત્વ શ્રદ્ધાળુ ઉપાસકો મોટો પુણ્યસમૂહ ઉપાર્જે છે, ને એથી એમની દેવગતિ થાય છે.

" આ રીતે બુદ્ધ ભગવાને ભિક્ષુકોનો શીલધર્મ અને ઉપાસકોનો દાનધર્મ ફરમાવ્યો છે, માટે હે આર્દ્રકુમાર રાજપુત્ર ! તમે બૌદ્ધ સિદ્ધાન્તને સ્વીકારો."

શાકયપુત્રીય અર્થાત્ બૌદ્ધભિક્ષુકે બૌદ્ધનો કેવો ધર્મ બતાવ્યો ! પૂર્વના કાળે આવું ચાલતું હતું, ને આજે પણ એના અનુયાયી આ જ સિદ્ધાન્ત માને, એટલે છૂટથી માંસા-હાર વગેરે ચલાવે, એમાં નવાઈ નથી. તમે જૈન ધર્મ પામ્યા એટલે તમારા દિલને આ સિદ્ધાન્ત બેસે નહિ. પરંતુ બૌદ્ધ ધર્મે અંતરના ભાવ ઉપર જ ધર્મ માન્યો, એટલે પછી, એને બાહ્યમાં શું બને છે એ જોવાનું રહ્યું નહિ. એટલે તો એ કહે છે ને કે 'કપડે ઢાંકેલા ભલે જીવતા પુરુષને ખોળનો પિંડો માની ભાલે વીંધ્યો અને અગ્નિમાં શેકયો, તો કર્મ ન બંધાય! અને એનું ભોજન બનાવી બુદ્ધ ભગવાન અને એમના ભિક્ષુઓને જમાડો તો સ્વર્ગનું પુણ્ય ! અને તેથી દેવગતિ મળે!' આવા મહા મિથ્યા જ્ઞાન-વાળા બૌદ્ધભિક્ષુઓ અહીં મહાજ્ઞાની આર્દ્રકુમાર મહર્ષિને પોતાનો બૌદ્ધમત સ્વીકારી લેવા સલાહ આપે છે ! એ ભલાભોળા કે બીજું કાંઇ ?

આર્દ્રકુમાર મહર્ષિનો ઉત્તર :–

ત્યારે મહર્ષિ ખૂબ શાન્ત, સૌમ્ય સ્વભાવવાળા અને જૈન ધર્મના માર્મિક બોધથી તત્ત્વપરિણતિવાળા છે; તેથી

એ સાંભળીને જરાય આકુળવ્યાકુળ નથી થતા, પણ સૌમ્ય દૃષ્ટિથી એમના તરફ નજર નાખીને કહે છે,–

"હે બૌદ્ધભિક્ષુક ! તમે જે આ બૌદ્ધ ભિક્ષુઓનો ધર્મ બતાવ્યો, તે અત્યન્ત અ-ઘટતો છે, ધર્મસ્વરૂપની સાથે સંગત જ થાય એવો નથી; એનું કારણ એ છે કે, ભલે સિદ્ધાન્ત માન્યો કે 'ભાવ શુદ્ધ હોય તો ધર્મ, ને ભાવ-મલિન હોય તો અધર્મ તથા કર્મબંધ;' પરંતુ પહેલું તો એ વિચારવા જેવું છે કે ભાવ શુદ્ધ કોને રહે ?

## ભાવશુદ્ધિ ક્યાં હોય ?

હિંસાના કામ કરતો હોય, ને હાલવા–ચાલવા–બોલવા વગેરેમાં સાવદ્ય–નિરવદ્ય (સપાપ–નિષ્પાપ) નો કશો ખ્યાલ ન રાખતાં જેમ જેમ પ્રવર્તતો હોય, એને શું ભાવશુદ્ધિ હોતી હશે ? તો તો પછી ગૃહસ્થને પણ ભાવશુદ્ધિ હોવામાં વાંધો નહિ ! જો એમ ગૃહસ્થપણે ભાવશુદ્ધિ અખંડ રહેતી હોય, તો પછી એ ઘર છોડી શું કામ ભિક્ષુધર્મ સ્વીકારે ? ભિક્ષુને ગૃહસ્થ કરતા શી વિશેષતા, જો ધર્મ મનમાની ભાવ-શુદ્ધિ પર જ આધારિત હોય ? તમે જ કહો છો, કે 'બાહ્ય અનુષ્ઠાન અકિંચિત્કર છે;– ભાવશુદ્ધિનું આંતરિક અનુષ્ઠાન જ મહત્ત્વનું છે,' તો આવા તમારા કથનના હિસાબે તો એ ભાવશુદ્ધિ તો સંસારમાં–ઘરવાસમાં બેઠા રહીને રાખી શકાય છે, પછી શું કામ એ ઘરવાસ છોડીને ભિક્ષુ થવું ?

માટે, જો સંસાર–ત્યાગી ભિક્ષુની વિશેષતા બતાવવી હોય તો કહો, કે જે સર્વેસર્વા અહિંસા માટે ઊઠચો હોય, જેણે જીવનભરની સર્વથા હિંસા–ત્યાગની પ્રતિજ્ઞા કરી હોય,

અને એ કરીને જે સંસાર–ત્યાગી બનીને મન–વચન–કાયાની ગુપ્તિએ ગુપ્ત અને ઈર્યાસમિતિ આદિ પાંચ સમિતિથી નિયંત્રિત જીવન જીવતો હોય, તેમજ બધી ક્રિયા સમ્યગ્જ્ઞાન પૂર્વક કરતો હોય, એને જ ભાવશુદ્ધિ હોય, અને એજ ફલવતી બને.

આનાથી વિપરીત મતિવાળા અને અજ્ઞાનથી આવરાયેલને બિચારાને તો અંતઃકરણ મહામોહથી વ્યાકુળ હોય છે, કેમકે,

**જેને નવકોટિશુદ્ધ અહિંસાનું વ્રત નથી,**

**તેમજ જેને સમિતિ–ગુપ્તિનું જીવન અને સમ્યગ્જ્ઞાન સહિતની ક્રિયા નથી,**

**એટલે તો એને મોહમૂઢ પ્રવૃત્તિ જ રહેવાની.** એને જો ખોળ અને પુરુષ વચ્ચે ભેદ પાડતા આવડતું નથી, ને ભાલો જ ઘોંચવો છે, જો ‘લાવો કપડું ખોલીને જુઓ કે અંદરમા જીવંત પુરુષ છે? કે ખરેખર ખોળનો પિંડ છે?’– આટલો ય વિવેક કરવાનું નથી આવડતું, એનામાં ભાવશુદ્ધિ કેવી?

**સર્વથા અહિંસાના પવિત્ર દિલવાળાએ પહેલું તો હિંસક શસ્ત્ર જ શાનું વાપરવાનું હોય?**

**એમ અગ્નિમાં પકાવવાની હિંસક પ્રવૃત્તિ જ શાની કરવાની હોય?**

ત્યારે જો જીવ પર નહિ પણ જડ પર શસ્ત્ર લગાવવું છે, તો તે પહેલાં એ નિશ્ચિત કેમ નહિ કરવું કે આ સામે

પુરુષાદિ જીવ છે? કે ખરેખર ખોળ-પિંડ જેવું જડ છે? આ વિવેકપૂર્ણ નિશ્ચય કરવો નથી અને એમ જ જીવને મનથી જડ કલ્પીને ભાલે એને વીંધવો છે, અને અગ્નિમાં શેકવો છે, અને પછી એને ખાઈ જવો છે, તો એવા બૌદ્ધ સિદ્ધાન્તવાળા સજ્ઞાન શી રીતે?

એટલે જ એ ખોળની બુદ્ધિથી જીવંત પુરુષને ભાલે વીંધવાનું અને અગ્નિમાં શેકી નાખવાનું કહે છે, તેમજ ખોળની કલ્પના રાખી માંસ-ભક્ષણ કરવામાં બુદ્ધભગવાનની અનુમતિ કહે છે, એ અત્યંત અનુચિત છે; કેમકે ત્યાં સરાસર ભાવશુદ્ધિ નથી. એટલે જ હે બૌદ્ધભિક્ષુ! કશો વિવેક કર્યા વિના કે 'ખરેખર આમાં પ્રાણ છે? કે, પ્રાણ નથી? સચેતન છે? કે અચેતન છે?' એવી તપાસ કર્યા વિના માની લેવું છે કે, 'આ તો અચેતન છે,' અને પછી ત્યાં ભાલે વીંધવું છે, તથા અગ્નિમાં શેકવું છે, ને માનવું છે કે, 'ત્યાં કર્મ બંધાતા નથી, પાપ લાગતું નથી,' એ તો માત્ર રસ-ગારવ અને શાતાગારવની ગૃદ્ધિ યાને અત્યંત આસક્તિના જ અશુદ્ધ સંકિલષ્ટ ભાવ જ સૂચવે છે.

"શાતાગારવ અર્થાત્ સુખશીલતા જો ન હોય, ને દયા હોય, તો 'સામે સજીવ છે કે અજીવ?' એની તપાસ કરવાનું પહેલું કષ્ટ ઉપાડે રસગારવ-રસગૃદ્ધિ ન હોય તો અજીવ ખોળપિંડ માનીને ખાવા લીધેલુ મનુષ્યનું માસ નીકળ્યું, તો તો તરત એનો ત્યાગ કરી દે; પણ એના બદલે 'ભલે મનુષ્યનું માંસ, માંસ તો માંસ, એ ખાઇ શકાય;'- એમ બુદ્ધભગવાન જાતે ખાય! અને બીજાને ખાવાની સંમતિ આપે? એમાં સજ્ઞાનદશા અને ભાવ-શુદ્ધિ લેશપણ ક્યાં

રહી? એ તો સરાસર મોહમૂઢ અજ્ઞાનદશા જ છે, ભયંકર અશુદ્ધ ભાવ છે, અને એથી ખાનાર અને ખવરાવનાર બંનેને અ-બોધિ માટે થાય છે! તે અહીં પણ બોધિ મળે નહિ; અને રાચીમાચીને અવિવેકભરી મૂઢતા કરી, તેથી ભવાંતર માટે પણ બોધિ ન મળે!

જે 'ખોળપિંડની બુદ્ધિથી પુરુષને પકાવવામાં પાપ નથી' એમ કહે છે, અને એવું જે સાંભળે છે, અને સ્વીકારે છે, એ બંને વર્ગવાળાનું એ કથન અને સ્વીકાર તદ્દન જ અનુચિત છે. આવું અનુચિત વર્તન,–મૂળમાં નવકોટિએ હિંસાનો ત્યાગ નહિ, તેમજ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ અને જ્ઞાનમૂલક ક્રિયા નહિ,– એના લીધે છે. એથી ત્યા ભાવ-શુદ્ધિનું સરાસર દેવાળું જ છે.

મહર્ષિ કહે છે,–

'ભાવશુદ્ધિ કોનામાં હોય એ સમજવા જેવું છે. અજ્ઞાન-થી મતિ આવરાયેલી હોય, મોહમૂઢ હોય, એવા માણસમાં ભાવશુદ્ધિ હોવાનો સંભવ જ નથી. નહિતર 'સંસારમોચક' વગેરે મતવાળાનો પણ કર્મથી મોક્ષ થઈ જાય!....

**સંસારમોચક મત :–**

'સંસારમોચક' મત એમ કહે છે કે "જેમ નરકના જીવને પરમાધામી પીડે છે તો એ જીવને કર્મોની ઉદીરણા થઈ થઈને ઘણાં કર્મનો નાશ થાય છે. એવી રીતે અહીં જીવની હિંસાથી એને કર્મ-ઉદીરણા થઈ થઈને ઘણાં કર્મ નાશ પામે છે. એટલે એનાં ઘણા કર્મ નાશ પામો, એ ભાવથી હિંસા કરવામાં ભાવશુદ્ધિ છે!"

આર્દ્રકુમાર મહર્ષિ શાકચ ( બૌધ્ધ ) ભિક્ષુને કહે છે,— "શું આ 'સંસાર–મોચકમત' સજ્ઞાન મત છે? એમ હોય તો તો એ મત માનનારે પોતાની કોઈ હિંસા કરવા આવે એને અટકાવવો ન જોઈએ, બલ્કે એમ કરવા સામાને પ્રેરણા કરવી જોઈએ જેથી સામાને પુણ્ય લાભ થાય. પરંતુ એમ તો એ કરતા નથી. એટલે જ બીજા જીવોની હિંસા કરવામાં ભાવશુદ્ધિ માનવી, એ સરાસર અજ્ઞાનદશા છે; અને અજ્ઞાન દશામાં રમતાને ભાવશુદ્ધિ હોય જ નહિ.

**ભાવને જ મહત્ત્વ આપનારને બાહ્ય અમુક જ વેશ કેમ ? :–**

" વળી હે બૌદ્ધભિક્ષુ ! જો બાહ્ય અનુષ્ઠાનનું કશું જ મહત્ત્વ નથી, અને કેવળ ભાવ શુદ્ધ અર્થાત્ અંતરંગ અનુષ્ઠાન જ મહત્ત્વનું છે, તો પછી તમે આ શિરમુંડન, મુખમંડન, પાતરામાં જ પિંડગ્રહણ, અમુક પ્રકારનો જ વેશ,.... વગેરે તથા ચૈત્યકર્મ વગેરે જે બાહ્ય અનુષ્ઠાન કરો છો, એ નિરર્થક ઠરશે ! અને પ્રેક્ષાવાન પુરુષે નિરર્થક પ્રવૃત્તિ નહિ કરવી જોઈએ; તો શું આ બાહ્ય વેશ વગેરે બધું છોડી દેશો ? સારાંશ, એકલી ભાવ–શુદ્ધિ કાંઈ કરી શકે નહિ, તેમજ અજ્ઞાન અવિવેકવાળામાં ભાવશુદ્ધિ સંગત પણ થઈ શકે નહિ જેમકે, પૂર્વે કહ્યું તેમ, કાપડે ઢાંકચા પુરુષને તપાસ કર્યા વિના ખોળનો પિંડ માની એને ભાલાથી વિંધી અગ્નિમાં રાંધી એનું માસ ખાવામાં ભાવશુદ્ધિ કેમ કહેવાય ? જો અહિંસાના શુદ્ધ ભાવ રાખવા છે, તો પહેલાં જ તપાસ કરવી જોઈએ કે કપડામાં શું ઢંકાયેલ છે ? ચેતન પદાર્થ કે અચેતન પદાર્થ ? એ તપાસ કરવાનો પહેલો વિવેક જ જ્યાં નથી, ત્યાં તો

પ્રમાદ જ છે, ને પ્રમાદ એ અશુદ્ધ ભાવ છે, મલિન ભાવ છે. ત્યાં ભાવશુદ્ધિ ન હોય.”

અહીં બૌદ્ધભિક્ષુને પોતાનો બચાવ કરવાની જગા ન રહી, એટલે મહર્ષિને પૂછે છે, “તો તમારે ત્યાં ભાવશુદ્ધિ શી રીતે ?”

આર્દ્રકુમાર મહર્ષિ કહે છે,–

**“અમારા મુનિઓ ઊંચે, નીચે, ચારે દિશામાં નાના મોટા ત્રસ અને સ્થાવર જીવોની, જીવના ચિહ્ન જોઇને, સંભાવના કરતા રહી, એની હિંસા ન થાય એવી યતના રાખે છે.**

જીવનાં ચિહ્ન આ છે,–

“સ્વેચ્છાનુસાર હલન–ચલન, અથવા પરાધીનપણે અંકૂરોત્પત્તિ, છેદ પૂરાઈ જવો, ખોરાક વિના કરમાઈ જવું, ખોરાકથી પુષ્ટ પ્રફુલ્લિત થવું,... વગેરે જીવના ચિહ્ન છે. એમાં સ્વેચ્છાએ હલન–ચલન જડમાં નથી; માટે એ જીવ નથી. એ તો જીવ જ પોતાની ઈચ્છા મુજબ હાલે છે, ને ચાલે છે. અલબત્ આ લક્ષણ ત્રસ જીવોમાં જ જોવા મળે, પણ સ્થાવર જીવો વનસ્પતિ–કાયાદિમાં જોવા ન મળે, તો પણ ત્યાં બીજાં ચિહ્ન આ જોવા મળે કે અંકૂરની ઉત્પત્તિ, છેદે મ્લાનતા,.... ખોરાક–પોષણ ન મળે તો કરમાઈ–સુકાઈ જવું, .. વગેરે વગેરે.

**વનસ્પતિ એ જીવ કેમ ? :–**

“દા. ત. વનસ્પતિ તરીકે એક ધાન્યબીજ, એને ધરણીમાં સ્થાપન, જલસિંચન, વગેરે અનુકૂળ સામગ્રી મળે

તો એમાંથી અંકુર ઉત્પન્ન થાય છે. ખૂબી એ છે, કે એ વનસ્પતિ બીજમાંથી જ અંકુર બને છે, પરંતુ એની સાથો સાથ રહેલા કાંકરા વગેરેમાંથી અંકુર નથી પ્રગટતો. આ સૂચવે છે કે, કાંકરા કરતાં બીજમાં વિશેષતા છે. વિશેષતા આ, કે કાંકરો જડ અચેતન છે, ત્યારે બીજ સચિત્ત સચેતન છે.

"એમ ઝાડ પર, ધરતી પર કોઈ છેદ કરે, તો કાલાન્તરે એ છેદ એવો પૂરાઈ જાય છે કે છેદનું નામનિશાન રહે નહિ. કારણ એ છે કે, જેમ બાળક ખોરાક ખાતું ખાતું મોટું થાય ત્યારે એના હાથ, આંગળી, મોં, કાન વગેરે અવયવ વધે છે, લાંબા પહોળા મોટા થાય છે પરંતુ ત્યાં પહેલાં જે નાના અવયવ તેના, એના પર વધેલા ભાગનો કાંઈ સાંધો નથી દેખાતો; કેમકે, જીવ-શક્તિના હિસાબે જ ખોરાકમાંથી તે તે અવયવના જેવા અણુ પૂર્વનામાં સર્વેસર્વા જોડાઇ જાય છે. બસ એ જ રીતે ઝાડ, પર્વત, વનભૂમિમાં છેદ થયેલા ભાગમાં જીવશક્તિથી જ ખોરાકમાંથી તેવા તેવા અણુ પૂર્વની સાથે સર્વેસર્વા જોડાઈ જાય છે, એટલે સાંધો નથી દેખાયો. આ એમાં સ્વતંત્ર જીવવસ્તુ હોય તો જ ઘટે. એટલે સ્વતંત્ર અલગ જીવવસ્તુ સાબિત થાય છે.

" એમ, જેવી રીતે માણસ ખાય તો એનું શરીર પ્રફુલ્લિત દેખાય છે, અને ઉપવાસો કરી ન ખાય તો સુસ્ત દેખાય છે, એમ ઝાડ પાનમાં પણ એવું જ છે. એને ખોરાક પાણી મળે તો પ્રફુલ્લિત; નહિતર કરમાયેલા ચીમળાયેલા જેવા દેખાય છે. આ ખોરાક લેવા પચાવવાનું જીવ જ કરી શકે છે, જડ નહિ. માટે જીવ ગયા પછી મડદું એ કશું

કરી શકતું નથી. એમ ઝાડનું મૂળ ખલાસ થઈ ગયું હોય, અને ઠુંઠુ ઊભું હોય, એના પર ગમે તેટલા ખાતર-પાણી નાખો, એનામાં પ્રફુલ્લિતતા નહિ આવે; કે એના પર અંકુર-પાંદડા નહિ આવે. પરંતુ જો મૂળ સલામત છે, તો આ બધું બનશે.

"આ સૂચવે છે, કે વનસ્પતિકાય વગેરે જીવો ભલે સ્વેચ્છાએ હાલી ચાલી શકતા નથી, છતાં એના પર ખોરાક દ્વારા પાંદડા, મહોર, ફળ વગેરે આવે છે, એ એનામાં જીવપણું સાબિત કરે છે.

## જૈન સાધુની યતના-કાળજી :-

"આમ ત્રસ-સ્થાવર જીવો ચારે બાજુ સંભવિત છે, તેથી 'પોતાના હાથે પોતાની પ્રવૃત્તિથી એ જીવોનો નાશ ન થાય' એ બુદ્ધિથી મહાવીર ભગવાનના સાધુઓ યતના કરે છે, અર્થાત્ એવા સમિતિ-ગુપ્તિના પ્રયત્નમાં રહે છે, કે જેથી ત્રસ-સ્થાવર જીવોની હિંસા ન થાય. એમનાં અનુષ્ઠાન કરાય તે યતનાથી એવી જીવરક્ષાની બુદ્ધિપૂર્વકના હોય છે કે સહેજે **એવી યતનાની બુદ્ધિમાં ભાવ શુદ્ધ રહે છે**, ત્યાં જો આમ એમને ભાવશુદ્ધિ અખંડ જાગતી રહે છે, તો પછી અમારા પક્ષ ઉપર 'વિવિધ અનુષ્ઠાનમાં માત્ર બાહ્ય શુદ્ધિ છે પણ અંતરંગ શુદ્ધિ નહિ' એવો તમારો આરોપ ખોટો છે."

આર્દ્રકુમાર મહર્ષિ બૌદ્ધભિક્ષુને કહે છે કે, "તમારા ખોળના પિંડના દૃષ્ટાન્તમાં પિંડમાં 'આ પુરુષ છે' એવી બુદ્ધિ થવાનું કહ્યું, પણ એવી બુદ્ધિ તો અત્યન્ત જડને પણ ન થાય. તેથી જે એમ કહે છે કે,— 'પુરુષને ખોળનો

'પિંડ માની એને હણ્યો હોય, તો પણ એમાં દોષ નથી,' એ કહેનારો ખરેખર અનાર્ય જ છે; કેમકે, ખોળના પિંડમાં પુરુષપણાનો સંભવ જ શાનો હોય? તેથી એવાં વચન બોલવા કે 'પુરુષને પિંડ માની હણીને એને શેકીને ખાય એને કોઈ દોષ નથી,' એ વચન જીવની હિંસાનાં તથા માંસ-ભક્ષણનાં પ્રયોજક હોવાથી અસત્ય વચન છે.

**વાણીથી પાપમાં પ્રેરણા કરવા જતાં પણ પાપકર્મ જ બંધાય.** તેથી વિવેકી પુરુષ ભાષાના ગુણ-દોષ સમજી એવાં પાપ-પ્રેરક વચન ન બોલે, વસ્તુ કે પ્રસંગ અંગે યથાવસ્થિત બોલનારો હોય. એ એવા યુક્તિ-શૂન્ય અને અસાર તુચ્છ વચન ન બોલે કે,– 'ખોળપિંડ પણ પુરુષ છે; ને પુરુષ પણ ખોળપિંડ છે. તુંબડું પણ બાળક છે ને બાળક પણ તુંબડું છે.' તેથી આવું બોલનાર એ નથી તો સંસાર-ત્યાગી, કે નથી તો યથાર્થવાદી.

## મુનિપણાના ૩ નક્કર ધર્મ :–

આ સાંભળીને બૌદ્ધભિક્ષુને બોલવાની જગા જ ન રહી; કેમકે મુનિપણાનાં (૧) અહિંસાદિવ્રત, (૨) સમિતિ-ગુપ્તિ, અને (૩) સમ્યગ્જ્ઞાન પૂર્વકની ક્રિયાના સાધુ-ધર્મની સામે શું બોલી શકે? છતાં અક્કડ ઉલ્લંઠ છે, એટલે આર્દ્રકુમાર મહર્ષિ એને કટાક્ષમાં કહે છે,–

**મહર્ષિના કટાક્ષવચન :–**

"અહો! તમે ખોળપિંડમાં પુરુષની કલ્પના કરી! ને પુરુષમાં ખોળપિંડની કલ્પના કરી! તુંબડામાં છોકરાની કલ્પના કરી અને છોકરામાં તુંબડાની કલ્પના કરી! એમાં

વાહ! તમે યથાવસ્થિત પદાર્થજ્ઞાન મેળવ્યુ ! તેમજ નિર્જીવ પિંડ કે તુંબડું માનીને જીવતા જાગતા પુરુષ યા છોકરાને હણી નાખવામાં ને શેકી માસ ખાઈ જવામાં નિષ્પાપતા, તથા જીવોનો કર્મવિપાક સારો કલ્પ્યો !

આવા પ્રકારના તમારા વિજ્ઞાનથી તમારો યશ પૂર્વ-પશ્ચિમના સમુદ્રતટ સુધી વ્યાપી ગયો ! એટલું જ નહિ, પણ આવા તમારા વિજ્ઞાનથી તો તમે સમસ્ત લોકને જાણે હાથમાં રહેલાં આમળાની જેમ દેખી લીધો ! વાહ ! કેવો તમારો મહાન વિજ્ઞાનાતિશય કે ખોળપિંડ અને પુરુષ વચ્ચેનો ભેદ, તથા તુંબડા અને બાળક વચ્ચેનો ભેદ–તફાવત જાણનાર ન જાણનારને પાપકર્મ લાગવા ન લાગવાનું કલ્પી લીધું !" અહીં એક પ્રશ્ન થાય,–

પ્ર૦– આર્દ્રકુમાર મહર્ષિએ પોતે સૌમ્ય સ્વભાવના છતાં આવો કટાક્ષ કેમ માર્યો ?

ઉ૦– કહો, એટલા જ માટે કે એથી સામાને સદ્‌બુદ્ધિ સૂઝે તો ભલું ભલું; બાકી તો બૌદ્ધમતમાં આ કટાક્ષમાંની એકે એક વાતથી વિપરીત જ સ્થિતિ છે. ખોળ-પિંડમાં પુરુષ વગેરેની કલ્પનામાં જરાય યથાર્થ પદાર્થનું વિજ્ઞાન નથી, ઉલ્ટું સરાસર મિથ્યાજ્ઞાન છે. એમ પુરુષને એમજ ઉપલકથી પિંડ માની વીંધવામાં તથા શેકવામાં અને માંસ ખાઇ જવામાં કશું પાપ ન લાગવાની માન્યતા પણ સારી સાક્ષરી નહિ; કિન્તુ રાક્ષસી માન્યતા છે. આવા અત્યન્ત ભ્રમભર્યા મિથ્યાજ્ઞાનથી જગતમાં યશ નહિ, પણ અપયશ જ ફેલાય તેમજ પુરુષ–બાળક ને પિંડ–તુંબડું

કલ્પી મરણાન્ત ત્રાસ આપવામાં કોઈ પાપ ન લાગવાની માન્યતા પણ તદ્દન ભ્રાન્ત માન્યતા છે; અનાર્ય માન્યતા છે.

## જૈનધર્મમાં બધી પ્રામાણિક જ માન્યતા હોવાની સૂચક આહારવિધિ :–

મહર્ષિ કહે છે,– "તમે કદાચ અમને પૂછો કે, 'અમારે ત્યાં ભ્રાન્ત માન્યતાઓ છે, તો શું તમારે ત્યાં બધી પ્રામાણિક માન્યતાઓ છે?' તો અમારો ઉત્તર એ છે કે, 'સર્વજ્ઞના શાસનમાં પહેલાં તો મુનિઓને આહારવિધિ કેવી કહી છે એ જુઓ.

મુનિઓ ભિક્ષા લેવા જતાં જીવોને પીડા ન થાય એ મુખ્યપણે જુએ છે. તે પણ જાતે તો પીડા નહિ કરવાની એટલું જ નહિ, પરંતુ બીજા પાસે પીડા કરાવવાની પણ નહિ, બીજા કરે એમાં સીધી કે આડકતરી અનુમતિ પણ રાખવાની કે આપવાની નહિ. એટલે? દા. ત. મુનિ માટે કોઈએ ભક્તિથી કાંઈ રાંધ્યું–કર્યું હોય, તો મુનિ એ લેવા જતાં રસોઈ વગેરેમાં પોતાના નિમિત્તે થયેલી જીવહિંસામાં પોતાની અનુમતિ સમજે છે; તેથી એ લેતા નથી. એમ લેતી વખતે પણ 'દાતાર કોઈ અગ્નિ આદિના જીવોને કિલામણા તો નથી કરતો ને?' એ પણ જુએ છે. આમ ૪૨ દોષ રહિત શુદ્ધ આહાર જ લાવીને વાપરે છે; પણ નહિ કે તમારી જેમ ૪૨ માંના કોઈ દોષ જોયા વિના 'પાત્રે પડ્યું ખપે, પછી ભલે તે માંસ પણ હોય!' એમ ફરી લાવે ને, વાપરે. વળી સંયમી મુનિઓનો આ માર્ગ તીર્થંકર ભગવાને ખુદે આચરેલા સંયમ–માર્ગને અનુસરનારો છે; એમાં ક્યાંય માયા–દંભ ચાલી શકતો નથી.

**વળી માંસાહાર તો સંક્લિષ્ટ પરિણામ પેદા કરનાર છે.**

તેથી એ તો મુનિને ત્યાજ્ય જ છે. તેથી તમે જે કહ્યું કે 'માંસ તો ભાતની જેમ ભક્ષ્ય છે,' એ કથન યુક્તિ–વિરુદ્ધ છે, લોક–વિરુદ્ધ છે, અને બીજા દર્શનવાળાઓથી પણ વિરુદ્ધ છે...

**માંસાહાર યુક્તિવિરુદ્ધ એ રીતે કે–**

તો તો પછી 'જે જે પ્રાણી–અંગ, એ ભક્ષ્ય,' એ યુક્તિથી કુતરાનું માસ પણ ભક્ષ્ય બની જાય! કદાચ કોઈ રાક્ષસી પ્રકૃતિવાળાને એ પણ ભક્ષ્ય બનતું હોય, તો હાડકાં પણ પ્રાણી–અંગ હોવાથી એને એ પણ ભક્ષ્ય બની જાય!

ત્યારે જો કહો કે, હાડકાં તો અપૂજ્ય છે માટે ભક્ષ્ય નહિ, તો તો બુદ્ધના હાડકાં પણ અપૂજ્ય ઠરશે!

વળી જો પ્રાણી–અંગમાત્ર એ ભક્ષ્ય હોય, તો તો દૂધની જેમ લોહી પણ ભક્ષ્ય બની જાય! કેમકે, એ પ્રાણી–અંગ છે.

વળી પ્રાણીઅંગની દલીલથી 'જે જે સ્ત્રી, તે ભોગ્ય,' એટલે પત્નીની જેમ માતા પણ સ્ત્રી હોવાથી ભોગ્ય બની જાય! પણ એ ભોગ્ય નથી. એટલે જ 'જે જે પ્રાણી અંગ એ ભક્ષ્ય' એ કથન પણ યુક્તિ–વિરુદ્ધ છે.

**માંસાહાર લોક–વિરુદ્ધ પણ છે;**

કેમકે લોકમાં ભાત અને માંસ સમાન નથી ગણાતા.

લોક કોઇ ભાતને પ્રાણી-અંગ હોવાથી માંસ નથી કહેતું. તેમ બીજા દર્શનવાળા પણ ભાતને માંસ નથી કહેતા; અને કદાચ કોઇ નાસ્તિક ભાત અને માંસ સમાન ગણતા હોય, તો તે તો આત્મવાદી જ નથી, એટલે એમને ત્યાં દર્શન જેવું કાંઇ નથી. તેથી એનું વચન પ્રમાણભૂત નહિ. સારાંશ, તમે ભાત-માંસને પ્રાણી-અંગની દલીલથી સમાન કહો છો, તે તમારુ કથન યુક્તિ-વિરુદ્ધ, લોક-વિરુદ્ધ, અને અન્ય દર્શનકારોની વિરુદ્ધ છે."

## કુગુરુને દાન કરનારને શો દોષ ? :-

મહર્ષિ આગળ કહે છે કે,-"તમે જે કહ્યું કે '૨૦૦૦ બૌદ્ધભિક્ષુઓને જે માંસ-ગોળ-દાડમ સહિત ઇષ્ટ ભોજન જમાડે, એ બૌદ્ધ ઉપાસક સ્વર્ગમાં જાય છે,' તે કથન પણ અતિ નિંદ્ય છે; કેમકે એવું ખાનારા ભિક્ષુ 'સંયમી' નહિ, પણ મહા અસંયમી છે, લોહી ખરડ્યા હાથવાળા અનાર્ય જેવા છે, અને લોકમાં પણ સાધુ પુરુષોની ઘૃણાને પાત્ર બને છે. તેમજ પરલોકમાં તો અનાર્યોથી પ્રાપ્ય ગતિને પામે છે. કદાચ પૂછો,-

પ્ર૦- ભલે ભિક્ષુ એવી અનાર્યયોગ્ય કુગતિ પામે, પણ એમને ભિક્ષાદાન કરનાર તો ધર્મ સાધી જાય ને ?

ઉ૦- ધર્મ શું સાધી જાય ? પાપત્યાગી ભિક્ષુ કહેવાયા છતાં જે જીવહિંસાદિ પાપવાળી આરંભ-સમારંભની ક્રિયામાં લાગેલા છે એમને જે દાન-સન્માન આપે છે, એ એમનું-મિથ્યાત્વનું પોષણ કરી રહ્યાં છે. કેમકે એવી જીવ-હિંસામય રસોઈ વગેરેનાં આરંભ-સમારંભ ભિક્ષુ માટે કરી ભોજન બનાવેલાં; અને એ ભિક્ષુ ખાય છે તેથી એવી પાપ-ક્રિયામાં

એમની અનુમતિ છે; એટલે એ પાપત્યાગી નથી, પણ પાપ-
કર્ત્તા છે. એ ભિક્ષુઓ દાનનું અપાત્ર છે, એવી પાપક્રિયામાં
અનુમતિ આપનારો અને અસંયમી અપાત્રોને દાન કરનારો
પાપકર્મ બાંધે છે. એને વળી સ્વર્ગ ગતિ શાની હોય ?

આર્દ્રકુમાર મહર્ષિ આગળ સમજાવે છે કે,– "ભાવ-
શુદ્ધિની વાતો કરનાર બૌધમતાનુયાયી ભિક્ષુઓ એમના માટે
સ્થુલ કાયાના ને માસ–લોહીથી ભર્યા ભર્યા બોકડાને મારીને,
એના મરીમસાલા સાથે રાંધેલા માંસને પેટ ભરીને ટેસથી
ખાય, એમનામાં ભાવશુદ્ધિ કઈ માનવી ? એ એમ કહે કે,
'અમે તો પાપકર્મથી જરાય લેપાતા નથી,' એ એમનું
કથન પણ એ અનાર્ય જેવું કર્મ કરતા હોવાથી, અનાર્યનો
ધર્મ છે, અને માંસાદિ રસોમાં આસક્ત હોવાથી એ વિવેક
વિનાના બાળ જીવ છે; કેમકે અનાર્ય તથા બાળ જીવો જ
પાપને નહિ સમજનારા અને એવા સ્વાદિષ્ટ બનાવેલ માંસા-
હારના લોલુપી હોય છે. કહ્યું પણ છે,–

**માંસાહાર કેમ અભક્ષ્ય ? :–**

हिंसामूलममेध्यमास्पदमलं ध्यानस्य रौद्रस्य यद्-
बीभत्सं रुधिराविलं कृमिगृहं दुर्गंधिपूयादिजम् ।
शुक्रासृक्प्रभवं नितान्तमलिनं सद्‌भिः सदा निन्दितम्
को भुंक्ते नरकाय राक्षससमो मांसं तदात्मद्रुहः ॥

અર્થાત્ કોણ માંસ ખાઇને પોતાના આત્માનો જ દ્રોહ
કરે ? કેમકે માંસ (૧) હિંસાથી અર્થાત્ પંચેન્દ્રિય જીવની
હિંસા કરીને મળે છે. વળી એ (૨) અપવિત્ર છે, ને
(૩) રૌદ્ર ધ્યાનનું સમર્થ સ્થાન છે, તથા (૪) બીભત્સ છે,

(૫) લોહી ખરડ્યું હોય છે, (૬) કીડાઓનું ઘર છે; વળી એ (૭) દુર્ગંધમય છે, તથા (૮) માતાના શરીરમાં એણે ખાધેલા ખોરાકની બનેલી રસી વગેરેમાંથી માંસ પેદા થયેલ છે, અને (૯) મૂળ તો પિતાના ગંદા વીર્ય અને માતાના ગંદા રજો-રુધિરમાથી બનેલું છે... તેમજ (૧૦) માંસ અત્યન્ત મલિન, તથા (૧૧) સજ્જનોથી અતિ નિંદ્ય હોય છે. આવા માંસનું ભોજન કરવું એ સ્વાત્માનો દ્રોહ કરવા જેવું છે.

વળી 'માંસ' શબ્દના અક્ષર પણ કહી રહ્યા છે કે 'માં' = મને, 'સ' = તે, એટલે કે જેનું માંસ મારાથી અહીં ખવાય છે, તે જીવ મને પરલોકમાં ખાશે. ત્યારે મોટું અંતર જુઓ, કે 'જેનું માંસ ખવાય છે એના તો બિચારાના ક્રૂર રીતે આખા ને આખા પ્રાણ જ નાશ પામી જાય છે; ત્યારે માંસ ખાનારને માત્ર ક્ષણિક તૃપ્તિ થાય છે.

માટે, માંસભક્ષણમાં આ મોટા દોષ જોઇને માંસભક્ષણના નરકાદિમાં ભોગવવા પડતા દારુણ વિપાકના જાણકાર ડાહ્યા માણસો માંસ-ભક્ષણમાં મન જ લઈ જતા નથી, અર્થાત્ મનથી એની ઈચ્છા પણ કરતા નથી, પછી ભક્ષણ કરવાની તો વાતે ય શી? એજ રીતે "ન માંસભક્ષણે દોષઃ" :—'માંસ ભક્ષણમાં કોઈ દોષ નથી' એમ જે કેટલાકે કહ્યું છે, તે પણ મિથ્યા કથન છે. પહેલાં કહેલા ઢગલાબંધ દોષવાળા માંસ અને માંસ-ભક્ષણને દોષ વિનાનું કહેવું, એ મિથ્યા નહિ, અસત્ય નહિ તો બીજું શું? અરે! જાતે તો માંસ-ભક્ષણ કરાય જ નહિ, બીજાને કરાવાય પણ નહિ કિન્તુ કોઇ માંસભક્ષણ કરતું હોય એમાં અનુમતિ પણ ન દેવાય એવું નિંદ્ય માંસભક્ષણ છે.

"ત્યારે માંસ-ભક્ષણનો પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ કરે, તો અહીં પણ શિષ્ટ સમાજમાં એની પ્રશંસા થાય છે, અને પરલોકમાં એની સ્વર્ગગતિ યા મોક્ષગતિ થાય છે.

"કહ્યું છે,– 'માંસભોજીને દુ:ખની પરંપરા તથા અતિ ઘૃણાજનક દુર્ગતિ થતી સાભળીને, જે માણસ પુણ્યોદયથી માંસાહારનો ત્યાગ કરે, તે પણ આદરપૂર્વક પ્રતિજ્ઞાબદ્ધ ત્યાગ કરે, તે દીર્ઘાયુષ્યવાળો બની રોગ-વ્યાધિથી મુક્ત રહીને સભવતા મનુષ્યગતિમાં વિશાળ ભોગ-સુખોમા તથા ધર્મબુદ્ધિમાં, તેમજ સ્વર્ગ અને મોક્ષમા લીન બનશે.'

હવે આર્દ્રકુમાર મહર્ષિ કહે છે,–

"શ્રીમાન્ મહાવીર વર્ધમાન સ્વામીના મુનિઓ માત્ર માસાહારનો ત્યાગ કરે છે એટલુ જ નહિ, પરંતુ જીવવાને ઈચ્છતા સમસ્ત એકેન્દ્રિયથી પચેન્દ્રિય સુધીના જીવોની દયા નિમિત્તો, પાપયુક્ત આરંભ-સમારંભને મોટો દોષ માની એનો પણ ત્યાગ કરે છે, એ ત્યાગ પણ માત્ર કરણ-કરાવણુ નહિ, કિતુ અનુમોદના-અનુમતિનો પણ ત્યાગ રાખે છે. એટલે જ 'સાધુ નિમિત્તો ગૃહસ્થોએ એવા આરંભ-સમારંભ દોષ તો નહિ આચર્યા હોય?'– એમ શંકાશીલ રહે છે; અને જો એમને લાગે કે એ આહાર પાણી દાનના ઉદ્દેશથી બનાવેલ છે, તો એવા પણ આહારપાણી લેતા નથી.

"વળી જીવોની હિંસાની શંકાથી સાવદ્ય-સપાપ-ક્રિયાનો ત્યાગ કરનારા તે મુનિઓ બધા ય જીવોને પીડા આપવા-અપાવવાનો કે પીડામાં અનુમતિ દેવાનો જીવનભર ત્યાગ રાખે છે. સમ્યગ્ અનુષ્ઠાન અર્થે જાગ્રત્ અને ઉદ્યત અનેક્ષા તે મુનિઓ તેવા તેવા પ્રકારના દોષથી અશુદ્ધ આહાર–

પાણી વાપરતા નથી. આ એમનું તીર્થંકર ભગવાને સ્વયં આચરેલ માર્ગનું અનુસરણ છે; અને એમાં ય નાનો પણ અતિચાર લગાડતા નથી.”

નિર્ગ્રન્થ ધર્મ :—

મહર્ષિ કહે “ વળી એ જુઓ કે મહાવીર ભગવાનના ધર્મમાં નિર્ગ્રન્થ-ધર્મ મુખ્ય છે; કેમકે, એમાં,

**જીવને અસ્વસ્થ બનાવનાર જે બાહ્ય-આભ્યન્તર ગ્રન્થ=ગાંઠ છે, એ છોડી નાખેલ હોય છે.**

બાહ્ય ગાંઠ છે ધન – માલ – મકાન વગેરે પરિગ્રહની; અને આભ્યન્તર ગાંઠ છે કામ–ક્રોધ–લોભ વગેરે કાષાયિક મલિન ભાવોની.

આનો ત્યાગ કરવાથી મુનિઓ સાચા નિર્ગ્રન્થ બનેલા હોય છે. એ શ્રુતધર્મ – ચારિત્રધર્મમાં અને ક્ષમાદિ દશ પ્રકારના યતિધર્મમાં જ રક્ત રહેનારા હોય છે. ચારિત્ર-ધર્મમાં પંચ મહાવ્રત સહિત પાંચ સમિતિ ને ત્રણ ગુપ્તિનું અખંડ પાલન કરનારા હોવાથી અશુદ્ધ ( દોષિત ) આહારનો ત્યાગ કરનારા હોય છે; તથા ‘સમાધિ’ યાને ચિત્ત–સ્વસ્થતા અને ચિત્ત–નિર્મળતાને ચુસ્ત વરેલા હોય છે.

મુનિ અનિહ ૩ પ્રકારે :—

“ એટલે જ સમાધિવાળા મુનિઓ ‘ અનિહ ’ હોય છે, અર્થાત્

(૧) તદ્દન માયારહિત હોય છે. બાહ્યથી જેવું ઉત્તમ આચરે છે, એવી જ અભ્યન્તરમા પરિણતિને ધરનારા હોય

છે; પરંતુ નહિ કે દા. ત. અંતરમાં તો માંસ ખાવાની લોલુપતા હોય, ને બહારમાં માંસાહાર નિરાશંસભાવે કરવાનો દેખાવ કરે. વળી

(૨) મુનિઓ ક્ષુધાદિ પરીસહોની પીડાથી કંટાળી જતા નથી, પણ સમભાવે એને સહન કરનારા હોય છે. તેમ

(૩) કોઈના પર સ્નેહ – રાગના બંધને બંધાયા નથી હોતા.

એ રીતે સંયમની આરાધના કરે છે.

**મુનિઓ ત્રિકાળ-જગતના મનન કરનારા :–**

અનિહપણાનુ કારણ એ છે કે. મુનિ તત્ત્વના સચોટ બોધવાળા હોય છે. તેમજ मनुते त्रैकालिकं जगत् इति मुनिः એ વ્યાખ્યા મુજબ મુનિ ત્રણેય કાળના જગતનો વિચાર રાખનારા હોય છે. એટલે એ જુએ છે કે, દા. ત. જીવને અહીં યથેષ્ટ આહારની લાલસા જાગી, તો વિચારવાનું કે એ ભૂતકાળમાં આહારની લાલસા પોષ્યાથી જાગી. ઇષ્ટની લાલસા એ ઇષ્ટનાં અતીત ખૂબ પોષણનું પરિણામ છે; ને . .

**લાલસા મારવા વિચારણા :–**

**અહીં આહાર-લાલસા ખૂબ પોષ્યાથી લાલસાના પૂર્વ સંસ્કારોમાં વધારો જ થવાનો છે. એથી ભવિષ્યમાં તુચ્છ આહારની પણ લાલસા અપરંપાર રહેવાની.**

દા. ત. કીડીને તુચ્છ એંઠવાડિયા અન્નના કણ પર પણ ભારે લાલસા ! અને એ લાલસાને દબાવનારું ત્યાં કોઈ તત્ત્વ નથી તેથી એની પરંપરા ચાલે ! આમાં જીવની કેવી

કંગાળ દુર્દશા ? કેમકે એથી લાલસાવાળા એવા દુર્ગતિના અગણિત જન્મો કરવા પડે. આમ ત્રણે કાળનો વિચાર કરી એ અહીં જ લાલસા પર કાપ મૂકનારા હોય છે. લાલસાને પોષ્યા વિના દબાવીને વાંઝણી જ મરવા દે છે.

જેવી વિષયોની લાલસા; એમ–ક્રોધ–લોભાદિ કષાયોની લાગણીઓ અંગે પણ ત્રણે કાળનો વિચાર કરી, એને દબાવે છે. તેથી, મુનિઓ વિષય–કષાયોના ત્રિકાલનું મનન કરવાથી **એ વિષય–કષાયની લાગણીઓને દબાવનારું તત્ત્વ જિન-શાસન મળ્યું છે, તો એવી લાગણીઓને ઉપશાંત કરી વૈરાગ્ય અને ઉપશમમાં ઝીલતા રહે છે;** અને મહાવ્રતરૂપી મૂળ ગુણ તથા પિંડ વિશુદ્ધિ–સમિતિ–ગુપ્તિ આદિ ઉત્તર ગુણોથી શોભતા હોય છે. એટલે જ હરખ–ખેદ, માન–અપમાન, ભય–શોક, જશ–અપજશ....વગેરે દ્વન્દ્વોને શાંત કરી નિત્ય તૃપ્તિમાં ઝીલતા રહેતા હોવાથી, લોક–લોકોત્તરમાં પ્રશંસા પામે છે.”

આર્દ્રકુમારના આ પ્રત્યુત્તરથી ગોશાળક અને બૌદ્ધ ભિક્ષુ નિરુત્તર બની ચૂપ થઈ ગયા. ત્યારે હવે વેદવાદી બ્રાહ્મણો ચર્ચા માટે આગળ આવે છે, અને કહે છે, –



# [૩૨] વેદવાદી બ્રાહ્મણો સાથે ચર્ચા

બ્રાહ્મણો કહે,– "હે આર્દ્રકુમાર! તમે આ બને વેદબાહ્ય મતોનું નિરાકરણ કર્યું. એટલે જ હવે તમારા જેવાએ વેદબાહ્ય આર્હતમતનો પણ આશ્રય કરવા જેવો નથી; કેમકે તમે ક્ષત્રિય છો, અને ક્ષત્રિયોએ તો બ્રાહ્મણની જ ઉપાસના કરેલી છે, તેથી તમારે પણ બ્રાહ્મણોની જ ઉપાસના કરવી યોગ્ય છે, શુદ્રોની ઉપાસના નહિ; કેમકે બ્રાહ્મણો સર્વ વર્ણોમા શ્રેષ્ઠ છે. માટે તમારે યજ્ઞ–યાગાદિનાં વિધાનો પાળવા દ્વારા બ્રાહ્મણ–ધર્મની ઉપાસના કરવી એ શ્રેયસ્કર અને શોભાભર્યું છે.

"હે રાજપુત્ર મુનિ! જુઓ, બ્રાહ્મણો કેવા પવિત્ર જીવનને જીવે છે! એ નિત્ય ષટ્કર્મ રક્ત રહે છે, અને વેદોનુ અધ્યયન–અધ્યાપન કરતા રહે છે. વળી શૌચાચારને પ્રધાન બનાવતા હોવાથી નિત્ય સ્નાન કરે છે, તેમ બ્રહ્મચારી સ્નાતક હોય છે. એમની મહાનતા કેવી, તો કે 'શાસ્ત્રે કહ્યું છે આવા ૨૦૦૦ સ્નાતકોને ઇચ્છિત આહાર જમાડે એ પુણ્યના થોક ઉપાર્જી દેવલોકમાં જાય છે!' માટે તમે આવા મહાન સ્નાતક, ષટ્કર્મ–રક્ત, વેદપાઠી, શૌચાચારથી પવિત્ર નિત્ય સ્નાનકારી, અને બ્રહ્મચારી બ્રાહ્મણ બની જાઓ."

## મહર્ષિ વેદધર્મનું ખંડન કરે છે.

આર્દ્રકુમાર મહર્ષિ એનો જવાબ આપતાં કહે છે કે,–

"હે ભૂદેવ! જેમ બિલાડો માંસનો અર્થી બની ઘરઘર ભટકે છે, એમ ક્ષત્રિય કુલોમા ઈષ્ટ–મિષ્ટ આહારની શોધમાં ભમતા રહેનારા એવા બે હજાર સ્નાતકો માટે જે મોટા જીવહિંસામય આરંભ–સમારંભો કરીને ઈષ્ટ–મિષ્ટ ભોજનો તૈયાર કરે છે, ને એમની ભોજન–ભક્તિ કરે છે, એ શી રીતે સ્વર્ગમાં જાય? કેમકે,

(૧) જે સ્નાતકોને પોતાના માટે આવા જીવહિંસામય આરંભ કરાવવા ખપે છે. તેમજ જે (૨) ઈષ્ટ–મિષ્ટ આહારના લોલુપી છે. એમને જીવો પ્રત્યે દયા ક્યાં રહી? અને આહાર–રસ પ્રત્યે ગૃદ્ધિ કેટલી?

**એવા દયા વિનાના ને રસ–લંપટોને દાનના સત્પાત્ર કેમ કહેવાય?**

તો અસત્પાત્રની ભક્તિથી સ્વર્ગપ્રાપ્તિ થાય જ શી રીતે? તો તો બિલાડીઓને પોષવાથી ય સ્વર્ગ મળે! (૧) જે માસાહાર સુદ્ધાની તીવ્ર લાલસાવાળા છે, (૨) રસ-ગારવ અને શાતાગારવમાં જે ચિપકેલ છે, ને (૩) જિહ્વા ઈન્દ્રિયને પરવશ છે, તે ય પાછા (૪) જે ઉત્તમ દયા–પ્રધાન આર્હત્ધર્મની ઘૃણા કરે છે. નિંદા કરે છે, અને (૫) જે જીવોના કચ્ચરઘાણને ઉપદેશનારા ધર્મની પ્રશંસા કરે છે, એવા શીલહીન–વ્રતહીન એકની પણ ભક્તિ કરવા માટે એના નિમિત્તે જીવહિંસામય સમારંભ કરે, અને એવું કરીને પાછો પોતાને ધાર્મિક માને, એ મોહમૂઢ છે.

**મોહમૂઢતાની પ્રવૃત્તિમાં સદ્ગતિ શી રીતે થાય?**

"વળી 'બ્રાહ્મણો બ્રહ્માના મુખમાથી જન્મેલા છે,

ક્ષત્રિઓ હાથમાંથી, વૈશ્યો સાથળમાંથી, ને શુદ્રો પગમાંથી જન્મેલા છે,' એમ કહી બ્રાહ્મણોને જે શ્રેષ્ઠ કહેવામાં આવે છે, ત્યાં પ્રશ્ન થાય કે તો પછી,–

(૧) પહેલી વાત તો એ છે કે વર્તમાનમા બ્રાહ્મણો કેમ એ રીતે જનમતા નથી ?

(૨) બીજી વાત એ છે કે જેવાં ડાળ–શાખા–પત્ર–પુષ્પ વગેરે એક ઝાડનાં સર્જન છે, તો એમા એક ઉત્તમ, બીજો અધમ, એમ નથી–કહેવાતુ; તેમ એકજ બ્રહ્માના સર્જનોમાં એક ઉત્તમ, બીજો અધમ શી રીતે કહેવાય ?

વાસ્તવમાં તો શ્રેષ્ઠતા તો તેવા દયાદિ શ્રેષ્ઠ કર્મથી આવે છે, નહિ કે બ્રહ્માના મુખમાંથી જનમવાના હિસાબે.

" એના બદલે જાતિમાત્રથી શ્રેષ્ઠતા માનવી, પછી ભલે હિંસા–દુરાચારાદિ અધમ કર્મ કરતો હોય, એવું માનવું એ તો યુક્તિ–વિરુદ્ધ છે; ને 'અમે જાતિથી ઊંચા' એવો મદ કરવો, એ ખોટુ અભિમાન છે. જાતિ કાંઈ નિત્ય નથી. વેદશાસ્ત્ર જ કહે છે કે જાતિ બદલાઈ જાય છે. 'પુરુષને મરતા ઝાડો થઇ ગયો પછી ભલે એ બ્રાહ્મણ હોય પણ જો એને મર્યા પછી એ ઝાડા સાથે બાળવામાં આવે તો એ શિયાળ થાય છે,' આ વેદ સૂત્ર છે, – शृगालो वै एस जायते यः सपुरीपो दह्यते !' એમ આ પણ કહ્યું છે, त्र्यहेन शुद्रीभवति ब्राह्मणः क्षीरविक्रयी', અર્થાત્ બ્રાહ્મણ પણ જો દૂધ વેચે તો ત્રણ દિવસમાં શુદ્ર બની જાય છે. તો હિંસાદિ અસત્ કર્મથી પરલોકમાં તો સુતરામ્ જાતિભ્રષ્ટ થાય, એમાં નવાઈ નથી. તમારા જ શાસ્ત્રમાં કહ્યું છે–

कायिकैः कर्मणां दोषैर्याति स्थावरतां नरः ।
वाचिकैः पक्षिमृगतां, मानसैरधर्मजातिताम् ॥

"અર્થાત્ 'કર્મના કાયિક દોષોથી માણસ સ્થાવર (વૃક્ષાદિ)પણું પામે છે. વાચિક દોષોથી પક્ષીપણું હરણિઆપણું વગેરે પામે છે; અને માનસિક દોષોથી શુદ્ર જાતિપણું પામે છે.'

"આ બતાવે છે કે. 'સૃષ્ટિના આદિકાળમાં બ્રહ્માના મુખથી બ્રાહ્મણો જન્મેલા, માટે બ્રાહ્મણજાતિ હંમેશ માટે ઊંચી,' —એ વાત બિલકુલ બરાબર નથી. અલબત્ ગુણથી ઊંચાપણું—ઉત્તમપણું કહી શકાય. પરંતુ તે કયા ગુણો? અહિંસા—સત્ય—ક્ષમા—બ્રહ્મચર્ય વગેરે, પરંતુ, નહિ કે આવા ગુણો કે 'षट्शतानि नियुज्यन्ते पशूणां मध्यमेऽहनि' ... અર્થાત્ દિવસના મધ્યભાગે છસો પશુઓનો યજ્ઞમાં વધ કરે..' વગેરે. કદાચ કહો, —

પ્ર૦— આ તો વેદશાસ્ત્ર—કથિત છે, માટે દોષરૂપ ન કહેવાય ને?

ઉ૦— કેમ ન કહેવાય? કારણ કે આ પણ વેદશાસ્ત્રે જ કહ્યું છે, કે

'मा हिंस्यात् सर्वभूतानि !'

'બધાય જીવોની અર્થાત્ કોઇ પણ જીવની હિંસા ન કરવી', એમ વેદમાં જ કહ્યું છે. આમ વેદશાસ્ત્રમાં પૂર્વાપર—વિરોધ આવે છે.

એવું જ વૈદિક શાસ્ત્રોમાં જે કહ્યું છે કે, —

'રણભૂમિમાં વેદાન્તીને હણનાર આતતાયીને જે મારી-નથી નાખતો, તેને બ્રહ્મ-હત્યાનું પાપ લાગે છે.'

'શુદ્રને હણી નાખીને પ્રાણાયામ જપી લેવો જોઇએ, અથવા કાંઇક પણ દાનમાં દઇ દેવું જોઇએ.'

'હાડકા વિનાના ગાડાભર જંતુઓને મારી બ્રાહ્મણને જમાડવા જોઈએ'.....

આવા આવા પ્રકારની વૈદિક દેશના વિદ્વાન પુરુષના મનને રુચિકર નથી થતી. એટલા માટે તમારું દર્શન અત્યંત અસંગત લાગે છે."

બસ, આર્દ્રકુમાર મહાત્માના યુક્તિયુક્ત નિરૂપણની સામે બ્રાહ્મણ વિદ્વાનને બોલવા જેવું રહ્યું નહિ; એટલે મહાત્મા મહાવીર પ્રભુ પાસે જવા આગળ ચાલે છે. ત્યાં-એક એકદંડી સંન્યાસી ભેટી પડે છે.

---

# [૩૩] એકદંડી (સાંખ્ય) સંન્યાસી સાથે ચર્ચા

મહર્ષિને એકદંડી સંન્યાસી કહે છે, "હે આર્દ્રકુમાર! આ તમે આ સર્વ આરંભ-સમારંભમા પ્રવર્તમાન, અને શબ્દાદિ ઈંદ્રિય-વિષયોમાં લુબ્ધ, તથા માંસાહારના ભોજનથી રાક્ષસ જેવા આ જનોના કુમતોનો નિરાસ કરી નાખ્યો, તે બહુ સારું કર્યું. એટલે જ હવે તમારે અમારો 'સાંખ્ય' સિદ્ધાંત સ્વીકારી લેવો યુક્તિ-યુક્ત છે. તમે તે સાંભળો અને સાંભળીને મન પર લઈ લો."

એકદંડી કહે છે,–

## સાંખ્યમત

"અમારો સિદ્ધાંત એ છે કે, મૂળ તત્ત્વ 'પ્રકૃતિ' છે, અને તે સત્ત્વ-રજસ-તમસ ત્રિગુણાત્મક છે. આ પ્રકૃતિ-માંથી મહત્ તત્ત્વ ઉત્પન્ન થાય છે, મહત્ તત્ત્વમાંથી અહં-કાર, અને અહંકારમાંથી ચક્ષુ શ્રોત્ર.... વગેરે ૫ જ્ઞાનેન્દ્રિય હાથ-પગ.... વગેરે ૫ કર્મેન્દ્રિય, અને મન (આંતરિન્દ્રિય -અંતઃકરણ), એ ૧૧ ઇંદ્રિયો, તથા ૫ સૂક્ષ્મ શબ્દાદિ તન્માત્રા, – એ ષોડશગણ પેદા થાય છે. એમાંની પાંચ તન્માત્રામાંથી પૃથ્વી-જળ.. આદિ પાંચ ભૂત ઉત્પન્ન થાય છે. કુલ આ ૧ + ૧ + ૧ + ૧૬ + ૫ = ૨૪ તત્ત્વ એ બધાં જ જડ તત્ત્વ છે. એમાં ચેતન તત્ત્વ ૧ પુરુષતત્ત્વ ઉમેરાય, એટલે કુલ ૨૫ તત્ત્વ થાય. કહ્યું છે–

'जटी मुण्डी शिखी वापि, यत्र तत्राश्रमे रतः।
पंचविंशति-तत्त्वज्ञो, मुच्यते नात्र संशयः ॥'

અર્થાત્ 'પચીસ તત્ત્વનો જાણકાર હોય, પછી ગૃહસ્થાશ્રમ વગેરે ગમે તે આશ્રમમા રક્ત જટી, મુંડી, શિખી કોઇ પણ હોય, તે મોક્ષ પામે છે.' માટે આ અમારો સિદ્ધાંત જ શ્રેયસ્કર છે. બીજા સિદ્ધાંત નહિ.

" વળી હે આર્દ્રકુમાર ! તમે જુઓ કે અમારો સાંખ્ય ધર્મ અને તમારો આર્હત ધર્મ એ બે જુદા ધર્મ છતા કથંચિત્ યાને અમુક અંશે સમાન છે; કેમકે જેમ અમારે પુરુષ-પ્રકૃતિનું જુદું જુદું અસ્તિત્વ છે તેમ, તમારે પણ 'જીવ કર્મનું અલગ અલગ અસ્તિત્વ છે, તો જ પુણ્ય-પાપ, બંધ-મોક્ષ ઘટી શકે, ને એટલા જ માટે પુણ્ય માર્ગમાં પ્રવૃત્તિ થાય,'-એવો સિદ્ધાન્ત છે; પણ નહિ કે, નાસ્તિકની માન્યતા મુજબ આત્માનું અસ્તિત્વ જ ન સ્વીકારીને પ્રવૃત્તિ થાય. એટલે અમારે તમારે આત્માના અસ્તિત્વની તથા પુણ્યપાપાદિ હોવાની માન્યતા સમાન છે.

" વળી જેમ અમારે તેમ તમારે પણ બૌદ્ધની માફક અંતરાત્માનો અભાવ માન્ય નથી. બૌદ્ધો તો આખું જગત અને આત્મા માત્ર એક ક્ષણિક વિજ્ઞાન રૂપ જ માનતા હોવાથી એમને અલગ અંતરાત્મા જેવી વસ્તુ જ નથી.

" વળી જેમ અમારે અહિંસા-સત્ય-અસ્તેય-બ્રહ્મચર્ય-અપરિગ્રહ એ પાંચ યમ માન્ય છે, એમ તમારે એ જ પાંચ મહાવ્રત માન્ય છે. વળી ઈન્દ્રિય-નોઈન્દ્રિય (મન) નો નિગ્રહ આપણે બંનેને સમાન કર્તવ્ય છે. આમ આપણા

બંનેના ધર્મમાં બહુ સમાનતાઓ છે, એ ધર્મ સાધવા આપણે નીકળ્યા છીએ; અને પૂર્વ કાળે ધર્મમાં સારી રીતે રહેલા, વર્તમાનમાં સ્થિર, અને ભવિષ્યમાં પણ લીધેલી પ્રતિજ્ઞાનો બરાબર નિર્વાહ કરવાના દૃઢ નિર્ણયવાળા છીએ. પરંતુ નહિ કે, – બીજાઓમાં આવે છે તેમ મોટો 'વ્રતેશ્વર' યજ્ઞ કરવા માટે પ્રવ્રજ્યા મૂકી દેનારા, ને એ રીતે પ્રતિજ્ઞા ત્યાગ કરનારા.

"વળી આપણે બંને માનીએ છીએ કે, સાધક શીલ–વ્રત–નિયમ એ આચારપ્રધાન જોઈએ, પરંતુ આચાર વિનાના શુષ્ક સાધક નહિ. વળી મોક્ષના સાક્ષાત્ કારણ તરીકે અમે શ્રુતજ્ઞાન કહીએ છીએ, તેમ તમે કેવળજ્ઞાન કહો છો, ... આમ મોક્ષનું અનંતર કારણ જ્ઞાન માનવામાં આપણે સમાન છીએ.

"વળી હે આર્દ્રકુમાર ? 'પોતાના કર્મથી જીવ સંસારમાં ભમે છે,' એ માનવામાં આપણે સમાન છીએ. વળી 'કારણમાં કાર્ય છુંપું હોય એ જ પ્રગટ થાય, એટલે એ ઉત્પન્ન થયું કહેવાય છે,' એ સત્કાર્યવાદ આપણે બંનેને માન્ય છે. વધારામાં સાચા સિદ્ધાન્તરૂપે માત્ર એક જ વ્યાપક ચૈતન્ય બધા શરીરમાં સંબદ્ધ છે' એ સિદ્ધાન્ત અમે માનીએ છીએ, અને એ સંપૂર્ણ લક્ષણ છે. તેથી હે આર્દ્રકુમાર આવું સંપૂર્ણ દર્શન તમે સ્વીકારી લો."

## એકદંડી ( સાંખ્ય ) મતનું નિરાકરણ

**આર્દ્રકુમાર મહર્ષિ કહે છે,–**

**આત્મા એકાન્તે નિત્ય ન ઘટે :–**

"જુઓ મહાનુભાવ! તમારું દર્શન સંપૂર્ણ નથી; કેમકે પહેલુ તો 'પુરુષ' અર્થાત્ આત્માને જે (૧) એકાન્તે કૂટસ્થ–નિત્ય, તથા (૨) એક ચૈતન્યરૂપ, અને (૩) બધાની સાથે સબદ્ધ માન્યો, તે જ બાધિત છે. કેમકે એવું હોય તો 'કૂટસ્થ–નિત્ય' એટલે તો ત્રિકાળ માટે કાયમના એક જ સ્વરૂપવાળો થયો, જેમા કશુ જ પરિવર્તન ન થાય. હવે જુઓ કે આત્મા સદાનો અપરિવર્ત્ય જ હોય તો પછી બધ–મોક્ષની વ્યવસ્થા જ ન ઘટે. શી રીતે બદ્ધ? શી રીતે મુક્ત? જો આત્માય નિત્ય ચૈતન્યરૂપ, અને જગતના પદાર્થો ય નિત્ય પ્રકૃતિરૂપ, તો તો એક વ્યાપક આત્માનો એની સાથે હમેશા સબધ જ રહેવાનો! પ્રકૃતિ સાથે નવો બંધ કોનો? અને જો તે બધ નહિ, તો મોક્ષ કોનો? એમ જો બધ નહિ તો નરકાદિ ચાર ગતિમય સસાર કેવી રીતે? તેમ જો નવો બધ જ નથી. તો મોક્ષ પણ નહિ! વળી તમારા મતે આત્મા પ્રકૃતિથી બંધાયો જ નથી, પછી છૂટવાનું યાને મોક્ષ શું? એટલે જો મોક્ષ જ નહિ, તો મોક્ષ માટે કરાતાં તમારા વ્રત–અનુષ્ઠાન વ્યર્થ જશે!

**કારણમાં કાર્ય એકાન્તે સત્ નહિ :–**

"બીજું તમે જે કહો છો કે 'આપણા ધર્મ સમાન છે,' તે પણ ખોટું કથન છે; કેમકે તમારે કારણમાં કાર્ય એકાન્તે સત્ છે, અને બંને એકાંતે અભિન્ન છે, દા.ત. માટી એ કારણ છે, ઘડો એનુ કાર્ય છે. તો ઘડો કાંઇ નવો નથી આવતો, માટીમાં છુપાયેલો જ છે. માટી પર કુંભારની મહેનત થાય એટલે એ માટીમા જ ઘડો પ્રગટ થાય. આ હિસાબે કહેવાય કે માટીમાં ઘડો સત્ છે.

"હવે તમે એકાંતવાદી છો તેથી માટીમા ઘડો 'સત્' એટલે એકાંતે સત્ કહો છો; એટલે કે કાર્ય કારણમાં સર્વથા સત્ જ છે. સર્વાત્મના રહેલું જ છે. પછી એ કારણથી કાર્ય સ્વરૂપે જુદું પાડવાનું કાંઇ જ ન રહ્યું ! તો કાર્ય ઉત્પન્ન કરવાની મહેનત વ્યર્થ જશે !

"જ્યારે અમારે તો અનેકાંતવાદ માન્ય છે, તેથી કાર્ય એ કારણમાં સત્-અસત્ છે, સત્ પણ ખરું, ને અસત્ પણ ખરું. કેમકે અમારે દ્રવ્ય-પર્યાયનો સિદ્ધાન્ત છે, એટલે કાર્ય કારણમાં દ્રવ્યરૂપે ભલે સત્ હો, પરંતુ પર્યાયરૂપે સત્ નથી, તેથી તેને ઉત્પન્ન કરવાની મહેનત યુક્તિયુક્ત છે. તેથી જ અમે,

## સત્‌ની વ્યાખ્યા

"આ કહીએ છીએ કે 'ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય યુક્તં સત્' અર્થાત્ સત્ તે છે કે જે ઉત્પત્તિ-નાશ – ધ્રુવતા આ ત્રણેય ધર્મવાળું હોય. દ્રવ્ય – પર્યાય ઉભયવાદી અમારો આ સિદ્ધાન્ત છે; તેથી કાર્યના અલગ અલગ ઉત્પત્તિ – નાશ ઘટી શકે. દ્રવ્યરૂપે ધ્રુવ, અને પૂર્વોત્તર પર્યાયરૂપે ઉત્પત્તિ-વિનાશશાલી,.... વગેરે બધું ઘટી શકે છે

"તમારી કોઈ સત્‌ની એવી વ્યાખ્યા નથી, તમારે તો 'સત્ એટલે સર્વથા છે છે ને છે જ; કોઈ પણ રીતે અસત્ નથી.' આમાં જો 'છે,' તો ઉત્પન્ન કરવાનું શું રહે ? જો કહો કે 'કાર્ય કારણમાં કારણરૂપે પ્રગટ છે, કાર્યસ્વરૂપે પ્રગટ નથી, તેને પ્રગટ કરવું પડે,' તો તો એમ કહેવાનો અર્થ તો એ થયો, કે 'કારણમાં કાર્ય ભલે કારણરૂપે સત્,

પરંતુ પોતાના સ્વરૂપે અસત્ છે;' પણ વસ્તુમાત્રને એકાન્તે સત્ માનનારા તમારાથી એમ સત્-અસત્ કહેવાય નહિ....

**આત્મા એક જ નથી : વિશ્વવ્યાપી નથી :-**

" વળી તમે આત્મા જો એક જ અને સર્વવ્યાપી માનો, તો એમાં કોઇ જીવ નારક, કોઇ દેવ, કોઇ મનુષ્ય, કોઈ તિર્યંચ,- એવો ભેદ ન ઘટે. તેમ એક જ સ્વરૂપના આત્મામાં ક્યારેક એ બાળ, ક્યારેક કુમાર, ક્યારેક યુવાન.... એમ પણ ભેદ ન માની શકાય. એમ બધે આત્મા જો વ્યાપક યાને વિશ્વવ્યાપી છે, તો 'પોતપોતાના કર્મ અનુસારે આત્મા સંસારમાં ભટકતો છે,'- એ ન બોલી શકાય. એ તો જો આત્મા વિશ્વવ્યાપી નહિ પણ દેહવ્યાપી માનો, તેમજ એક નહિ પણ અનેક આત્માઓ માનો, ને એ દરેકના જુદાજુદા કર્મ માનો, તો જ એમ બોલી શકો. વળી જગતમાં એકજ આત્મા માનનારો ભેદ ન પાડી શકે કે 'અમુક આત્મા ક્ષત્રિય, અમુક બ્રાહ્મણ,....' વગેરે. એમ 'અમુક આત્મા મનુષ્ય, અમુક તિર્યંચ; તેમાં પણ અમુક પશુ, અમુક પંખી; પશુમાં પણ અમુક ગાય, અમુક ભેંસ,...' વગેરે વગેરે ભેદ પાડીને કોણ બોલી શકે? એક અદ્વિતીય આત્મવાદી ન બોલી શકે. એ તો અનેક આત્મવાદી જ બોલી શકે. ત્યારે જગતમાં એક જ આત્મા માનનાર એવું પણ કેમ કહી શકે કે 'અમુક આત્મા સુખી, ને અમુક દુઃખી? અમુક પંડિત ને અમુક મૂર્ખ?'- આત્મા જો વિશ્વમાં એકજ છે, તો એવા ભેદ કેમ પાડી શકાય? વળી આત્માને સર્વ-વ્યાપી માનવો, એય યુક્તિ-વિરુદ્ધ છે; કેમકે એમ આખા વિશ્વને વ્યાપેલો હોય, તો તો એક ગતિમાંથી બીજી ગતિમાં જવાનું શું રહે? આખા વિશ્વમાં વ્યાપેલાને ગતિ શી? ગમન શું?

"આમ તમારા સિદ્ધાન્ત અસર્વજ્ઞના કહેલા છે, તેથી એકાન્તવાદી અને અધુરા છે, યુક્તિ–બાધિત છે. એ સિદ્ધાન્ત, સર્વજ્ઞના અનેકાન્તવાદી, સંપૂર્ણ–સત્ય, અને ત્રિકાલાબાધિત સિદ્ધાન્તને માનનારા એવા મને, તમે સ્વીકારી લેવા કહો છો?

"એ તો જે સર્વજ્ઞ છે, એ જ સંપૂર્ણ ચૌદ રાજ-લોકને, એમાં ભમતા અનંતા જીવોને, તથા એમને ભટકવાના કારણોને જોઇ શકે છે, તેમજ કયા ઉપાયોથી એ મુક્ત થાય એ જોઇ શકે છે. એટલે, સર્વજ્ઞ જ તત્ત્વ-સિદ્ધાન્ત-માર્ગ જાણે :—

**"એ સર્વજ્ઞ જ સંપૂર્ણ જીવ–અજીવ આદિ સત્ય તત્ત્વો, અનેકાંતવાદાદિ સત્ય સિદ્ધાન્તો, અને સત્ય મોક્ષમાર્ગ યાને મોક્ષના સાચા ઉપાયો બતાવી શકે.**

"બાકી જેને આ સમસ્ત લોકનુ દર્શન જ નથી, તેમજ અતીન્દ્રિય આત્મા કર્મ વગેરેનું જેને પ્રત્યક્ષ જ્ઞાન નથી, એ યથાર્થ તત્ત્વ, સત્ય સિદ્ધાન્તો, તેમજ યથાર્થ મોક્ષમાર્ગ યાને મોક્ષ–ઉપાયો શું બતાવી શકે? એટલે જ એવા અ–સર્વજ્ઞો મનઃકલ્પિત તત્ત્વો અને મનઃકલ્પિત ધર્મમાર્ગ બતાવવા જાય, એ સંસારના કરુણાપાત્ર જીવોને રવાડે ચડાવનારા છે. અને સંસારની દુર્ગતિઓમાં ભટકાવનારા છે.

"એ તો જેમ કોઈ કારણે કોઇ અરણ્યમાં મૂકાઈ ગયેલા અનેક મનુષ્યોમાં જે મનુષ્ય સંપૂર્ણ માર્ગ જાણનારો હોય, એ પોતાને અને સાથેના બીજાઓને માર્ગે ચડાવી દઈ અરણ્યમાંથી બહાર કાઢી શકે છે; એમ અહીં,

"સંસાર-અરણ્યમાં ભૂલા પડેલા અનેક ભવ્ય જીવોમાં જેણે સંપૂર્ણ જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ આરાધીને સર્વજ્ઞપણું પ્રાપ્ત કર્યું હોય, એજ બીજાઓને સાચી તત્ત્વ-પરિસ્થિતિ અને સાચો માર્ગ દેખાડી શકે, અને પોતાની પાછળ એમને ચલાવી શકે;

તેમજ આમ સંસારમાંથી એમનો અને પોતાનો ઉદ્ધાર કરી શકે... સર્વજ્ઞ જ સંપૂર્ણ આચારો જાણે :-

"તમારા સિદ્ધાન્ત સર્વજ્ઞ-પ્રણીત નથી; તેથી જ તમારા યમ-નિયમ આદિ આચારોમા પણ ઘણુ ઘણું અધુરું છે. અહિંસા, સત્ય,.... વગેરે મોટા શબ્દ વાપર્યાથી શું વળે? અસર્વજ્ઞને મૂળમાં ચૌદ રાજલોકના સૂક્ષ્મબાદર એકેન્દ્રિયાદિ સમસ્ત જીવોનુ જ જ્ઞાન નથી, ઓળખ નથી, સંપૂર્ણ અહિંસા એ શી પાળી પળાવી શકે? એવી સાર્વત્રિક અહિંસાને પાળવાના આચાર પણ શા બતાવી શકે?

"સારાંશ, તમારા સિદ્ધાન્ત વાસ્તવ યથાર્થ તત્ત્વો અને યથાર્થ મોક્ષમાર્ગને વર્ણવી શકતા નથી, માટે મિથ્યા છે. એ તો સર્વજ્ઞના જ શાસનમાં યથાર્થ શ્રુત-માર્ગ અને ચારિત્ર-માર્ગ પામવા મળે છે. જેનાથી આત્માનો આ અપાર અને દુઃખદ સંસારમાંથી ઉદ્ધાર થઈ શકે છે.

"એટલે હે આયુષ્માન્ એકદડી! તમે મને તમારા અસર્વજ્ઞના મનઘડંત સિદ્ધાન્તો સ્વીકારી લેવા કહો છો, પરંતુ સમસ્ત ૧૪ રાજલોકને સ્વયં પ્રત્યક્ષ કર્યા વિના યથેચ્છ વ્રત અને અનુષ્ઠાન બતાવી જીવિકાર્થે ભિક્ષાટન કરવું એ જુદું, અને સર્વજ્ઞ-કથિત સમ્યગ્જ્ઞાન-યુક્ત શુદ્ધ

ચારિત્ર–માર્ગ પાળવો, અને એમાં ૪૨ દોષ રહિત ભિક્ષા અર્થે ભિક્ષાટન કરવું એ જુદું. માટે તમે ભ્રાન્ત સિદ્ધાન્ત અને ભ્રાન્ત માર્ગે છો.”

આ સાંભળીને એકદંડીને હવે કશું બોલવા જેવું રહ્યું નહિ.

આર્દ્રકુમાર મહર્ષિ આમ એકદંડીને નિરુત્તર કરી, મહાવીર ભગવાન પાસે જવા આગળ વધે છે. ત્યાં ૫૦૦ હસ્તિ–તાપસોનો એક આશ્રમ આવ્યો. એ તાપસોએ આગણે એક મહાકાય હાથીને મારી ખાવા બાંધી રાખ્યો હતો. તેથી એ ‘હસ્તિ–તાપસ’ કહેવાતા. તાપસો મહર્ષિને જતા જોઇ, એમને વિંટળાઈ વળ્યા, અને એમાંનો વડેરો હસ્તિતાપસ કહે છે,–



# [૩૪] હસ્તિતાપસ સાથે ચર્ચા

**હસ્તિતાપસ કહે છે:–**

"હે આર્દ્રકુમાર! તમે ક્યાં ચાલ્યા? પહેલાં તમે અમારો સિદ્ધાન્ત સાંભળો, અને પછી એના પર વિચાર કરો. પછી આગળ પગલું માંડવું ઠીક લાગે તો માંડો.

"બુદ્ધિમાન્ માણસે પહેલાં તો લાઘવગૌરવનો વિચાર કરવો જોઇએ કે, કેવા જીવનમાં લઘુ યાને બહુ ઓછા દોષ લાગે છે, ને કેવા જીવનમા મોટમોટા દોષ લાગે છે. એ વિવેક કરીને પછી બહુ ઓછા દોષવાળુ જીવન અપનાવવું જોઇએ. ત્યારે તમે જુઓ કે,–

"જે તાપસો કંદ–મૂળ–ફળના આહારી છે, તે ઘણા જીવોનો અને એ કંદાદિના આશ્રયે રહેલા અનેક જીવોનો સંહાર કરે છે. વળી જે એવા કંદ–મૂળ–ફળાહારી તો નથી, પરંતુ ભિક્ષા માટે લોકોના ઘરોમાં આશંસા દોષથી દૂષિત બની આમ ને તેમ ફરે છે,– એ રસ્તામા ચાલતા કીડી વગેરે કેટલય ક્ષુદ્ર જંતુઓનો નાશ કરે છે. ત્યારે અમે તો વર્ષે છ મહિને એકજ વાર એકજ મહાકાય હસ્તિને બાણથી મારી, એના માંસથી આખું વરસ કે છ મહિના જીવન નભાવીએ છીએ; ને એમ નિર્વાહ કરીને જગતના બાકીના નાના મોટા સમસ્ત જીવો પર દયાવાળા બની રહી, એ બધાની અહિંસાનો મહાન ધર્મ પાળીએ છીએ. આમ અમારે એકજ જીવની હિંસાનો બહુ અલ્પ દોષ, અને ઘણા જીવોની રક્ષાનો મહાન ધર્મ, મહાન ગુણ છે."

## હસ્તિતાપસ–મતનું ખંડન :–

આર્દ્રકુમાર મહર્ષિ એમને જવાબ આપતા કહે છે;–

"હે આયુષ્યમાન્ તાપસ ! ભલે તમે એકજ હાથીને મારતા હો, છતાં તમે સર્વથા જીવહિંસાથી નિવૃત્ત નથી. વળી તમારે 'સર્વથા હિંસા નહિ કરવી' એવું વ્રત પણ નથી. ઉપરાંત તમારે સંપૂર્ણ અહિંસાનું પાલન પણ નથી; તેમજ ભિક્ષાર્થે ફરનારાને તમે આશંસાવાળા કહો છો, પણ ખરું જોતા તમે પંચેન્દ્રિય પ્રાણી મહાકાય હાથીને મારવા તત્પર બનો છો, ત્યાં તમારે એમા ઇચ્છા–આશંસાદોષ અતિદુષ્ટ હોય છે; કેમકે આવા મોટા બળવાન પંચેન્દ્રિય જીવ હાથીને મારવો હોય ત્યારે તમારે અતિ ક્રૂર દિલ કરી એને સાંકળે જકડી રાખવો પડે, અને અતિ ક્રૂર સંક્લેશ કરી તમારે ચારે બાજુથી એના પર તીક્ષ્ણ બાણોનો વરસાદ વરસાવવો પડે. એ રીતે તમે એને મારી નાખો એમા તમારે અતિદુષ્ટ ઈચ્છા–આશંસા ક્યાં ન આવી ?

## સાધુને ભિક્ષા ત્રિવિધ હિંસા વિનાની :–

"હે ચતુર તાપસ ! આની સામે તમે જુઓ કે, અમારે સાધુઓને એક નાનો પણ જીવ મારવાની આશંસા જ નથી કરવી પડતી. અમારે લેશ માત્ર ઇચ્છા નહિ કે 'એક પણ જીવને હું મારું.' એટલું જ નહિ, પણ ગૃહસ્થ પાસે એક પણ જીવને મરાવવાની ય ઈચ્છા – આશંસા અમારે કરવાની હોતી નથી. અરે ! એ શું, અમારા કહ્યા વિના ગૃહસ્થ એની મેળે ભક્તિથી જો અમારે માટે જીવહિંસા કરી ભોજન બનાવે, તો તે ય અમારે કલ્પતું નથી ! કેમકે, એમાં અમે હિંસાની અનુમોદ-

-નાનો દોષ માનીએ છીએ. આમ સાધુને એક જીવની પણ હિંસાનું કરણ-કરાવણ-અનુમોદન મનમાં ય આવતું નથી. તેથી સાધુના એવી હિંસા વિનાની ભિક્ષા લેવાના વ્યવહારમાં લેશ પણ પાપ-આશંસા રહેતી નથી.

**સાધુનું ગમન ઇર્યાસમિતિથી :-**

"વળી તમે કહ્યું, 'ભિક્ષાર્થે ઘરઘર ભમવામા રસ્તામાં કીડી વગેરે જીવો કચરાય, નાશ પામે,'- એ પણ અમારે સૂર્યના અજવાળે ધૂંસરા પ્રમાણ દૃષ્ટિ નીચી રાખીને. જીવ ન મરે એની ખૂબ કાળજીવાળી ઈર્યાસમિતિથી જ જવાનું કરીએ, એમાં ક્યાં કીડી કીડા વગેરે એક પણ જીવને મારવાનો અવકાશ જ છે?

**૪૨ દોષરહિત ભિક્ષા :-**

"વળી સાધુ તો ૪૨ દોષરહિત આહારની ગવેષણા કરનારા, એટલે દોષ-ઓષ કશું જોયા વિના આહાર મેળવવાની લાલસાવાળા નહિ, પણ એના બદલે સંયમને એક પણ દોષ ન લાગવા દેવાની જ તત્પરતાવાળા સાધુ હોય છે! એ કેટલો બધો ઊંચો નિરાશંસભાવ છે! તમારે જાણી જોઈને આવા પંચેન્દ્રિય ત્રસ જીવ હાથીને અંતરના સંક્લેશમય પરિણામ કરી મારવામાં ક્યાં દોષ ન લાગવા દેવાનો નિરાશંસભાવ જ છે? તમે પૂછશો,-

**સાધુને ય ભિક્ષાની આશંસા છતાં કેમ નિરાશંસભાવ?**

"પ્ર૦- ભલે ૪૨ દોષ રહિત, પણ સાધુને આહારની આશંસાવાળા તો બનવું જ પડે ને? સાધુ ભિક્ષાની આશં-

સાએ તો કરે છે; તો સાધુને એમાં કયાં સર્વથા નિરાશંસ-ભાવ રહ્યો ?

“ ઉ૦–સાધુ તો નિર્દોષતા જાળવવામાં જ તત્પર રહી આહારના લાભ–અલાભમાં સમાન વૃત્તિવાળા હોય છે. અર્થાત્ ૪૨ દોષ ન લાગે એના પર જ સાધુનું ધ્યાન હોય છે. એમા (૧) ‘આહાર મળી ગયો તો ઠીક, જેથી શરીર ટકીને સંયમ-વૃદ્ધિ થાય;’ અને (૨) ‘આહાર ન મળે તો ય ઠીક, એથી તપોવૃદ્ધિ થાય:’ એવું માનનારા સાધુ હોય છે, આમ લાભા-લાભમાં સમવૃત્તિવાળા સાધુને આશંસાદોષ કયાં આવ્યો ?

**ગૃહસ્થ પણ તાપસની જેમ દોષરહિત ? :–**

“ ત્યારે હે તાપસ ! તમે એ જુઓ કે, જો થોડા જીવનો ઘાત અને વધુ જીવોની રક્ષા કરવાથી દોષરહિત બનાતું હોય, તો તો ઘરબારી ગૃહસ્થો પણ પોતાના આરંભ–સમારંભવાળા ક્ષેત્રમાં જ આવેલા થોડા જ જીવોની હિંસા કરે છે, બાકી તે સિવાય બહાર તો મોટાં મોટાં ક્ષેત્ર પડેલા છે; ત્યાંના અઢળક પડેલા જીવોની તમારા અભિપ્રાય પ્રમાણે હિંસામાં એ પ્રવર્તતા નથી. એમ એ કાલાંતરના જીવોની હિસા પણ કરતા નથી. તેથી એ પણ દોષરહિત કહેવાશે ! પરંતુ ગૃહસ્થને તો દોષમાં–પાપમાં પડેલા માનો છો. એ સૂચવે છે કે, એક જીવને પણ મારવામાં દોષરહિતપણું નથી, કિન્તુ સદોષતા જ છે, પાપમાં પડેલા-પણું જ છે.”

**અહીં તાપસ કહે છે,–**

“ જે લોકો ધાન્યભોજી છે, એના કરતાં અમે તો એક

હાથી ઉપર જીવીએ છીએ, તેથી અમારે બહુ ઓછી હિંસાથી-ને બહુ ઓછા પાપથી પતે છે. કહ્યું છે,—

> एकेन्द्रियस्य धान्यस्य, जायते पंचभिः कणैः ।
> पंचेन्द्रियत्वं, न तृप्तिर्भूरिपंचेन्द्रियो वधः ॥

અર્થાત્ ધાન્યભોજી માણસને તો ધાન્ય રાખવામાં ધાન્યનો-એક કણ એટલે એક એકેન્દ્રિય જીવ, એવા પાંચ કણ એટલે પાંચ એકેઈન્દ્રિયજીવ નષ્ટ થયા; એવા રોજના ભોજનમાં કેટલાય-સંખ્યાબંધ પાંચ ઈન્દ્રિયજીવ નષ્ટ થયા? છ મહિનામાં તો-એથી ૧૮૦ગુણા જીવ નષ્ટ થાય. એમાં એમને બહુ મોટા-પાપ લાગે! ત્યારે અમારે તો મહિને માત્ર એકજ પંચેન્દ્રિયજીવ હાથી નષ્ટ થાય, તેથી બહુ ઓછું પાપ લાગે."

હસ્તિતાપસના આ અજ્ઞાન કથન પર આર્દ્રકુમાર-મહર્ષિ કહે છે,—

## આર્દ્રકુમાર મુનિનો જવાબ:

### પંચેન્દ્રિય હિંસામાં મહાસંક્લેશ :—

"હે મહાનુભાવો! તમે માત્ર બાહ્ય જીવસંખ્યા પર ન જુઓ; પરંતુ ધાન્યનાશ અને હાથીનાશ વખતના માર--નાર જીવના આંતરિક ચિત્તપરિણામ જુઓ. તેમજ મરનાર વ્યક્ત મનવાળા જીવને ત્રાસ—સંક્લેશ કેટલો? અને અવ્યક્ત મનવાળા મરનાર જીવને ત્રાસ—સંકલેશ કેટલો? એ વિચારો.. દા. ત. એક બ્રાહ્મણ પહેલાં રૂંધીને સમારી નાખે, અને-પછીથી યજ્ઞમાં બકરાના હવનમા ક્રમસર એની જીભ કાપે, કાન કાપે, આંખ કાપે, ગળું કાપે, પેટ કાપે, અને 'માતૃ--

મહાય સ્વાહા,' પિતૃમહાય સ્વાહા, 'માતરે સ્વાહા,' 'પિતરે સ્વાહા'....વગરે બોલતો જાય, એમાં એકેક અંગ કાપતી વખતે, પેલી દૂધી સમારવાના પરિણામ કરતા, એના દિલના પરિણામ કેટલા બધા ક્રૂર-કઠોર અને નિર્દય હોય? એમ અહીં ધાન્ય પકાવે અથવા શાકભાજી સુધારે એમાં દિલના એવા ક્રૂર પરિણામ ન થાય, જે જીવતા હાથીને મારવામાં થાય. ભલેને ધાન્યના દાણા સેંકડો છે, છતાં દિલમાં ક્રૂર પરિણામ નહિ, જ્યારે હાથી એકજ જીવ છે, છતાં એને મારી નાખવામાં અત્યંત ક્રૂર પરિણામ છે, અતિસંક્લિષ્ટ અધ્યવસાય છે.

આ ફરક પડવાનું કારણ આ છે, કે ધાન્યના દાણાને તપાવતાં કચરતાં એ જીવમાં વ્યક્ત ત્રાસ નથી દેખાતો, ત્યારે હાથીને મારી નાખવાનુ કરતાં એનો વ્યક્ત ત્રાસ-તરફડવું દેખાય છે. એટલે જ

**પંચેન્દ્રિય જીવમાં મરાતી વખતે ત્રાસ-તરફડવું પ્રગટ દેખાવા છતાં મારવાનો પ્રયત્ન કરવામાં મારનારને દિલમાં અતિક્રૂર પરિણામ લાવવા જ પડે છે.**

ત્યારે એ હકીકત છે, કે જીવને કર્મ બંધાય તે દિલના પરિણામ-અધ્યવસાયને આધારે બંધાય છે. અધિક સંક્લિષ્ટ પરિણામે અધિક ચીકણા પાપકર્મ બંધાય. તેમજ. એ મરનાર જીવને અધિક ત્રાસમાં એ જીવના પોતાના દિલમાં પણ અધિક સંક્લેશ થવાથી એ પણ ચીકણાં પાપકર્મ બાંધે છે. આમ,

**પંચેન્દ્રિય જીવ સંખ્યામાં ભલે એક, પરંતુ એની હિંસામાં મારનાર-મરનાર બંનેને ફળ ભયંકર!**

**તેથી એ હિંસા, ધાન્યના હજારો દાણાની હિંસા કરતાં ય લાખ દરજ્જે ભયંકર!**

માટે હે આયુષ્યમાન્ તાપસો! આવી ભયંકર હિંસાનો માર્ગ મૂકો.

"વિશેષ તો એ જુઓ, કે મહાવીર ભગવાનના મુનિઓને તો ધાન્યના એક દાણાની પણ હિંસા કરવી પડતી નથી. કેમકે એ તો ૪૨ દોષરહિત નિર્દોષ અને પ્રાસુક =નિર્જીવ ભિક્ષાના ખપી હોય છે. એટલે જાતે તો હિંસામય કશો જ આરંભ–સમારંભ કરતા નથી, તેમ બીજા પાસે કરાવતા નથી, પરંતુ સાધુ માટે સાધુના ઉદ્દેશથી ગૃહસ્થે આરંભ–સમારંભ કરીને ભોજન તૈયાર કર્યું હોય, તો એ પણ ભિક્ષામાં લેતા નથી; કેમકે એવું લેવામાં મુનિઓ હિંસામાં અનુમતિ–અનુમોદનનું પાપ દેખે છે. આવી નિર્દોષ અને સર્વથા અહિંસક ભિક્ષાચર્યામાં રહેતા મુનિના વિશુદ્ધ અધ્યવસાય ક્યાં? અને તમારી આ હસ્તિ–હિંસામાં થતા અવિશુદ્ધ મહાસંક્લિષ્ટ અધ્યવસાય ક્યાં? જૈન મુનિના જેવી અહિંસક ભિક્ષાચર્યા અને અહિંસા બીજે ક્યાં જોવા મળે છે?"

卐

# [૩૫] જૈન સાધુની ચર્યા

'શ્રી સૂયગડાંગ'–આગમના શબ્દોમાં જોઇએ તો આર્દ્રકુમાર મહર્ષિ ૫૦૦ હસ્તિ–તાપસોને કહે છે કે 'વર્ષમાં એકજવાર એકજ હાથી–જીવને મારવા છતાં એ મારનારા તમે 'પ્રાણાતિપાત (જીવહિંસા)ની અવિરતિ'–દોષથી મુક્ત નથી; કેમકે તમારે 'મન–વચન–કાયાથી કોઈ પણ જીવની હિંસા ન કરવી ન કરાવવી, ન અનુમોદવી,'– એવી ત્રિવિધ ત્રિવિધે પ્રતિજ્ઞા નથી, એટલે તમે હિંસા ન કરતા હો ત્યારે પણ હિંસાના દોષમાં જ બેઠેલા છો! વળી એવા મહાકાય પંચેન્દ્રિય પ્રાણીના વધમાં પરાયણ તમારા લોકોનો આશંસા–દોષ પણ અતિદુષ્ટ હોય એ સ્વાભાવિક છે.

**સાધુની પાંચ સમિતિ :–**

ત્યારે જૈન સાધુઓ તો અહિંસા ત્યાં સુધીની પાળતા હોય છે કે

(૧) ચાલવાનું તે પણ સૂર્યના પ્રકાશથી પ્રકાશિત માર્ગો પર ધૂંસરા–પ્રમાણ લાંબી નીચી દૃષ્ટિથી કોઇ જીવ ન મરે એ જોતાં જોતાં ચાલવાનું કરે છે; જેથી પગ નીચે કોઈ નાનું પણ જંતુ ન મરે એવી એમને સાવધાની રાખવાની ઈરિયા–સમિતિ પાળવાની રહે છે. એમ,

(૨) બોલવાનું તે સત્ય નિષ્પાપ અને સામાને અપ્રિય કે આઘાત ન લાગે એવું, તેમજ કોઇ સ્થાવર જીવની પણ હિંસામાં નિમિત્ત ન બને એવું બોલવાનું,–એવી ભાષા–સમિતિ પાળવાની હોય છે. વળી,

(૩) ભિક્ષા પણ તેવી જ લેવાની કે જેમાં ૪૨ દોષ પૈકી એક પણ દોષ ન લાગ્યો હોય; એટલે એમાં સાધુ નિમિત્તે સ્થાવર જીવને પણ હલાવવા ચલાવવા કે સ્પર્શવા સરખી ય સીધી યા આડકતરી હિંસા ન થઈ હોય, એવી અને એ રીતે ભિક્ષા ખપે છે. એટલે સાધુ માટે જો ભગતે સ્વેચ્છાએ ભક્તિવશ બનાવ્યું હોય, તો તે ય લેવું કલ્પતું નથી, કેમકે એવી ભિક્ષા લેવામા, સાધુ નિમિત્તે કરેલા અપ્કાય–અગ્નિ-કાયાદિના આરંભ–સમારંભમાં થયેલી જીવહિંસામાં સાધુને અનુમતિનો દોષ લાગે છે ! આ પાણી–અગ્નિ આદિના સૂક્ષ્મ જીવોની હિંસા ગૃહસ્થ કરે તો પણ સાધુ નિમિત્તે કરેલી હોઇ, એની બનેલી વસ્તુ નહિ લેવાનો સાધુધર્મ ક્યાં ? અને ક્યાં તમારો જાતે જ મહાકાય પંચેન્દ્રિય હાથીનો ક્રૂરપણે ઘાત કરવાનો ધર્મ ? સાધુની આ ૪૨ દોષ ટાળવાની એષણા–સમિતિ છે.

(૪–૫) એમ વસ્તુ લેવા મૂકવામાં કે મળમૂત્રાદિ ભૂમિ પર ત્યાગ કરવામાં પણ જીવ ન મરે એ સાવધાની એટલે કે નિક્ષેપણા–સમિતિ અને પારિષ્ઠાપનિકા–સમિતિ જૈન સાધુ પાળે છે. એ પાળનારા સાધુનો ધર્મ ક્યાં ? અને ક્યાં આ જીવરક્ષા કશી જોવાની નહિ, એવો તમારો અજ્ઞાનતા–મૂઢતા-ભર્યો ધર્મ ?

એટલું જ નહિ, પણ એથી આગળ જુઓ, કે જૈન સાધુ લાભાલાભમાં સમવૃત્તિ હોય છે, અર્થાત્ સાધુ ભિક્ષાર્થે ગોચરી જાય, ત્યાં જો ૪૨ દોષરહિત ભિક્ષા ન મળે, તો પણ આકુળ વ્યાકુળ થતા નથી. એ તો વિચારે છે કે ‘લાભે સંયમવૃદ્ધિ:,’ અલાભે તપોવૃદ્ધિ: અર્થાત્ જો ભિક્ષાનો લાભ

થાય તો શરીરને આધાર મળવાથી એ શરીર વિશેષ સંયમનું પાલન કરવાથી સંયમની વૃદ્ધિ થશે, અને જો ભિક્ષા–લાભ નથી થયો, તો તપની વૃદ્ધિ થશે. એટલે દોષિત કે નિર્દોષ ભિક્ષા મળવી જ જોઇએ એવો આગ્રહ એવી આશંસા સાધુને હોતી નથી.

ત્યારે તમારે તો મોટા હાથીનો ઘાત કરવામાં બાર મહિનાની મોટી આશંસા ભરી પડી છે.

વળી સાધુ ગોચરીએ જાય–કરે, તે ઈર્યા–સમિતિ પાળતા પાળતાં અને સૂક્ષ્મ જીવની પણ હિંસા ન થાય એ કાળજી રાખતાં રાખતા જાય–કરે છે; તેથી તમે જે આરોપ ચડાવ્યો કે "અમારે તો એક જ હાથીથી બાર માસ ચાલે માટે બાર મહિના સુધી રોજ ને રોજ ભિક્ષાર્થે જવા કરવામાં કીડીઓ વગેરે મારવાની નહિ, ને સાધુને કીડીઓ વગેરેની હિંસા થાય,"– એ આરોપ પણ ખોટો છે. સાધુ તો ઈર્યા–સમિતિ પાળનારા, તેથી એમને કીડી વગેરે તો શું, પણ કાચા પાણીના એક ટીંપાના ય સૂક્ષ્મ જીવ ન મરે એ સાવધાની રાખવાની હોય છે. તેથી બાર માસ રોજ ને રોજ ભિક્ષાર્થે જાય, તો ય એમને સૂક્ષ્મ જીવની ય હિંસા કરવાનું બનતું નથી.

## માંસભોજનમાં અસંખ્યની હિંસા :–

ઊલટું તમે ભલે રોજ ને રોજ ભિક્ષાએ નથી જતા, એટલે જવા આવવામાં થતી હિંસા નથી વહોરતા. પરંતુ તમે રોજ ને રોજ એ હાથીનું માંસ પકાવવામાં અગ્નિ પાણી વગેરેના અસંખ્ય સ્થાવર જીવ, અને તદાશ્રિત ઝીણા

કેટલાય ત્રસ જીવોની હિંસા તો કરો જ છો. તથા એ રાખી મૂકેલા માસમાં અસંખ્ય સૂક્ષ્મ કીટ ઉત્પન્ન થયા કરે એની ય હિંસા રોજ/રોજ કરો છો. કયા તમારો ધર્મ અહિંસા-વાળો રહ્યો ? આવો હિંસામય ધર્મ ઉપદેશનારા શું સર્વજ્ઞ છે ? કે એ અવિવેકી અનાર્ય જેવા છે ?

**જીવનની પવિત્રતા પવિત્ર અધ્યવસાય પર આધારિત છે.**

તેથી સમજી લો કે, આવો 'હસ્તિ–તાપસ' માર્ગ જે ઉપદેશે તે અસત્ કર્મ કરનાર–કરાવનાર હોવાથી અનાર્ય છે. તે સર્વજ્ઞતા તો નહિ, પરંતુ સામાન્ય પણ સમ્યગ્જ્ઞાને ય ધરાવતા નથી. અતિ સંક્લિષ્ટ પરિણામથી હાથીનો ઘાત કર્યા પછી પણ રોજ ને રોજ એનું માંસ પકાવવા માટે અગ્નિ પાણી વગેરે કેટલાય સ્થાવર જંગમ અસંખ્ય જીવોનો નાશ પણ કરતા હોય છે. આ હિંસા તો એ હાથીની હિંસાનો ઉપદેશ કરનારાઓએ તો બિચારાઓએ જોઈ જ નથી. તેમજ ૪૨ દોષરહિત નિર્દોષ માધુકરી ભિક્ષાનો સાધુ–માર્ગ પણ એમની કલ્પનામાં નથી. તેથી જ મહાઅજ્ઞાન અને મહા-મૂઢતાથી આવો અનાર્ય માર્ગ ઉપદેશે છે.

તેથી હે તાપસો ! આ મહા અજ્ઞાનતા અને મૂઢતાભર્યો તમારો તાપસમાર્ગ મૂકો, અને મહાવીર ભગવાનનો મહા સજ્ઞાનતાભર્યો નિર્દોષ મુનિમાર્ગ પકડવા ભગવાનનું શરણું લો."

**મહર્ષિની છતરો દ્વારા પ્રશંસા :–**

બસ, એમ કહી તાપસોને નિરૂત્તર કરી, મહર્ષિ મોટા પરિવાર સાથે ભગવાન પાસે જવા ચાલી નીકળે છે. આમ જ્યાં આર્દ્રકુમાર મહર્ષિએ 'હસ્તિ–તાપસ માર્ગ'નું બિલકુલ

તર્કશુદ્ધ ખંડન કર્યું, અને વિશુદ્ધ મુનિમાર્ગની જયપતાકા લહેરાવી, ત્યાં આ સંવાદ સાંભળવા એકત્રિત થયેલા લોકોના ટોળાએ આર્દ્રકુમાર મહર્ષિના જયજયકારનો મોટો કલરવ મચાવી દીધો ! અને લોકો મહર્ષિની મુક્ત કંઠે ભારે પ્રશંસા કરી રહ્યા છે.

આ જોતા, પેલા મારી નાખવા માટે તાપસોએ બાંધી રાખેલા હાથીને શું થયું તે શ્રી સૂયગડાંગ સૂત્રના ટીકાકાર મહર્ષિ કહી રહ્યા છે કે સર્વાંગ સુલક્ષણ–સંપન્ન તે નૂતન વન–હસ્તિને આ બધું જોઇ એવા પ્રકારનો વિવેક પ્રગટ્યો કે એ ચિંતવે છે કે,–

## હાથીની વિશિષ્ટ ભાવના : બંધન તૂટ્યાં :–

'અહો ! આ આર્દ્રકુમાર મહર્ષિએ બધા જ ઈતર ધર્મવાળા વાદીઓને ખંડન કરી એમને ચૂપ કરી દીધા ! અને હવે 'નિષ્પ્રત્યુહ' યાને સર્વ વાદીઓના વિઘ્નથી રહિત બની સર્વજ્ઞ મહાવીર ભગવાનના ચરણે વંદન કરવા જઈ રહ્યા છે! તો જો હું પણ આ સાંકળોના બંધનથી મુક્ત થાઉં તો આ ૫૦૦ ચોરોને પ્રતિબોધ કરી સાથે લઈ ચાલનારા, તથા પ્રતિબોધિત કરેલા અનેક વાદીગણથી પરિવરેલા, આ આર્દ્ર-કુમાર મહર્ષિની પાસે જઈ પરમભક્તિથી એમને વંદન કરું.'

એ હાથીને જ્યાં આ ઉત્કટ ભાવનાનો સંકલ્પ થયો, ત્યાં જ એના શરીરમા એટલું બધું અદ્ભુત જોમ પ્રગટ્યું કે એણે સાંકળોના બંધનના ભૂક્કે ભૂક્કા બોલાવી દીધા ! તટાક્ તટાક્ કરતાંક સર્વ બંધનો તૂટી ગયા ! હાથી મુક્ત થઈ ગયો. જ્ઞાની ભગવંતો આ જ કહે છે,–

## જ્ઞાનાચારાદિ દરેકમાં વીર્યાચાર વણો :–

" વીર્યાચારનો ખપ કરો. જ્ઞાનાચાર–દર્શનાચાર–ચારિત્રાચાર ને તપાચાર,– આ ચારે ય આચરવાના ખરા, પરંતુ વીર્યાચારને આચરવાનું સાથે રાખીને આ ચાર આચરવાના, એટલે સંકલ્પ બળ, જોમ, ઉત્સાહ ... વગેરેની સાથે જ્ઞાનાચારાદિ દરેક આચાર આચરવાના. તો જ એ જ્ઞાનાચારાદિ દરેક ભલીવારવાળા અને વિકાસવાળા આચરાતા જશે.

એક ' અરિહંત ચેઇયાણં ' સૂત્રથી કાયોત્સર્ગ કરવાનો કહ્યો તે પણ કેવી રીતે કરવાનો ? તો કે ' વઢ્ઢમાણીએ સદ્ધાએ વઢ્ઢમાણીએ મેહાએ, વઢ્ઢમાણીએ ધીઇએ.... અર્થાત્ વધતી જતી એવી શ્રદ્ધાથી, વધતી જતી મેધાથી, વધતી જતી ધૃતિથી, વધતી જતી ધારણાથી, અને વધતી જતી અનુપ્રેક્ષાથી, કાયોત્સર્ગ કરવાનો. આમાં ' વધતી શ્રદ્ધા ' એટલે વધતું સંકલ્પ બળ ને વધતું ચિત્ત–પ્રણિધાન લગાવવાનું કહ્યું. નાના એક નવકારના કાઉસ્સગ્ગમા પણ જો આ શ્રદ્ધા–સંકલ્પબળ–પ્રણિધાન વધતું રાખવાનું હોય, તો બીજી જ્ઞાનાદિ આચારની આરાધનામાં એ કેટલું બધું વધતું રાખવાનું હોય ?

**વધતી શ્રદ્ધા, સંકલ્પ–બળ, અને ચિત્ત–પ્રણિધાન ચમત્કારિક કામ કરે છે.**

એ અહી હાથીના પ્રસંગમાં જોવા મળે છે. એણે આર્દ્રકુમાર મહર્ષિ પ્રત્યે શ્રદ્ધા–ભક્તિ વિકસાવી ચિત્ત–પ્રણિધાન કર્યું, અર્થાત્ નિર્ણયાત્મક સંકલ્પ કર્યો, કે કેમ આ બંધનથી છૂટું, ને દોડી જઈને એ મહર્ષિને વંદન કરું !' ત્યાં એના શરીરમાં જોમ પ્રગટવાથી લોખંડી સાંકળના પણ બંધન તડાક્ તૂ. કરતાંટી ગયા.

માણસને કોઈ તપ કરવાનો આવે, કોઈ ત્યાગનું વ્રત કે શીલનો નિયમ કરવાનો આવે, ત્યારે 'આ કેમ થશે?' એવો કાયરતાભર્યો વિચાર આવે છે. પરંતુ ત્યાં જો સંકલ્પ-બળ ઊભું કરે, ને વિચારે કે 'આમાં છે શું? કેમ ન કરી શકું? મારો આત્મા અનંત શક્તિનો માલિક છે. જરૂર કરી શકીશ.' આવો સંકલ્પ કરે, તો કરવાનું કાંઇ કઠિન નથી.

આજે માણસ ફરિયાદ કરે છે, 'મને કેમ ખોટા વિચાર બહુ આવે છે?' પણ એ મિટાવવાનો ઉપાય પણ આ જ છે કે, સંકલ્પબળ ઊભું કરી નિર્ધાર કરાય કે, 'મારે હવેથી આવા આવા સદ્વિચારો કરતા રહેવું છે, સતત ચાલુ રાખવા છે; ભલે કોઈ કામમાં પડું તો ય અંદરખાને આ વિચારો ચાલુ રાખવા જ છે,' અને એ પ્રમાણે પ્રયત્ન ચાલુ કરી દે, તો એ સંકલ્પ-બળથી સદ્વિચારો મનમાં ચાલુ થવાના, ને ચાલુ રહેવાના. અલબત્ એની વચમાં કુ-અભ્યાસથી બીજા ત્રીજા રદ્દી વિચાર આવી જવા સંભવ છે, પરંતુ એનુ પ્રમાણ પૂર્વે કરતાં ઓછું થઈ જવાનું. કેમકે સંકલ્પબળ પૂર્વક સદ્વિચારો સારા ચાલુ રાખ્યા છે.

## સદ્વિચારો શાના કરવા?

(૧) ભિન્ન ભિન્ન મહાન સતા-સતી આત્માના જીવન પ્રસંગોના;

(૨) જીવ, અજીવ, કર્મ,.... વગેરેના ભેદ-પ્રભેદોના;

(૩) સમકિતના ૬૭ વ્યવહારના;

(૪) અરિહંત પ્રભુના ૩૪ અતિશયોના;

(૫) ૧૪ ગુણસ્થાનકે બંધ-ઉદયના; એમ,

(૬) માર્ગાનુસારીના ૩૫ ગુણોના;

(૭) ધર્મ-યોગ્યતાના ૨૧ ગુણોના,

(૮) ભાવ શ્રાવકના-ક્રિયાગત-ભાવગત ગુણોના;

(૯) ચારિત્રની યોગ્યતાના ૧૬ ગુણોના....

વગેરે વગેરેના કેટલાય સદ્‌વિચારો ચલાવી શકાય. એમ,

(૧૦) એકેક સ્તવન-સ્તોત્ર-સજ્ઝાયના કડી કડીના સંકલનાબદ્ધ ભાવોના સદ્‌વિચારો કરી શકાય.

**નાગકેતુનું ભક્તિબળ :-**

પહેલું શ્રદ્ધાબળ, સંકલ્પબળ અને ભક્તિરાગ ઊભા કરવાની જરૂર છે. એ માટે નાગકેતુ, સુલસા શ્રાવિકા, ગૌતમ મહારાજા, ચંડરુદ્રાચાર્યના શિષ્ય, રુક્મી જેમના પર મોહિત થઈ એ રાજકુમાર, ... વગેરે આલંબન લેવાય, તો સંકલ્પબળ-શ્રદ્ધાભક્તિબળ ઊભા કરી શકાય છે. જુઓ, નાગકેતુને પ્રભુની પુષ્પ પૂજા કરતાં કરડિયામાંનો સર્પ કરડ્યો છે, ત્યાં નાગકેતુનુ ભક્તિબળ કેવું કે, મન પોતાની કાયામા ન લઈ જતાં વીતરાગ પરમાત્મામાં જ રાખ્યુ; તે એટલું બધું કે સર્પદંશ પહેલા જે ભક્તિરાગ હતો તેના કરતાં સર્પદંશ પછી પ્રભુ પર ભક્તિરાગ વધી ગયો! વીતરાગતામાં વધુ એકતાન બન્યા! પ્રભુની વીતરાગતામાં લીન થયા, તે એ વીતરાગતાનું પોતાના આત્મામાં પ્રતિબિંબ ઝીલ્યું! એમાં એકાગ્ર બનતાં શુક્લધ્યાન, અને ક્ષપકશ્રેણિ લાગી, વીતરાગ સર્વજ્ઞ બની ગયા!

ત્યારે આપણે એમનું આલંબન લઈ એમનો આ પ્રસંગ વિચારીને ચિંતવીએ કે "કેવી એમની ભક્તિ!

આખું જગત યાવત્ પોતાની કાયાને ય છોડી પરમાત્મામાં એકતાન બની ગયા કે 'વાહ પ્રભુ! મારે તો તું જ એક આધાર, તું જ એક જીવન, તું જ મારે સર્વેસર્વા છે!'

જો નાગકેતુ આવા સર્પદંશના વિષમ પ્રસંગમાં પણ વીતરાગ પ્રભુમાં ઉછળતા ભક્તિભાવથી એકતાન થઇ શકે, તો હું ચાલુ નાની તકલીફના પ્રસંગોમાં તો કેમ પ્રભુ પાછળ ઘેલો ન થઇ શકું?

આમ ઉત્તમનાં આલંબને સંકલ્પબળથી પ્રભુભક્તિ વિકસે.

એમ સુલસા શ્રાવિકાનુ શ્રદ્ધાબળ નજર સામે રાખતાં મનમાં લેવાય કે

'ધન્ય સુલસા! શુ તમારો પ્રભુ પર ભક્તિરાગ કે અંબડ વિદ્યાધર પરિવ્રાજકે જાણે સાક્ષાત્ જીવંત બ્રહ્મા-શંકર-વિષ્ણુ આકાશમાંથી ઉતાર્યા, આખું નગર જોવા ઉલટયું, પરંતુ સુલસા! તમને લેશ પણ આતુરતા ન થઈ કે 'લાવ, હું સહેજ જોઉં તો ખરી કે કેવાક છે એ?' બીજી બાઈઓ તાણવા આવે છે, 'ઊઠ ઊઠ, બાઈ સુલસા! ઊઠ, તુ બ્રહ્મા - ભગવાન શંકર - ભગવાનને જોવા તો ન આવી પણ હવે તો આ વિષ્ણુ - ભગવાન લક્ષ્મીદેવી સાથે સાક્ષાત્ આવ્યા છે, તો તે તો ચાલ જોવા?'

પરંતુ સુલસાનો એકજ જવાબ છે; "મારે મારા મહાવીર ભગવાનનું એટલું બધું જોવાનું છે, કે એ જોવા-માંથી ઊંચી આવું તો મારે બીજાને જોવાની ફુરસદ હોય ને? અને બાઈ! જો ને, મહાવીર ભગવાનમાં જે છે એમાંનું બીજા દેવોમા અંશેય નથી."

પ્રભુ પર આ ભક્તિ–રાગ તથા શ્રદ્ધા–બહુમાનનું બળ વિચારી સંકલ્પ–બળ ઊભું કરાય કે

**'હું ય કેમ પ્રભુ પર સુલસા જેવો ભક્તિરાગ, એના જેવું શ્રદ્ધાબળ ને એના જેવું બહુમાન ન ઊભા કરી શકું? કે જેથી જગતનું જોવાનાં અરમાન જ મરી પરવારે.'**

પછી જોવાનું ય શું? આકર્ષવાનું ય શુ? ને એની પાછળ મરી ફિટવાનું ય શું?

## ચંડરુદ્રાચાર્યના નૂતનશિષ્યનું ગુરુભક્તિબળ :–

ત્યારે ચંડરુદ્રાચાર્યના હમણાના દીક્ષિત શિષ્યની લાયકાત કેવીક ઊંચી! ગુરુભક્તિરાગ કેટલો બધો તેજસ્વી! આચાર્ય પાસે મશ્કરીમાં દીક્ષા માગી હતી. ક્યારે? જ્યારે હજી તો હાથ પર તાજા લગ્નનું મીંઢળ છે ત્યારે! છતાં ગુરુએ સાચેસાચ એના માથાનો લોચ કરી નાખેલો! એટલે એણે પણ 'હવે મુડાયા ભાઈ મુંડાયા' કરી સાચેસાચ ચારિત્ર લઈ લીધેલ! પરંતુ હવે 'પોતાના સ્વજનોથી ગુરુ ઉપદ્રવમા ન મૂકાય' એ માટે એ રાતોરાત ગુરુને લઈને જંગલના રસ્તે નીકળી પડે છે. અંધારે જમીનનાં ઊંચા નીચા ભાગમાં વૃદ્ધ ગુરુ ચાલતાં ખચકા ખાય છે, તેથી એ શિષ્ય પર ગુસ્સે થાય છે, 'હરામી! આ મુકામમાં શાંતિથી બેઠા હતા, તે અમને અહીં અંધારે ઠોકાવા લઈ આવ્યો?'

વર્ષોના સંયમી આ ગુરુ ગુસ્સે થાય છે! ત્યારે આ હમણાનો દીક્ષિત નવો સાધુ એટલો બધો સૌમ્યભાવ રાખે છે, કે એ કહે છે 'ગુરુજી! ખરી વાત, આપને આ હું

કષ્ટ આપી રહ્યો છું. તેની ક્ષમા ચાહુ છું. આપ તો મહાન પુરુષ છો, મને માફ કરો. આવો મારા ખભે બેસી જાઓ, આપને હું ઊંચકીને સાવચેતીથી લઈ ચાલીશ, જેથી આપને કષ્ટ નહિ પડે!'

ગુરુને એ ખભે ઊંચકીને ચાલવાનું કષ્ટ ઊપાડે છે, ને ઉપરથી અહોભાગ્ય માને છે કે 'વાહ કેવો સરસ યોગ! દીક્ષા લઇને તરતમાં જ ગુરુજીને ઊંચકીને ચાલવાનો મહાન લાભ મળ્યો! અહોભાગ્ય મારાં!'

શું છે આ? વધતું ભક્તિબળ અને સંકલ્પબળ.

**ગુરુ સમજીને કર્યા છે, તો હવે જાતને ભૂલી ગુરુસેવા જ મન પર રાખવાની.**

**મશ્કરીમાં લોચ પછી કેવીક વૈરાગ્યભરી સમજ :–**

અલબત્ પહેલાં પોતે 'દીક્ષા આપો' એમ મશ્કરીમાં કહ્યું હતું; અને આચાર્યે લોચ કરી પણ નાખ્યો હતો, કિન્તુ પછી કાંઈ આચાર્યે દીક્ષા આપવાનો બળાત્કાર નથી કર્યો, એ તો પોતે જ વિચાર્યું કે 'હવે જો મૂંડાયેલ મસ્તકે ઘેર જાઊં તો બધા મશ્કરી કરે. એના કરતાં હવે તો કેમ? તો કે મૂંડાયા ભાઈ મૂંડાયા; મૂંડાયા તો દીક્ષા લઈ જ લેવી.'– એમ વિચાર કરી દીક્ષા પોતે જ માગી લઈને આચાર્યને ગુરુ બનાવ્યા છે, એ સમજીને જ બનાવ્યા છે. શું સમજીને? આ જ કે

ભલે હસવામાંથી ખસવું થયું, પરંતુ તે લાભમાં જ

છે. આમ મોહમાયા મુકાત નહિ, તે આ રીતે ય મુકાઇ જાય છે ને? કાયાદિ બહારનું ભલુ ને બહારની મોહમાયા તો અનંતીવાર કરી, પણ નથી કર્યું પોતાના અંદરવાળાનું ભલું; તે આ અંદરવાળા મારા પોતાના આત્માનુ ભલું કરવાનો મોકો મળી ગયો! આમાં મુખ્યપણે કારણ તારણહાર ગુરુ છે, તો જીવનભર એમની ઉપાસના કરી લઉં. એમાં કઠણાઈઓ આવે, ગુરુનો ઉગ્ર સ્વભાવ વેઠવાનું આવે, તો તેની ચિંતા નહિ કરવાની. બસ, ઘરે મોહાંધ અને દુર્ગતિમાં પટકનારી બૈરીની ઉપાસના કરતો બેસત, એ ઉપાસના તો મારણહાર! એના કરતા આ ગુરુ તો જ્ઞાની, સ્વયં મોહમુક્ત, ને આપણને સદ્ગતિમાં ચડાવનારા! એમની તારણહાર ઉપાસના શી ખોટી? **ધન્ય ભાગ્ય મારાં કે તારણહાર ઉપાસના કરવા માટે સંયમી નિર્મોહી ગુરુ મળી ગયા!**

બસ જીવનભર ગુરુની ઉપાસના કરીને ભવસાગર તરી જાઉં."

–આ સમજ સાથે સંકલ્પ–બળ ઊભું કરી દીધું છે, ને વિશિષ્ટ ચિત્ત–પ્રણિધાન સરજી દીધુ છે. હવે અહીં જંગલમાં ગુરુના ટોણાં મળે છે. તેથી શું? ઉપાસના **કરવા માટે તો ગુરુ કર્યા છે, તો ગમે તેવી કઠણાઇઓમાં પણ એમની ઉપાસના જ કર્યે જવાની.**

જીવનનું સાધ્ય ગુરુ–ઉપાસના બનાવ્યું છે, તો એમાંથી ચલિત નહિ થવાનુ, એમાં સ્થિતપ્રજ્ઞ જ બન્યા રહેવાનું." આ નિર્ધાર છે એટલે ગુરુને ખભે ઊંચકી ચાલવાનો મોકો -આવ્યો તો એને વિશિષ્ટ ઉપાસના સમજી અહોભાગ્ય માને

છે. પરંતુ આટલેથી ય પતતુ નથી, અંધારી રાત છે. એટલે પોતાને રસ્તાના ઊંચા નીચા ભાગ દેખાતા નથી, તેથી સપાટ જમીન માનીને નીચી ખાડા જેવી જમીન પર પગલું મૂકવા જતા આગળ આંચકો લાગે છે, તેમજ ઊંચી સહેજ ટેકરા જેવી ભૂમિ પર પગ પડતા પાછળ આંચકો લાગે છે. એમાં ગુરુ શિષ્યના ખભે બેઠા હોવાથી ગુરુને ય આંચકા લાગે છે.

તેથી ગુરુ ગુસ્સે થઈ હાથમાંનો ડંડો શિષ્યના લોચ કરેલા માથા પર ઠોકે છે! ત્યાં શિષ્યને ભારે વાગવા સાથે લોહીની ધાર છૂટે છે, ઉપરથી ગુરુનો ટોણો તૈયાર છે, — "પાપિયા! આ સુખે બેઠા હતા, ત્યાંથી આ હચ-હચામા લાવી નાખ્યા? કયા ભવનો વૈરી મળ્યો? જોને ગધેડાની ચાલે ચાલવા શીખ્યો છે?"

છતાં આ સંકલ્પ બળ અને વિશિષ્ટ ચિત્ત-પ્રણિધાન-વાળો નૂતન મુનિ નમ્રતાથી કહે છે, 'મારા તારણહાર ગુરુદેવ! હું ભૂલ્યો, હવે બરાબર ચાલીશ, માથે પોતાને બધી બળાતરા ગુરુએ ઊભી કરી છે, પણ તે વિસાતમાં નથી! કેમકે એકજ લક્ષ છે—'ગુરુને શાતા આપી ગુરુની ઉપાસના કરવી છે.' 'બરાબર ચાલીશ' કહ્યુ તો ખરું, પણ અંધારે જંગલના ઊંચા નીચા રસ્તા પર શી રીતે બરાબર ચાલી શકે? એટલે વળી ઊંચુ-નીચું આવતાં વળી આંચકો લાગે છે. એટલે વળી ગુરુ વધારે ગુસ્સાથી શિષ્યના માથામાં ડંડો ઠોકી તડૂકે છે, 'હાય! મારી કમ્મર તોડી નાખી, ગધેડો! આ કેવો ચાલે છે? મારી નાખ, મારી નાખ મને.' એમ કહેતાં ગુસ્સો અપરંપાર છે. છે ને ઉપસર્ગ? કેવોક?'

માથામાં લ્હાયો ઊઠી છે, માથું લોહીથી ખરડાઈ ગયું છે,-છતા શિષ્યની સંકલ્પબળવાળી ઉચ્ચ આત્મદશા દેખો.

## શિષ્યનો પ્રશસ્ત પશ્ચાત્તાપ ને કેવળજ્ઞાન :–

એ જાતનો પશ્ચાતાપ કરે છે કે 'આ હું કેવો અજ્ઞાન! કે રસ્તો દેખાતો નથી, અને ગુરુને ત્રાસ આપી રહ્યો છું! ઉપાસના માટે ગુરુ કર્યા, તો ઉપાસનામાં તો ગુરુને શાતા આપવી જોઈએ, એના બદલે હું અભાગિયો એમને ભારે અશાતા આપી રહ્યો છું! હાય! મારી કેવી નાલાયકતા ને હીનભાગિતા? ગુરુદેવ બિચારા મુકામમાં શાતિથી બેઠા હતા, એમને મે લાવીને અશાંતિમાં નાખ્યા! મારા પૂર્વ ભવનાં કેવા દુષ્કૃત!' બસ, ઉપાસનાનુ સંકલ્પબળ અને વિશિષ્ટ ચિત્ત-પ્રણિધાન ઊભુ છે, તેથી મન એ ધ્યાનમાં સ્થિર બની ગયું, શુકલધ્યાન ખૂલ્યું! ક્ષપક શ્રેણિ લાગી! મોહનીયકર્મનો નાશ કરી વીતરાગ બન્યા! ને તરત જ બાકીના ઘનઘાતી કર્મોનો નાશ કરી સર્વજ્ઞ બન્યા! એ ઉત્તમ શિષ્ય કેવળજ્ઞાન પામ્યા!

હવે તો કેવળજ્ઞાનથી રસ્તો સાફ દેખે છે, એટલે આડા-અવળા પણ સપાટ રસ્તા પર જ ચાલવા લાગ્યા, એટલે આચકા બંધ થઈ ગયા! ગુરુને શાતા વળી! એટલે ગુરુ બોલે છે, 'હવે કેમ બરાબર ચલાય છે? ડંડાનો જ ઘરાક હતો, હવે ક્યાંથી સીધો રસ્તો દેખાયો?'

શિષ્ય કહે 'જ્ઞાનથી હવે રસ્તો ક્યાં ક્યાં સપાટ છે તે દેખાય છે.' ગુરુ ચોંક્યા પૂછે છે, – 'કયા જ્ઞાનથી? અવધિજ્ઞાનથી?'

શિષ્ય કહે છે, 'ના; કેવળજ્ઞાનથી.'

## ગુરુનો પ્રશસ્ત પસ્તાવો:-

આ સાંભળીને ગુરુ ક્યાં ઊભા રહે? સાંભળતાં જ ગુરુ શિષ્યના ખભેથી ઝટ નીચે કૂદ્યા, ભારે પસ્તાવો કરતાં હાથ જોડી ક્ષમા માગે છે, કહે છે, 'ભગવન્! ભગવન્! આ મેં શું કર્યું? ક્ષમા કરો, ક્ષમા કરો,' એટલામાં તો અજવાળા નીકળ્યા, અને જુએ છે તો 'શિષ્યનું માથું લોહીએ રંગાયેલું છે,' એટલે તો પશ્ચાત્તાપ ભારે વધી ગયો, હૃદય ભારે ગદ્ગદ્ થઈ ગયું. આંખમાં લોહીનાં આંસુ સાથે બોલે છે, 'અરરર! એક તો નૂતન મુનિ, લોચ કરેલુ માથું; ને એના પર આટલા વરસના સંયમી મે પાપીએ કસાઇની જેમ ડંડા ઠોકયા? કેવળજ્ઞાનીના ખભે બેસીને ચાલ્યો? ઓ પ્રભુ! પ્રભુ! મારી કઈ ગતિ થશે? કેટલો બધો હું નીચ પાપાત્મા?...'

### ગુરુને ય કેવળજ્ઞાન :-

બસ, અહીં કેવળજ્ઞાની શિષ્ય જુએ છે કે, 'આ પશ્ચાત્તાપ અને આત્મનિંદાના શુભ અધ્યવસાયની ધારામા આગળ વધી રહ્યા છે, એટલે હાલ એમને કશુ આશ્વાસન આપવાની કે કશો વિવેક બતાવવાની કે સારું લગાડવાની જરૂર નથી કે 'તમે ય શું કરો? આ વૃદ્ધ ઉમરે આખા શરીરને આચકા લાગે એટલે શું થાય?' ના, એમ વિવેક બતાવવા જાય, આશ્વાસન આપવા જાય, તો ગુરુનો પશ્ચાત્તાપ મોળો પડી જાય, શુભ અધ્યવસાયની ધારા વધતી ચાલી છે તે અટકી જાય, તો કેવળજ્ઞાને ન પહોંચે.

શિષ્ય કેવળજ્ઞાની મૌન છે, અને ગુરુ આચાર્ય વધતા શુભ ભાવમાં ધર્મધ્યાન ઉપર શુકલધ્યાનમા ચડી ગયા! ચારે ય ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા! કેવા શિષ્ય! કેવા ગુરુ!

ગુરુ ભારે ગુસ્સાના સ્વભાવવાળા હતા, એમાંથી સીધા વીતરાગ સ્વભાવવાળા બની જાય છે! હેં, સ્વભાવ ફરે? પણ અહીં ફરી ગયો ને? ફર્યો તે કેટલો બધો ફરી ગયો? સામાન્ય ક્ષમાશીલ સ્વભાવ નહિ, પણ ક્ષાયિક ક્ષમાના કાયમી સ્વભાવવાળા બની ગયા! તે પણ એકલો ક્રોધનો નાશ નહિ, કિન્તુ માન, માયા, લોભ, રાગ, દ્વેષ, હાસ્ય, શોક, રતિ, અરતિ વગેરે સમસ્ત કષાયોનો સંપૂર્ણ નાશ!

કહે છે 'પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય.' શું પ્રાણ ને પ્રકૃતિ સાથે જાય? કે પ્રાણ ઊભા રહે અને પ્રકૃતિ જાય ખરી? કહો,

**પ્રકૃતિ બદલવાના વિશિષ્ટ ચિત્ત–પ્રણિધાન સાથે દૃઢ સંકલ્પ થાય ને એ સંકલ્પને બળવાન બનાવાય, તો પ્રકૃતિને બદલ્યે જ છુટકો.**

**પ્રકૃતિ બદલ્યાના દાખલા :–**

જુઓ પૂર્વ પુરુષોના જીવન; પ્રકૃતિ બદલ્યાના ઢગલાબંધ પ્રસંગ જોવા મળે છે. દા. ત.

(૧) ચંડકોશિક સાપનો પૂર્વભવોથી ઊતરી આવેલો કેવો ક્રોધિલો સ્વભાવ? પણ ભગવાનનાં 'બુજઝ બુજઝ ચંડકોસિયા!' એવા વચનથી એને જાતિસ્મરણ થતાં એણે ક્રોધિલી જન્મસિદ્ધ પ્રકૃતિને પણ ઠુકરાવી દીધી!! શી રીતે? કહો, વિશિષ્ટ ચિત્ત–પ્રણિધાન અને સંકલ્પ–બળથી. કીડીઓ

એના શરીરે છિદ્રે છિદ્રે ચટકી રહી છે, શરીરની અંદરમાં પેશીને તીક્ષ્ણ ચટકા મારી રહી છે, પણ અહીં તો ગુસ્સો કરે એ બીજા, ચંડકોશિક નહિ. પંદર દિવસ ઘોર પીડા સહતો રહ્યો, મોત આવ્યું ત્યાં સુધી સહતો રહ્યો, પણ લેશમાત્ર ગુસ્સો ન કર્યો. 'મારે ક્રોધ કરવો હરામ છે' એવા દૃઢ સંકલ્પના બળ ઉપર પ્રકૃતિ શું કરે ?

**પ્રકૃતિનું કાંઈ ઊપજ્યું નહિ. પ્રાણ ઊભા છે, ને સંકલ્પબળથી પ્રકૃતિ બદલાઈ ગઈ !**

પૂછો,—

પ્ર૦— ચંડકોશિકને આવું સંકલ્પબળ શી રીતે આવ્યું ?

**સંકલ્પબળનો ઉપાય :—**

ઉ૦— સંકલ્પબળ એ રીતે આવ્યું, કે એણે જાતિસ્મરણ જ્ઞાનથી પૂર્વના સાધુભવમાં કરેલ ગુસ્સાનું ભયંકર પરિણામ અહીં જોયું, તેથી હવે નવો ગુસ્સો કરી ભાવી ભયંકર પરિણામ ઊભું કરવું નથી, એટલે ગુસ્સો ન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો, નિર્ધાર કર્યો. આ સંકલ્પબળ ઊભું કરી કીડીઓના ચટકા સહન કરવાનું શરૂ કર્યું. પૂર્વનું સાધુજીવન યાદ આવ્યું છે, એટલે એમાં જે શાસ્ત્રમાંથી શીખેલા કે 'ક્રોધે ક્રોડ પૂરવતણું સંયમ-ફળ જાય' એ નજર સામે તરવરે છે; તેથી સંકલ્પબળ પ્રગટ્યું છે, ક્રોડ પૂર્વ વર્ષો સુધી સંયમ પાળ્યું હોય, એનું ફળ કેટલું બધું મોટું હોય ?

**સંયમમાં શું શું, અને સંયમના ફળમાં શું આવે ?**

(૧) સંયમમાં મહાવ્રતો પાળ્યા, (૨) સાધ્વાચારો આચર્યા; (૩) પાંચ સમિતિ-ત્રણ ગુપ્તિ આરાધી; (૪) સાધુની

દશવિધ સામાચારી પાળી; (૫) શાસ્ત્રોના ભરચક સ્વાધ્યાય કર્યા....વગેરે વગેરે બધું સંયમ કહેવાય.

એના ફળમાં શું શું આવે ? કહો,–

(૧) પહેલા નંબરમાં, ઉપશમભાવ અને ઉદાસીનભાવની આંતરિક વિશુદ્ધિ આવે. જેમ જેમ સંયમ પળાતુ જાય, તેમ તેમ આ આંતરિક ઉપશમભાવ–ઉદાસીનભાવની વિશુદ્ધિ વધતી જાય.

(૨) બીજા નંબરમાં, જન્મ જન્માતરના અઢળક પાપ-કર્મનો અને અશુભ અનુબંધોનો ક્ષય થાય, એ સંયમનું ફળ.

(૩) ત્રીજા નંબરમાં ફળ તરીકે અઢળક શુભ અનુબંધ ઊભા થાય.

(૪) ચોથા નંબરમાં ફળ,–વૈમાનિક દેવલોકના અઢળક પુણ્ય બંધાય. ક્રોડ પૂર્વ વર્ષોનાં સંયમનાં આ ફળ નષ્ટ કરવાની તાકાત અનતાનુબંધી ક્રોધમા છે, એ સંયમમાં નષ્ટ થાય ત્યારે,

## ક્રોધે ક્રોડપૂર્વનું સંયમ નષ્ટ કેવી રીતે ?

**અનંતાનુબંધીના ક્રોધ આદિ કષાય શેનો શેનો નાશ કરે ?**

(૧) ક્રોડ પૂર્વ વર્ષો સુધી ઝગમગાવેલ ઉપશમભાવ અને ઉદાસીનભાવનો નાશ.

(૨) નવાં જોરદાર પાપકર્મ એવાં ઊભાં કર્યાં કે જેની આગળ પૂર્વે સંયમથી કરેલ પાપકર્મ–ક્ષય વિસાતમાં ન રહ્યો. જેમ, ગાઢ મળદોષની કે સંગ્રહણીની બિમારીમાં સો

દિવસ કડક પથ્ય-પરેજી પાળી પાળીને મળદોષનો જ્યારે ક્ષય કર્યો હોય, પરંતુ એક જ વાર ભારે કુપથ્ય સેવી લે, તો પૂર્વે કરેલ વ્યાધિક્ષય વિસાતમાં રહેતો નથી; એમ અહીં અનંતાનુબંધી ક્રોધથી બંધાતા ભારે પાપકર્મની આગળ પૂર્વનો પાપક્ષય વિસાતમાં રહેતો નથી; એટલે એમ કહેવાય કે જાણે પાપક્ષયનો જ નાશ થઈ ગયો !

(૩) એમ, નવાં પાપકર્મની સાથે આ અનંતાનુબંધી ક્રોધથી નવા પાપાનુબંધ એવા ઊભા થાય છે, કે પૂર્વે સંયમથી સાધેલા અઢળક શુભાનુબંધ-પુણ્યાનુબંધ પણ હવે નષ્ટ થઇ જાય છે. તીવ્ર ક્રોધનો ભાવ એ તીવ્ર અશુભ ભાવ છે. એની તાકાત આ છે, કે એ પૂર્વના શુભ અનુબંધોને તોડી નાખે. આમ ક્રોધથી સંયમજનિત શુભાનુબંધોનો નાશ થાય.

(૪) ક્રોધથી તીવ્ર પાપકર્મો જે બંધાય છે, એમાં પૂર્વના કેટલાય પુણ્યકર્મો સંક્રમિત થઈ નષ્ટ થાય છે. આમ ક્રોધથી પૂર્વના સંયમજનિત પુણ્યનો સંક્રમ થવાથી નાશ થાય. પૂર્વ પુણ્યકર્મનો વર્તમાનમાં બંધાતા પાપકર્મમાં સંક્રમ થવાથી પૂર્વના પુણ્યનો નાશ.

આ પરથી સમજાશે કે જ્ઞાની ભગવંતો જે કહે છે કે, 'ક્રોધે ક્રોડ પૂરવતણું સંયમફળ જાય' એ ખોટું નથી. અગ્નિશર્માએ છેલ્લે છેલ્લે રાજા ગુણસેન પર ક્રોધ કર્યો તો એના લાખો પૂર્વના સમતાભાવે સેવેલા માસખમણના પારણે માસખમણના તપ એળે ગયા !! એનો લાખો પૂર્વેનો સમતાભાવ રસાતલ થઇ ગયો ! એનું ફળ નષ્ટ થઇ ગયું !

**અતિ અલ્પ સમયના ક્રોધથી આ ભયંકરતા ?**

હા, એક નાની પણ અગ્નિની ચિનગારી જંગી મોટી ઘાસની ગંજીને બાળીને ભસ્મસાત્ કરે છે.

નહેરો માટેના જંગી મોટા બંધમા એક નાનું ગાબડું પડે તો એજ સંગૃહીત કરેલા પાણીના પૂર વહી ચાલીને ગામડાનાં ગામડા તારાજ કરી નાખે છે.

સેંકડો દાવ રમી કરોડપતિ થયેલ જુગારી એકજ દાવમાં સહેજ ગફલત કરતાં કરોડે કરોડ પૂરા ગુમાવી દે છે ! આવા તો ઢગલો દાખલા કે જેમાં વિરોધી થોડુ ક તત્ત્વ ઘણા બધાનો નાશ કરી નાખે ! એમ ક્રોધ ક્રોડ પૂર્વના સંયમ–ફળનો નાશ કરી દે. એ અ–ઘટમાન અસંગત નથી, સંગત છે. આ હિસાબે જાતનો વિચાર કરવા જેવો છે કે,–

"(૧) ગુસ્સો કેટલો કરવા જોઈએ છે ? ને

(૨) કેટલીવાર કરવા જોઈએ છે ?

"તો પછી એમાં ૫–૫૦ વરસના સાધેલા દેવદર્શન–પૂજા અને મામૂલી ત્યાગ–તપ–વ્રત–નિયમરૂપી ધર્મનું ફળ કેટલું સલામત રહેવાનું ? ક્રોધથી મોટા મહારથી તપ અને સંયમ-ધર્મનાં ફળ નષ્ટ થાય, તો આપણા મામુલી ધર્મના ફળ નષ્ટ ન થાય ? આવી ભયંકરતા ક્રોધ કરીને આપણી જાતે જ ઊભી કરવાની ?

"આપણને અથાગ પુણ્યે મળેલા મહા કિંમતી મનનો શું આ જ ઉપયોગ કરવાનો કે આવા મોંઘેરા મનથી વર્ષોના ધર્મફળને નષ્ટ કરનારા ભયંકર દુષ્ટ ક્રોધ પિશાચને પોષવાનો ?"

**ક્રોધથી બેવડું નુકસાન :–**

જરાક જરાકમાં ગુસ્સો કરનારને આ ક્યાં વિચારવું છે ? કે,–

(૧) આ જેની ખાતર હું ગુસ્સો કરું છું એ તો બહુ તુચ્છ બહુ મામુલી ચીજ છે., પરંતુ આ ક્રોધ મારા સાધેલા ધર્મથી મળનારા મહાકિંમતી ફળનો નાશ કરી દે છે ! તો શુ આ કિંમતી ફળના ભોગે વર્તમાનની મામુલી વસ્તુને સાચવવા ગુસ્સો કરવાનો ?

(૨) વળી પરલોકના મહાન ધર્મ–ફળ નષ્ટ થાય એટલું જ નથી, પરંતુ ક્રોધથી ભાવી દુઃખદ દુર્ગતિઓ અને એમાં કારમા દુઃખો ઉપરાંત ભયંકર પાપ–લેશ્યાઓ અને પાપાચરણો કેવા ચાલવાના ? શું આનો વિચાર અહીં આવો રુડો માનવભવ, ચકોર માનવમન અને જૈનધર્મ પામીને પણ નહિ કરવાનો ?

ચંડકોશિયો ક્રોધનાં આ જાલિમ પરિણામ દેખે છે, તેથી દૃઢ સંકલ્પ કેમ ન કરી શકે કે 'ગમે તે થાઓ ક્રોધ નહિ કરવાનો ?' સેંકડો હજારો કીડીઓથી ચવાવા છતાં સંકલ્પને વધુ બળવાન બનાવી મનમાં જરાય ક્રોધ લાવતો નથી.

# [૩૬] સંકલ્પબળનું મહત્ત્વ

મહાનિશીથ સૂત્રમાં સ્ત્રી-રાજા રુક્મીના ચરિત્રમાં બ્રહ્મચારી રાજકુમારનો પ્રસંગ આવે છે. રુક્મીને સારી બ્રહ્મચારિણી હોવાનું સાંભળીને એના પવિત્ર દર્શને એની રાજસભામાં એક પરદેશી રાજકુમાર દાખલ થાય છે, ને બેઠક પર ગોઠવાઈ જાય છે. ત્યાં રુક્મી નવા આગંતુકો પર નજર ફેરવતાં, જ્યા આ રાજકુમાર પર એની દૃષ્ટિ પડી, ત્યાં આનું અતિ સુંદર રૂપ જોઈને એ મોહિત થઈ, ને આના પર રાગની દૃષ્ટિ નાખે છે.... એ જ વખતે રાજકુમાર વિચારે છે કે

'અરે ! ધિક્કાર પડો આ મારા રૂપને ને રૂપાળા શરીરને ! કે એણે આ બિચારી એક બ્રહ્મચારિણી બાઈને ભુલાવી ! આવું દુષ્ટ શરીર જોઈએ નહિ, બસ, આપઘાત કરી દઉં,

પરંતુ આપઘાતમાં આ શરીરથી સાધી લેવાનુ રહી જાય, માટે વિધિપૂર્વક સંયમ અને તપથી શરીરનો કસ ખેંચી લઇ આ રૂપને અને રૂપાળા શરીરને ક્રમશઃ ઉતારી નાખી છેવટે અંતિમ અનશન કરી લઉં, તરત જ એ 'માફ કરજો, અહીં હું નહી રહી શકું' કહેતોક ત્યાંથી ઊઠી ચાલ્યો ગયો; બીજા રાજ્યમાં ગુરુની શોધ માટે રાજાનો મેમાન બન્યો.

રાજા પૂછે 'ક્યાંથી પધાર્યા ?'

આ કહે,—'એક રાજ્યમાંથી'

રાજા પૂછે,— 'કોના રાજ્યમાંથી ?'

રાજકુમાર કહે 'નામ પૂછશો નહિ. દુરાચારીનું નામ સાંભળશો તો આજે ખાવાથી ટળશો.'

રાજા– 'એમ ખાવાનું ટળતું હશે ?'

આ કહે.– 'હા, હુ બરાબર કહુ છું.'

રાજા કહે 'ભલે ટળે. કહો.'

આ કહે 'આગ્રહ રહેવા દો. હું ખરું કહું છું ભોજન વિનાનાં રહેશો !'

રાજા કહે 'ઓહો ! એટલામાં શાનું ભોજન ટળે છે ? ઊભા રહો. ભોજન મંગાવું છું. એ આવે પછી નામ બોલો.' કહી માણસ પાસે ભોજનના બે થાળ મગાવ્યા, હાથમા કોળિયો લઇ કહે,– 'બોલો હવે નામ; અખતરો કરવો છે.'

તો ય રાજકુમાર કહે 'રહેવા દો. અખતરો કરવામા સાર નહિ નીકળે.'

તો ય રાજાનો આગ્રહ થતાં કુમાર જ્યાં નામ બોલે છે કે 'રુક્મીના રાજ્યમાંથી,' એટલામાં તો રાજા કોળિયો મોંમાં મૂકવા જાય એ પહેલાં જ નીચે બહારમા ભયંકર કોલાહલ ઊઠ્યો 'નાસો,' 'ભાગો,' 'મારો,' 'પકડો,' 'ક્યા ગયો એ રાજા હરામી ?'..

શું હવે રાજા જમવા બેસે ? કોળિયો મોંમાં મૂકે ? હાથનો કોળિયો પડી ગયો નીચે ! રાજાના હોશકોશ ઊડી ગયા. લાગ્યું 'દુશ્મનનું લશ્કર નગરમાં ઘુસી ગયુ છે ને સુભટો ઠેઠ મહેલની નજીક આવી ગયા છે.' હવે રાજા ત્યાં શાનો ઊભો રહે ? એ તો સીધો મહેલના ગુપ્ત ભાગમાં

જ્યાંથી જમીનની અંદર સુરંગ ખોદાવી રાખેલી હતી, અને તે સુરંગ ભૂગર્ભમા જ નગરની બહાર દૂર જંગલની અંદર નીકળતી હતી, એ સુરંગમાં જ ઊતરી ગયો ! ન મેમાનને સંભાળવા રહ્યો, કે ન પરિવારને, કે ન ખજાના ઝવેરાતને સંભાળવા રહ્યો !

કેવી ગોઝારી સ્વાર્થાંધ દશા ? મેમાનની ખબર ન લે ? એમને સાથે ન લે ? મેમાન તો ના જ કહેતા હતા—'દુરાચારીનુ નામ ન બોલાવો,' છતા આગ્રહથી બોલાવ્યુ, અને આફત ઊતરી પડી ત્યારે એને મૂકીને ભાગ્યો ! આમ પોતાના વાંકે હવે મેમાન પર પણ શત્રુના સૈનિકોની આપત્તિ આવી છે, તો એમની તો સંભાળ કરવી જ જોઈએ ને ? રક્ષણ માટે સુરંગમા એમને તો સાથે લેવા જ જોઈએ ને ? પણ સ્વાર્થાંધ રાજા એમને ય મૂકીને પોતે એકલો સીધો સુરંગમાં ચાલ્યો ગયો

**ગોઝારી સ્વાર્થમાયા ! માણસને એ કેટલો અધો નીચી પાયરીએ ઉતારી કેવા અધમ કનિષ્ઠ કોટિનો બનાવી દે છે ?**

આપણુ આત્મદ્રવ્ય કનિષ્ઠ એટલે કે અધમાધમ કોટિનું બને એની કશી ચિંતા જ નહિ ? એનુ કશું દુ:ખ નહિ? તે આપણી જાતે જ એને અધમાધમ બનાવીએ ? શેની ખાતર ? એવી તુચ્છ વસ્તુની ખાતર કે જે માત્ર આ જીવનમા જ ઉપયોગી, અને 'આંખ મીંચે ડૂબ ગઈ દુનિયા' હોય ! ત્યારે

**અધમાધમ બનાવેલ આત્મદ્રવ્ય લઇને પર-લોક ચાલવાનું, તે આત્મા જન્મોજન્મ દૂષિત અને દુષ્ટ બન્યો રહેવાનો !**

ત્યારે, સ્વાર્થાંધને અહીં આ લોકમાં પણ શું છે ? એની અધમચેષ્ટામાં અહીં પણ એ લોકમાં નિંદાય છે; તેમજ સ્વાર્થ–માયામાં ક્યારેક તો એવી વિટંબણામાં ફસાય છે કે લોકમાં ભોઠો પડે ! અને બીજાની સહાય પણ ન પામે !

એથી ઉલ્ટું સ્વાર્થમાયા ગૌણ રાખી,

**પરાર્થ–રસિક બનવાથી અવસરે કર્મજનિત વિટં-બણામાં બીજાઓ સામેથી સહાય કરવા આવે છે !**

**આવા પરાર્થરસિક બન્યા રહેવા માટે સંકલ્પબળ જોઈએ.**

દૃઢ સંકલ્પ જોઈએ તો જ અવસરે પરાર્થ પહેલો યાદ આવે. રાજામાં એ સંકલ્પ–બળ હતું નહિ, તેથી પોતે જ ઊભી કરેલી આપત્તિમાં મેમાનને જીવલેણ પ્રસંગમાં છોડી દઈ, પોતે પોતાનો જીવ બચાવનાર સુરંગમાં ઊતરી પડ્યો ! આ અધમાધમતા આપણા જીવનમાં ન આવવા દેવી હોય તો પરાર્થ–વૃત્તિનું સંકલ્પ–બળ પહેલું ઊભું કરવું જોઇએ, અને એનો નાનો નાનો પણ અમલ કરવો જોઈએ.

અસ્તુ રાજા તો પેલા બ્રહ્મચારી રાજકુમારને નિરાધાર છોડીને સુરંગમાં પેસી ગયો, પરંતુ હવે જુઓ કે રાજકુમારનું સંકલ્પબળ કેટલું અદ્દભુત કામ કરે છે ! ને એને કેવો ચમત્કારિક બચાવ આપે છે !

રાજા તો ગયો, હવે કુમારને બહાર નીકળી જવું છે. એથી જ્યાં દરવાજા તરફ આવવા જાય છે, ત્યાં બહારમાં 'મારો કાપો, પકડો રાજાને.'નો કોલાહલ સંભળાય છે, તો નીકળી જવું શી રીતે ?

**બ્રહ્મચર્યની પરીક્ષા :-**

અહીં કુમાર જરા ય ગભરાયા વિના એક વિચાર કરે છે કે,-

**"મેં એક પરીક્ષા અબ્રહ્મચર્યની-દુરાચારની તો જોઇ; પરંતુ હવે બ્રહ્મચર્યની પરીક્ષા જોઉં !"**

એમ વિચારી સંકલ્પ કરે છે કે 'જો મારા બ્રહ્મચર્યનો પ્રભાવ હોય તો હું આ તલવાર-ભાલા-બરછીવાળા ટોળા વચ્ચેથી ખેમ ને કુશળ બહાર નીકળી જાઉં.'

પોતાના બ્રહ્મચર્ય પર કેટલો બધો વિશ્વાસ હશે, કે આવો સંકલ્પ કરે છે ? કરે છે એટલું જ નહિ, પણ બહાર જ્યા સામે સશસ્ત્ર અને બૂમો પાડતુ ટોળું ચાલ્યું આવતું દેખાય છે, ત્યા એની સામે જ વિના ગભરાટે ચાલવા માંડે છે !

બ્રહ્મચર્યનો આવો વિશ્વાસ બ્રહ્મચર્યના કેવાંક પાલન પર ? કહો, જીવનમાં સમજણ અવસ્થામાં ને વિકારોની અવસ્થામા આવ્યા પછી એક પણ પરસ્ત્રીને એકવાર પણ જોવાની ઇચ્છા-આતુરતા ન કરી હોય ત્યારે. અરે ! જોવાની ઇચ્છાની વાત શી, સ્ત્રીશરીરનો કદાચ અશુચિત્વ ભાવનાથી કે વૈરાગ્ય ભાવનાથી વિચાર આવ્યો હોય એ જુદી વાત, પરંતુ રાગથી 'એ કેવું' એનો લેશ પણ વિચાર આવવા ન દીધો હોય, ત્યારે પોતાના બ્રહ્મચર્યનો વિશ્વાસ રહે. કારણ ?

કુમાર સમજે છે કે

**સ્ત્રીનું દર્શન, સ્ત્રી સાથે વાતચીત, કે સ્ત્રીનું સ્મરણ વગેરે ખતરનાક છે.**

એકવાર પણ એ અનુભવ કર્યો તો એના મનમાં સસ્કાર સ્થાપિત થઈ જાય છે, કેમકે એ દર્શનાદિ જાણી જોઈને કર્યાં, એટલે કે રાગથી ખેંચાઈને કર્યા. બસ, રાગની જ મોટી મોંકાણ છે. રાગથી ખેંચાઈને બોલો, રાગથી ખેંચાઈને ચાલો, રાગથી ખેંચાઈને વિચારો, રાગના તણાયા કશુંક જુઓ, ચાખો–સુંઘો–સ્પર્શો, એટલે એના આત્મા પર ઘેરા સંસ્કાર પડી જાય છે. પછી અવસર આવતા એ સંસ્કારના ઉદ્‌બોધક નિમિત્ત પામીને એ સૂતેલા સંસ્કાર–ભોરિંગો–જાગ્રત્ થઈ જાય છે, ને રાગભર્યાં સ્મરણ કરાવે છે, ને નવો અનુભવ કરવા પ્રેરે છે. આમ,

**રાગ સિંચાયો–પોષાયો રહેવાથી સંસાર અબાધિત ચાલ્યા કરે છે.**

માટે ધર્માત્માએ ખરી સાવધાની આ જ રાખવાની, કે–

**ધર્માત્માની સાવધાની :–**

**'પુદ્‌ગલના શબ્દ–રૂપ–રસાદિ જે ગુણનો જીવને રસ હોય એનું દર્શન–શ્રવણ–સ્મરણ ન જ કરુ એવો દઢ સંકલ્પ ને એનું પાલન જોઈએ.'**

## વિકથા–કુથલી કેમ ભયંકર ?

ભયંકર આટલા જ માટે, કે એ સાંભળો એટલે (૧) તે તે વિષયના રાગ–દ્વેષ થવાના, અને (૨) રાગ–દ્વેષના

કુસંસ્કાર પડવાના. (૩) એ કુસંસ્કારો પર ભાવી જીવનમાં ખરાબીઓ આવવાની. જીવ વિકથા–કુથલીથી શું કમાયો? રાખ ને ધૂળ; કશું સારું કમાયો નહિ, ઉલ્ટુ ખરાબીઓ નોંતરી! માટે જ બહેતર આ છે કે રસવાળા વિષયનાં દર્શન–શ્રવણ–સ્મરણ જ ન કરવા.

## કુમારનું બ્રહ્મચર્ય પાલન કેવુ ?–

પેલા રાજકુમારે, 'બ્રહ્મચર્ય એટલે બ્રહ્મચર્ય, એને અણીશુદ્ધ પાળવાનુ, નવ વાડો સાચવીને પાળવાનું; ક્યારે ય પણ મનમાં ય સ્ત્રીતત્ત્વ પેસવા જ નહિ દેવાનું,' આ માનસિક દૃઢ સંકલ્પ દૃઢ નિર્ધાર રાખ્યો છે. એવા નિર્ધારપૂર્વક કુમાર બ્રહ્મચર્ય પાળી રહ્યો છે. એટલે જ જ્યાં રૂપાળી રુક્મીએ એના તરફ સ્વયં રાગથી જોયું છે, આકર્ષાઈ છે, ત્યારે પોતે એ પ્રમાણે તાકીને જોઈ રહેવાની તો વાત જ નહિ, પણ ત્યાથી ઊભો જ થઇ જઇ ચાલતી જ પકડે છે!

આવી મોટી રાજ-રુક્મી ચાહીને આકર્ષાઈ જુએ, તો પોતાને એના પર રાગની એક મીટ માડવાનું મન ન થાય? ના, ભય છે કે 'રખેને મારુ શીલરત્ન મેલું થાય તો?' એટલે અગમચેતીથી એનાથી દૂર જ રહેવાની વાત. એટલે તો રાજકુમાર તરત ઊઠીને ચાલતો થઈ ગએલ.

## નૈષ્ઠિક બ્રહ્મચર્યથી સશસ્ત્રસેના સ્તંભિત :–

રાજકુમારે સંકલ્પ–બળથી નૈષ્ઠિક એટલે કે પોતાની હૃદયની નિષ્ઠાથી બ્રહ્મચર્ય પાળ્યું છે, પાળતો આવ્યો છે. અબ્રહ્મની એને ભારે સૂગ છે, અરુચિ છે, નફરત છે; તેથી

જ પોતાના બ્રહ્મચર્ય પર એને ભારે વિશ્વાસ છે. જ્યાં એ 'મારા બ્રહ્મચર્યના પ્રભાવે હું ખેમકુશળ બહાર નીકળી જાઉં'–એમ સંકલ્પ કરી આગળ પગલું ઉઠાવે છે, ત્યાં જ ટોળું 'મારો, કાપો, પકડો રાજાને' કરતું કુમારને દૂરથી દેખી એને ખુદ રાજા સમજી મારવા દોડતું આવતુ હતું;– અને હાથ શસ્ત્ર સાથે ઊંચા હતા, એટલા માટે કે સામાને ઝટ ઘા ઠોકી શકાય, ત્યાં જ કુમારના બ્રહ્મચર્ય અને સંકલ્પના પ્રભાવે એ સશસ્ત્ર હાથ આકાશમા ઊંચા જ સ્થિર થઇ ગયા !!! અને પગ પણ જ્યાં હતા ત્યા જ સ્થિર સજ્જડ થઇ ગયા !! ન તો ડગલું આગળ ચાલી શકે, કે ન પાછળ ખસી શકે ! એવી અદ્ધર હાથની સ્થિતિ થઇ ! સહેજ પણ ન વાળવાની કે ન નીચા ઉતારવાની શક્તિ રહી ! આખા લશ્કરની આ સ્થિતિ જોઈ રાજકુમાર ચમકી ગયો ! એને વિચાર આવે છે,–

## બ્રહ્મચર્યના ચમત્કાર પર શાસનની અનુમોદના :–

'અહો ! આ શુ ? બ્રહ્મચર્યનો આટલો બધો પ્રભાવ? આટલી બધી તાકાત? આખા લશ્કરને સ્તંભિત કરી શકે? વાહ રે મારું બ્રહ્મચર્ય ! વાહ રે એ ઉપદેશનારી જિનવાણી ! વાહ રે મારા પ્રભુ જિનેશ્વર ભગવાન ! તમે આ વાણી પ્રકાશો છો ? પ્રભુ ! પ્રભુ ! તમારી મારા પર અને આખા જગત પર કેટલી બધી દયા કે આવા અનુપમ બ્રહ્મચર્યની બક્ષીસ કરી ! એકલું બ્રહ્મચર્ય જ શું, નાથ ! તમારી સૂક્ષ્માતિસૂક્ષ્મ અહિંસા સત્ય વગેરે ધર્મની અને ક્ષમા–નમ્રતા વગેરે ગુણોની તથા શમ–સંવેગ આદિ અને

મૈત્રી કરુણા આદિ શુભ ભાવોની કેટકેટલી જબરદસ્ત અને કેવી અદ્ભુત બક્ષીસ !”

## જિન-જિનમતની અનુમોદના પર અવધિજ્ઞાન :

બસ, રાજકુમાર, અરિહંત ભગવાન, એમનું પ્રવચન, તથા બ્રહ્મચર્યાદિ ધર્મોની, એટલી બધી અનુમોદના ગદ્ગદ્ હૈયાથી અને અહોભાવથી કરવા લાગ્યા, કે ત્યાં એમના અવધિજ્ઞાનાવરણ-કર્મ તૂટ્યા! અને અવધિજ્ઞાન પ્રગટ થઈ ગયું ! અને અવધિજ્ઞાનથી જે જોયું એથી તો ક્ષણભર મન એવુ ચોંકી ઊઠ્યુ કે તે ત્યા જ મગજ ઘૂમતાં નીચે બેસી પડ્યા, અને બેભાન થઇ ગયા !

## જ્ઞાનાવરણ કર્મ શી રીતે તૂટે છે ?

માત્ર ગોખવા-ભણવા અને વાંચ-વાંચ કરવાથી તૂટે છે ? ના, મહા ત્યાગથી તૂટે, તપથી તૂટે, ભારે વિનય-વૈયાવચ્ચ-બહુમાનથી તૂટે, ઉચ્ચ અહોભાવ-ગદ્ગદ્તા-અનુમોદના અને આરાધનાથી પણ જ્ઞાનાવરણીય કર્મ તૂટે છે.

મદનરેખા સાધ્વી, સુનંદા સાધ્વી, આનંદ શ્રાવક, મહાશતક શ્રાવક, ધર્મદાસ ગણી મહારાજ વગેરે વગેરે એમજ અવધિજ્ઞાન પામેલા.

## અવધિજ્ઞાન પર દેવોનું આગમન :

અહીં રાજકુમાર અવધિજ્ઞાન પામ્યા છે એટલે આકાશમાંથી ઝનનન ઝનનનના વાજિંત્રનાદ સાથે દેવતાઓ ઊતરી રહ્યા છે.

પેલા લશ્કરના સુભટો ગગનમાંથી દેવતાઓને ઊતરતા

જોઈને સ્તબ્ધ જ થઈ જાય છે કે આ શું ! આમ તો કુમારની 'મારા બ્રહ્મચર્યનો પ્રભાવ હો તો હું ખેમકુશળ બહાર નીકળી જાઉ,'—એ ઘોષણા પર લશ્કર આખાના હાથ પગ સજ્જડ સ્થિર થઇ ગયેલા, તેથી તો સુભટો સ્તબ્ધ થઈ જ ગયેલા ! પરંતુ, અહીં આકાશમાંથી વાજિત્રનાદ અને 'જય હો અવધિજ્ઞાની મહાત્માનો ! જય હો અવધિજ્ઞાની મહાત્માનો !' એવા નારા સાથે દેવતાઓને નીચે ઉતરતા જુએ છે, એટલે વળી ગજબ ચકિત થઈ ગયા છે કે—'આ તે કેવો ગજબનો પુરુષ કે આપણને બધાયને હાથે પગેથી સ્તંભિત કરી દે ! અને દેવતાઓ એની સેવામાં ઉતરી પડે !'

દેવતાઓ નીચે ઉતરી સાધુવેશ હાથમાં લઇ રાહ જોતા ઉભા છે કે 'ક્યારે કુમાર ભાનમાં આવે અને એમને આ વેશ આપીએ ! એ સ્વીકારી લે એટલે એમને વંદન કરીએ !' દેવોનો આ રિવાજ કે ગૃહસ્થપણે અવધિજ્ઞાન શું, કે મોટું કેવળજ્ઞાન પામેલા શું, પણ પહેલાં એમને મુનિવેશ આપે, પછી વંદન કરે...

## દેવો તરફથી મુનિવેશ અને વિનંતિ

કુમારની આગળ વાજિંત્રો વગાડતા અને 'જય હો અવધિજ્ઞાની મહાત્માનો' એવો નારો લગાડતા દેવતાઓ ઉભા છે, ત્યા કુમારની મૂર્છા ઉતરી, બેઠા થયા, ને આ દેવોની ભક્તિનુ દૃશ્ય જુએ છે, પણ એમને ચમકારો નથી થતો, કેમકે અવધિજ્ઞાન પામી મહાગંભીર બનેલા છે. દેવતા વિનંતિ કરે છે,—'ભગવન્ ! આ મુનિવેશ સ્વીકારો.'

રાજકુમાર તરત એ સ્વીકારી લે છે, જીવનભરનુ ચારિત્ર ઉચ્ચરી લે છે, ને દેવતાઓ વંદના કરે છે; તેમજ

સુવર્ણ કમલ રચી આ અવધિજ્ઞાની મહર્ષિને વિનંતિ કરે છે,–'ભગવન્! બિરાજો આ સુવર્ણ કમળ પર, અને અમને ધર્મનો બોધ આપો.'

સુભટોને આકર્ષણ :–

અવધિજ્ઞાની કુમાર મહર્ષિ સુવર્ણ કમળે બિરાજમાન થાય છે. પેલુ લશ્કર સ્તંભિત હતુ, તે છૂટું થયું, પણ હવે મજાલ છે કે 'મારો કાપો' બોલે? યા યુદ્ધનુ માનસ રાખે? ના, કેમકે (૧) પહેલું તો દેવતાઓથી ગભરાય કે 'બાપ રે! હવે જરાક પણ આપણે જો અજુગતું બોલ્યા કે કર્યું, તો મર્યા સમજો! દિવ્ય શક્તિવાળા આ દેવતાઓ આપણા બાર જ વગાડી નાખે! અને (૨) બીજું, અહીં સરજાયેલ ચમત્કારોથી એમનાં ક્રૂર હૈયાં માખણ જેવા કોમળ બની ગયાં છે, એમને નમ્રતા સાથે ભારે આકર્ષણ ઊભું થઈ ગયુ છે. લડાઈનુ માનસ જ પલટાઇ ગયું!

સ્વ–પરરાજાનુ આગમન :–

કેટલાક સુભટ પોતાના રાજાને ખબર દેવા ગયા, ને સમાચાર કહ્યા તો રાજા ય આભો બની જઈ સપરિવાર અહીં ખેંચાઈ આવ્યો! અહીંનો સુરંગમાં પેઠેલો રાજા પણ કોક અણસારો મળતાં, સુરંગની બહાર નીકળી પરિવાર સાથે ત્યાં હાજર થાય છે! ત્યા અવધિજ્ઞાની મહર્ષિની સભા કેવીક બની હશે? સુવર્ણ કમલ પર અવધિજ્ઞાની મહર્ષિ, એક બાજુ દેવતાઓ, બીજી બાજુ બંને રાજાઓ, બંનેના લશ્કર, પ્રજાજનો,....અદ્ભુત મેળો! ને ત્યાં મહર્ષિની ધર્મ–દેશના ચાલી છે. એ શું કામ નહિ કરે?

આ બધાના મૂળમાં શું ? રાજકુમારનું દૃઢ સંકલ્પ-બળ, સાથે બ્રહ્મચર્યનું પાલન, અને પછીથી મોકો આવ્યો તો એની પરીક્ષાનો સંકલ્પ. એ સૂચવે છે કે,—

**વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળો, દૃઢ સંકલ્પ કેળવો, અને તદનુસાર વર્તન કરો, એની અદ્‌ભૂત અસર !**

સંકલ્પ—બળની વાત ચાલે છે. પેલા આર્દ્રકુમાર મહર્ષિના તાપસ—પ્રસંગમાં જોયું કે હાથીનું સંકલ્પ—બળ અદ્‌ભુત કામ કરે છે ! પ્રતિબોધ પામેલા ૫૦૦ ચોરો તથા જિતાયેલા અનેક વાદીના પક્ષકાર—લોકોથી પરિવરેલા આર્દ્ર-કુમાર મહર્ષિ તો ચાલ્યા, પણ પાછળ પેલા તાપસોના હાથીને મોટા પરિવાર સાથે આવા મહર્ષિને જોઈ, અને એમનો તાપસોને દયાનો ઉપદેશ તથા તાપસોની વાદમાં હાર જોઈ તાન ચડી આવ્યું ! મનને સંકલ્પ થયો,—'કેમ આ બંધનની સાંકળ તૂટે, અને હું જઇને મહર્ષિના પગમાં પડી જાઉં !' પૂર્વે જુદા જુદા દાખલામાં જોયું ને કે સંક-લ્પબળ શું કામ કરે છે ?

## સંકલ્પબળે હાથીનાં બંધન તૂટયા ? :-

બસ, હાથીના દૃઢ સંકલ્પના બળે શરીરમાં એવું જોમ ચડી ગયું, કે લોખંડની ભારે સાંકળો ફટાક તૂટી ગઈ ! બસ, બંધન તૂટયાં એટલી જ વાર, હાથી સૂંઢ અને કાન ઊંચા કરી ચારે પગે કૂદતો દોડ્યો આર્દ્રકુમાર મહર્ષિની પાછળ ! આ જોતાં તાપસોમાં અને બીજા ત્યાં એકત્રિત લોકોમાં હાહારાવ ઊઠયો કે 'હાય ! હાય ! આ મદોન્મત્ત હાથી તોફાને ચડ્યો છે તે મહર્ષિને મારી નાખશે !'

## હાથી મહર્ષિની પાછળ દોડે છે :–

તાપસો અને લોકો તો ચારે બાજુ ભાગ્યા ! જો એમને એમ લાગે છે કે 'હાથી મહર્ષિને મારી નાખશે' તો બચાવવા ન જાય ? ના, શેના જાય ? સૌને પોતાનો જીવ પહેલો વહાલો છે. બીજા ય વહાલા તો છે. પરંતુ પોતાને હાનિ પહોંચાડીને બીજાને બચાવવા જવાની વાત નહિ ! એટલે લોકો દૂર ભાગીને પાછળ જુએ છે કે હાથી શું કરે છે ! હાથી તો ઊંચા કાને ઊંચી સૂંઢે દોડતો આવી જ્યાં આર્દ્રકુમાર મહર્ષિ સ્વસ્થપણે ઊભા રહ્યા છે ત્યાં એમને હાથી કાન અને સૂંઢ નીચા કરી માથું—ગંડસ્થલ અપૂર્વ હરખથી નમાવી, પ્રદક્ષિણા દે છે ! ત્રણ પ્રદક્ષિણા દઈ હાથી બેસી જઈ જમીન પર દંતૂશળનો અગ્રભાગ અડાડી સૂંઢના અગ્રભાગથી મહર્ષિના ચરણે સ્પર્શ કરે છે, અને ખૂબ મન લગાડી ભાવથી મહર્ષિને નમસ્કાર કરે છે ! હાથી કોણ ?

લોકો તો આવા મદોન્મત્ત અને લોખંડી સાંકળો તોડી ભાગનાર હાથીને ગળિયો ઘેંસ જેવો નરમ થઈ જઇ મહર્ષિને પ્રદક્ષિણા દેતો અને પછી નમસ્કાર કરતો દેખે છે ત્યારે, લોકોને આશ્ચર્યનો પાર નથી રહેતો ! સૌના મનને એમ થાય છે કે "અહો ! અહો ! કેવા આ અચિંત્ય પ્રભાવવંતા મહર્ષિ કે જેમની આગળ આવા જંગલી હાથી પણ દાસ જેવા થઈ સેવામાં ઊભા રહે છે !" સૌ આતુર છે જોવા, કે હવે શું બને છે.

હાથીને નમેલા મસ્તકથી રહેલો અને કોઇક શુભ ચિંતનમાં મગ્ન મનવાળો જોઈ મહર્ષિ એને કહે છે,–

"હે મહાન હાથી ! આમે ય તને જીવતો મારી નાખ-

વાના હતા, તેમાંથી તું બચ્યો છે. તો જો તારી ઇચ્છા હોય, તો અનશન લઈ લે. એ વિચાર, કે

"મરતા બચ્યા એ પાપ બાંધવા નહિ પણ છોડવા બચ્યા."

**હાથીની ભવ્ય વિચારણા ને અનશન :–**

વાર લગાડે હાથી? સમજે જ છે કે "હું ક્રૂર રીતે મારી નખાવવાનો હતો, તો એના કરતાં આ જાતે અનશન લઈ લેવું શું ખોટું? એમાં વળી મોટા મહર્ષિ સલાહ આપે છે, તો

**"મોટાનું વચન માન્ય કરવું એ અહોભાગ્ય છે.**

"મોટા મળે ક્યાં? અને મળે તો આપણને કહે ક્યાંથી? કેમકે મહાન પુરુષો તો પોતાની સાધનામાં મગ્ન હોય છે, અને એમાંથી મોં ઊંચું કરી કદાચ કહેવાનું કરે, તો ય તે માત્ર યોગ્ય–પાત્ર જીવને કહે. તો આ મને પાત્ર સમજી કહે છે, માટે હવે અહોભાગ્ય માની બીજો વિચાર કરવાનો ન હોય. લઈ લઉં અનશન."

એમ વિચારી હાથી માથું હલાવી સ્વીકારનું સૂચન કરે છે; અને મહર્ષિ એને અનશનનું પચ્ચક્ખાણ આપે છે. બસ, અનશન સ્વીકારી હાથી મહર્ષિને ફરીથી નમસ્કાર કરી જંગલમાં ચાલ્યો જાય છે.

**૫૦૦ તાપસોનું પરિવર્તન :–**

આ જોતાં ૫૦૦ તાપસો પ્રતિબોધ પામી જાય છે! આવીને મહર્ષિને નમસ્કાર કરી કહે છે,– "ભગવન્! આપનો જીવદયા–પ્રધાન ધર્મ જ સાચો છે. અત્યારસુધી અમે મહાઅજ્ઞાન અને મિથ્યાત્વભર્યા અધર્મમાં ફસાયા, પણ

અમારા અહોભાગ્ય કે આપ મળ્યા ! તો હવે અમને આપનો ધર્મ આપો."

આર્દ્રકુમાર મહર્ષિએ એમને પ ચેન્દ્રિય-હિંસાના માનેલા ધર્મની સામે દલીલો કરી એમને નિરુત્તર તો કરેલા જ હતા; પરંતુ મિથ્યાત્વવશ કુધર્મના ત્યાગ અને સદ્ધર્મના સહર્ષ સ્વીકાર માટે એ ખચકાતા હશે, તે ત્યાં આ હાથીનો ચમત્કાર જોતા સ્તબ્ધ થઇ ગયા ! તેથી મિથ્યાત્વ સાવ ઓગળી ગયુ, અને જીવદયા-પ્રધાન જૈનધર્મ માગ્યો, અને મહર્ષિએ તેમને કહ્યુ 'ભગવાન પાસે ચાલો અને પ્રભુની પાસે સાધુધર્મ લો."

જુઓ એક આર્દ્રકુમાર મહર્ષિનો ધર્મ ગાઢ મિથ્યાત્વમા લાગેલા કેટલા બધા જીવોને ચ પ્રતિબોધ કરનારો બને છે ! માટે કહો,

**એકનો ધર્મ અનેકોને તારે ! એકનું પાપ અનેકોને ડૂબાડે.**

એટલે હવે આપણા જીવનમાં ધર્મ સેવવો કે પાપ પોષવા, એનો બહુ વિચાર કરવા જેવો છે. વર્તમાન કે ભૂતકાળના મહાન પુરુષોને જુઓ તો દેખાશે કે ભગવાન તીર્થંકરદેવ સુદ્ધાં અને બીજા મહાન પુરુષો પહેલાં પોતાની જાત પર ધર્મની મહાકષ્ટમય સાધનાઓ ઉતારે છે, તો જ પછી સેંકડો હજારો લાખોને ધર્મ પમાડી જાય છે. કેવાં એમનાં ધન્ય જીવન ! 'લલિત વિસ્તરા'માં 'ધમ્મ-નાયગાણં' નો આ અર્થ કર્યો કે પ્રભુ ધર્મના નાયક તે સ્વયં ઉત્કૃષ્ટ ધર્મ આરાધી પછી નાયક બનેલા.

ધર્મ જ કેમ શ્રેયસ્કર ?:-

જીવન તો જીવીને પૂરું કરવાનું જ છે, પણ જાતે કષ્ટમય ધર્મસાધનાઓનું જીવન બનાવ્યું હોય તો તે જાતનું ય મહા કલ્યાણ કરે છે, અને જગતનું ય મહા કલ્યાણ કરે છે! કેવું શ્રેયસ્કર જીવન! તો આવા સ્વપરને આશીર્વાદભૂત જીવનને કાં ન અપનાવવું ? જો એ ન કર્યું, તો દુન્યવી વિષયોના રંગરાગ અને માટીના ધનની કમાઈમાં હોમેલું જીવન પુરું થતાં એ બધા ધનમાલ વિષયો ખોવાઈ જવાના છે, અને અઢળક પાપનાં પાપિષ્ઠ સંસ્કારોના પોટલાં લઈ જીવને એકલા અટુલા દુર્ગતિઓના દુઃખદ ભવોના પ્રવાસે ચાલી નીકળવું પડશે! માટે ધર્મ જ શ્રેયસ્કર છે.

આ વાત છે,- ધર્મ વીતરાગ સર્વજ્ઞ ભગવંતોએ કહેલો અપનાવવા જેવો છે. આર્દ્રકુમાર મહર્ષિએ એ અપનાવેલો હતો તોજ તે જાતને અને જગતને માટે શ્રેયસ્કર બન્યો. એના બદલે આર્દ્રકુમાર જો પેલા ગોશાલક, બૌદ્ધ ભિક્ષુઓ, હિંસામય યજ્ઞ કરતા બ્રાહ્મણો અને હસ્તિતાપસો વગેરેમાંના કોઇકના ધર્મમાં ફસ્યા હોત, તો જાતનું શું શ્રેય કરત ? અને અજ્ઞાન મોહમૂઢ જગતને ય શું શ્રેય પમાડી શકત ? કહો, પાપમાં ડૂબેલા તો બીજા કોઇને પાપમાં ડૂબાડનારા બને છે.

આર્દ્રકુમાર મહર્ષિ સ્વયં મહાન અહિંસા-સંયમ-તપમય ધર્મમાં રહેલા તે જૈન ધર્મની જિનશાસનની મહાન પ્રભાવના કરતા ચાલી રહ્યા છે. તે અહીં ઠેઠ હાથી અને એને મારી ખાવાના ધર્મવાળા ૫૦૦ તાપસોને પ્રતિબોધ કરવા

સુધી આવી પહોંચ્યા છે! એટલામાં વળી એક ચમત્કાર બને છે એ જુઓ.

**શ્રેણિક આકર્ષાયા :-**

જ્યાં આ હાથીનું લોખંડી સાકળો તોડી ભાગવું, અને આવીને મહર્ષિના પગે પડી જવું, તથા અનશન સ્વીકારવું, વળી ૫૦૦ તાપસોને પ્રતિબોધ લાગવો... વગેરે અવનવી ઘટનાઓના સમાચાર મગધદેશ-સમ્રાટ રાજા શ્રેણિકના કાને પહોંચ્યા, એટલે એ ચમકારો પામી જાય છે! મનોમન એવા આર્દ્રકુમાર મહર્ષિને ચરણે શિર ઝુકાવી દે છે! અને ઝટ ઊભા થઈ જઇ અભયકુમાર અને પુત્ર-પૌત્રાદિ પરિવારને લઇ મહર્ષિ પાસે આવી પહોંચે છે, ને પરિવાર સહિત પોતે મહર્ષિના પવિત્ર ચરણે વંદન કરે છે.

મહર્ષિ એમને એકાંત કલ્યાણકારી 'ધર્મલાભ' ની આશીષ આપી પ્રસન્ન કરે છે, અને ધર્મનો ઉપદેશ આપે છે.

મહારાજા શ્રેણિક એ વખતે ત્યાં પૂછે છે,-

'ભગવન્! આ તો બહુ મોટું આશ્ચર્ય બની ગયું કે આપના દર્શનથી હાથીએ ભારેખમ લોખંડી સાંકળો તોડી નાખી?'

મહર્ષિ કહે છે,-

આ લોખંડી સાંકળોના બંધન તોડવાનું તો હજી સહેલું છે. પરંતુ કાચા સૂતરના બંધન તોડવા દુષ્કર છે. જુઓ,-

ण दुक्करं वा णरपासमोयणं गयस्स मत्तस्स वणमि राय ।
जहा उ तत्तावलिएण तंतुणा सुदुक्करं मे पडिहाइ मोयणं ॥

અર્થાત્ હે રાજન ! 'મદોન્મત્ત હાથીનો વનમાં માણસે નાખેલાં બંધનથી છૂટકારો એવો દુષ્કર નથી જેવો ત્યાં વિટળાયેલ સૂતરના તાંતણાઓથી છૂટકારો અતિ દુષ્કર છે એમ મને લાગે છે.

આ સાંભળીને શ્રેણિક રાજા અને બુદ્ધિનિધાન અભયકુમાર પણ મહર્ષિનાં કથનનો ભાવ સમજ્યા નહિ, મુંઝાય છે કે, 'એમનો કહેવાનો શો ભાવ છે ?' આવું સાંભળીને મુંઝાય એ સહજ છે. કેમકે શું લોખંડી ભારે સાંકળના બંધન તોડવા હજી સહેલા ? અને સૂતરના તાતણાના બંધન તોડવા દુષ્કર ? તે ય વળી અતિ દુષ્કર ? માત્ર શબ્દાર્થ જોતાં બુદ્ધિમા ન બેસે એવી વાત છે; પરંતુ શ્રદ્ધા છે કે 'મહર્ષિ કહે છે તે જેમ તેમ બોલે નહિ, અસત્ય કહે નહિ, મોંઢેથી અસાર વાણી કાઢે નહિ.' એ શ્રદ્ધાથી શ્રેણિક પૂછે છે,–

'ભગવન્ ! આપના કહેવાનો ભાવ ન સમજાયો... કૃપા કરી ભાવ સમજાવો.

**'કાચા સૂતરના તાર તોડવા કઠિણ'નો ખુલાસો :–**

ત્યારે મહાત્મા આર્દ્રકુમાર કહે છે,– "મારે ઘરવાસમાં શ્રીમતી નામની પત્ની હતી. એક પુત્ર થયો. એ જરાક મોટો થતાં મહેતાની શાળાએ ભણવા મૂક્યો. મારા મનમાં વૈરાગ્ય જાગેલો, પત્નીને એકવાર કહેતો હતો, 'હવે તમે બે થઈ ગયા છો, તેથી હું હવે ચારિત્રમાર્ગે જઈશ, સંમતિ દઈ દો'. પત્નીને મારા પર અથાગ પ્રેમ, તે કહે 'તમારા વિના અમારે કોનો આધાર !' પછી એણે ઘરમાં સંપત્તિ અથાગ હતી છતાં રેંટિયો લઈ સૂતર કાંતવા માંડયું. ત્યાં બાળ પુત્ર

શાળાએથી આવ્યો, ચકિત થઈ પૂછે છે ‘ મા ! મા ! આ શું કરે છે ?’

એ કહે ‘ બચ્ચા ! તારા બાપુ આપણને મૂકી ઘર છોડી જઈને દીક્ષા લેવાના છે, તેથી પછી તારું મારું જીવન નભાવવા આ કરવું પડશે ને ? ’

“ એ વખતે હું નજીકમાં આડો પડેલો હતો, તે બાળકે મારા પગે સૂતરના તાંતણા વીંટવા માંડયા, અને એની માતાને કાલી ભાષામાં કહે,– ‘ મારા બાપુ એમ શેના ઘર છોડીને જાય ? તો તો હુ મરી જ જાઉં. હું નહિ જવા દઉં. જો હું એમને આમ બાંધી રાખીશ. પછી શી રીતે જવાના હતા ?’

“ ત્યાં મને ઉત્કટ વૈરાગ્ય છતાં, ને મહા કિંમતી માનવ-ભવ મોહમાયાની વેઠમા સરાસર વેડફાઈ જતો જોવા છતા, બાળકના અને એની માતાના અથાગ સ્નેહને પરવશ થઈ મને થયું ‘ હજી તો હું ઘરમાં છું, માત્ર મારી ઘર છોડવાની વાત પર પણ આ બંને આટલા દુ.ખી થાય છે, તો મારા નીકળી ગયા પછી તો કેટલા બધા દુઃખી થાય ?’

“ તેથી મે કહ્યુ ‘ દુ.ખી ન થશો, આ પગે કાચા સૂતરના જેટલા આંટા વીંટાયા છે, તેટલા વરસ ઘરમાં રહીશ.’ કહીને આટા ગણ્યા, બાર થયા. મે કહ્યું ફિકર ન કરો. બાર વરસ ઘરમાં રહીશ. પછી દીક્ષા લઈશ.’

“ આમ હે મગધાધિપ ! અંતરમાં વૈરાગ્યનો પ્રકાશ જાગ્રત્ છતાં આ પત્ની–પુત્રના સ્નેહના કાચા સૂતરના તાર તોડવા મારે મુશ્કેલ પડ્યા ! તાર તોડીને કહી ન શક્યો કે

'મને શું બાંધે? હું આમ બંધન તોડીને ઘર છોડી ચાલ્યો જઇશ.' આવું ન કહી શકયો, એટલે જ હું કહું છું કે,

**ભારે લોખંડી સાંકળો તોડવી સહેલી છે, પણ સ્નેહના કાચા સૂતરના તાર તોડવા અતિ દુષ્કર છે.**

"અને હે મગધાધિપ! આ સ્નેહના બંધન ક્યાંથી લાગ્યા, જાણો છો? પૂર્વ ભવમાં હું સામયિક નામે ગૃહસ્થ, તે મેં પત્ની બંધુમતી સાથે ચારિત્ર લીધેલું. પરંતુ પાછળથી એ બન્ધુમતી સાધ્વીના દર્શને મોહ જાગેલો, તેથી હું દેવલોકમાં જઈ અહીં અનાર્ય દેશમા જન્મી પડયો!

મહર્ષિ અભયકુમાર પ્રત્યે કૃતજ્ઞતા દાખવે છે :—

"એમાં મને આ તમારા ચિરંજીવી અભયકુમાર તરફથી જિનપ્રતિમાની ભેટ મળી! એ જોતાં મને જાતિસ્મરણ જ્ઞાન થયું, ને એથી વૈરાગ્ય પામી ત્યાંથી છૂપો ભાગીને અહીં આવી, દેવતાએ મને નિકાચિત ભોગાવલિ બાકી હોવાથી ચારિત્રની ના પાડવા છતા, મે ચારિત્ર લીધુ! પ્રત્યેક બુદ્ધ તરીકે ઉચ્ચ સંયમ પાળનારો છતા પૂર્વ ભવની એ પત્ની અહી શ્રેષ્ઠિ કન્યા 'શ્રીમતી' થઈ, એ મને પૂર્વના સ્નેહથી પરાણે વળગી, ને મારે પણ પૂર્વના મોહના ઝેરના કણિયા ઉદયમાં આવ્યા, ને એની સાથે સંસાર માંડયો! એક પુત્ર થયો, ને પછી શુ થયું તે મેં પહેલાં જ કહ્યુ. એટલે આ જનમમાં મારા મૂળ ઉપકારી આ તમારા સુપુત્ર અભયકુમાર છે, કેમકે એમણે મને જિનપ્રતિમા ભેટ મોકલી તો જ હું પૂર્વ જન્મનું સ્મરણ ને જૈન ધર્મ, ને ચારિત્ર પામ્યો."

મહામુનિ પણ કેવા કૃતજ્ઞ! પોતે અવધિજ્ઞાની છતાં અભયકુમારનો આભાર માને છે.

શ્રેણિક રાજા આ સાંભળી સ્તબ્ધ થઈ ગયા! મહર્ષિને ધન્યવાદ આપે છે, એમના આત્મ–પરાક્રમ અને ઉચ્ચ સાધનાના અભિનંદન કરે છે.

**અભયકુમાર દીક્ષા માગે છે :–**

અહીં અભયકુમાર પિતા શ્રેણિકને કહે છે, 'જુઓ, મહારાજા! અમે બન્નેએ પરસ્પર ભેટ મોકલીને મિત્રતા બાંધી હતી, તો હવે જ્યારે મારી ભેટથી એમણે ચારિત્ર લીધું. તો મિત્રતાની રૂએ મારે પણ એમની જેમ ચારિત્ર લેવું જ જોઈએ. હુ દીક્ષા ન લઉં તો મારી મિત્રતા પોકળ ગણાય; માટે મને કૃપા કરી ચારિત્ર લેવાની રજા આપો.'

કેવા આ ભદ્રક અને ન્યાયપથ પર ચાલનારા મહાન જીવ! ખાલી ભેટ–મૈત્રી કરી છે, પરંતુ દિલની સરળતા એવી કે 'મૈત્રી કરી તો કરી જાણવી, મિત્ર ચારિત્ર લે છે તો પોતે ચારિત્ર લેવું જ જોઈએ. એમાં જ સાચી મૈત્રી સાચો સ્નેહ,' આ સરળ–ભદ્રક હૃદયની માન્યતા હતી એટલે અભયકુમાર ચારિત્ર માટે તૈયાર થઈ જાય છે!

**ભવના ફેરા ટૂંકા કરવા હોય એને જ આ સરળતા ને સાચી મિત્રતા સૂઝે.**

બાકી હજી અપાર ભવોમાં ભટકવું હોય એને. આ ન સૂઝે. એ તો મૈત્રી કરે તો સ્વાર્થની માયા માટે! પણ મિત્રના સ્નેહ ખાતર ભોગ આપવાની વાત નહિ.

અભયકુમાર તો ચરમ–શરીરી જીવ છે, મહાન ઉત્તમ આત્મા છે. તે ઝટ પિતા પાસે ચારિત્રની મંજૂરી માગે છે.

**શ્રેણિકનો મોહ :-**

ત્યાં રાજા શ્રેણિક કહે છે,– 'હે વત્સ અભય! આ તુ શું વાત કરે? તારા પર તો મારે બીજા બધા પર નહિ એવો એટલો બધો ભારે પ્રેમ છે, કે તું જો મને છોડીને જાય તો મારું હૃદય જ બંધ પડી જાય! પછી તારે દીક્ષા લઈને પિતૃહત્યા લેવી હોય તો તું જાણે. બાકી મારાથી હમણાં તને દીક્ષાની મંજૂરી નહિ આપી શકાય.'

પ્ર૦– અહીં અભયકુમારે શું કરવું? એમ તો આજે પણ વૈરાગી પુત્રને કોઇક માબાપ કહેનારા હોય છે કે 'તું દીક્ષા લઇશ તો અમે મરી જઈશું,' પરંતુ ખરેખર તો પુત્રની દીક્ષા પછી લાંબું જીવતા રહ્યા હોય છે! એટલે 'અમે મરી જઈશુ' એ કહેવાનુ જેમ પોકળ, તેમ અહીં શું અભયકુમારે પિતૃવચન પોકળ સમજવાનુ કે નહિ!'

ઉ૦– ના, અભયકુમારે અત્યાર સુધી પિતાનો પોતાની ઉપર જે સ્નેહ જોયો છે, એ કોઈ અલૌકિક સ્નેહ જોયો છે. તેથી એ સ્નેહ જોતાં અભયકુમાર પિતાના આ બોલ ઉપર ખચકાય છે, ને ચિંતવે છે કે 'એટલા બધા અનેરા સ્નેહમા નથી ને કદાચ હૃદયાઘાત થાય તો?' એમ અભયકુમારને લાગે છે. તેથી પિતા શ્રેણિકરાજાને કહે છે, 'તો ભલે પિતાજી! તો હું હમણાં દીક્ષા લેવાનો વિચાર પડતો મૂકું છું, પરંતુ મારો આ વિચાર ધ્યાનમાં રાખજો.'

આમ અભયકુમારે કહેવાથી શ્રેણિક રાજાને ધરપત વળી. પણ અભયકુમારે ઘરવાસમાં પણ શુદ્ધ શ્રાવકધર્મ પાળવાનું મનોમન નક્કી કરી લીધું.

---

## [૩૭] મહર્ષિને પ્રભુવીરની હિતશિક્ષા :

### આર્દ્રકુમાર અને પરિવાર વીરપ્રભુ પાસે :–

હવે આર્દ્રકુમાર મહર્ષિ, રાજા શ્રેણિક અને અભય-કુમાર મોટા પરિવાર સાથે આગળ વધી ત્રિભુવનગુરુ ભગવાન શ્રી મહાવીર પ્રભુ પાસે જઇ પહોંચે છે.

આર્દ્રકુમાર મહર્ષિ ભગવાનને ત્રણ પ્રદક્ષિણા દે છે, અને પ્રભુને વંદના કરી હિતશિક્ષા માગે છે. ત્યાં પેલા ૫૦૦ બુદ્ધ તાપસો વંદન કરી પ્રભુ આગળ વિનંતિ કરે છે, 'ભગવંત ! અમને સાધુધર્મ આપો!' પ્રભુ એમને દીક્ષા આપે છે. અત્રે પ્રભુ આર્દ્રકુમાર મહર્ષિને હિતશિક્ષા આપતાં કહે છે,–

### મહર્ષિને પ્રભુની હિતશિક્ષા :–

'તમારે શુદ્ધ ચારિત્રનું પાલન કરવું; કેમકે શુદ્ધ ચારિત્ર વિના આત્માનો મોક્ષ થતો નથી, આત્માને જન્મ જરા મૃત્યુના ફાંસલામાંથી કાયમી છૂટકારો મળી શકતો નથી. એમ તો જીવે સાધુવેશ અનંતીવાર લીધો. પણ સમ્યગ્દર્શનવાળું વિશુદ્ધ ચારિત્ર ન પાળ્યું; તેથી સંસારથી છૂટકારો મળ્યો નહિ. એ તો શુદ્ધ ચારિત્રધર્મ પાળવાથી જ મળે. ધર્મ એજ પરમ બાંધવ છે; ધર્મથી જ સ્વર્ગ અને અપવર્ગનાં (મોક્ષનાં) સુખ મળે છે.'

મહર્ષિ આર્દ્રકુમારને કેવળજ્ઞાન :–

મહર્ષિએ પ્રભુનાં વચન તહત્તિ કરી લીધાં. એના પર ખૂબ જ્વલંત પ્રેરણા મેળવી, તીવ્ર તપ આચરવા માંડ્યો, અને અંતે ઘાતીકર્મનો નાશ કરી કેવળજ્ઞાન પામ્યા! બહુ જન પર ઉપકાર કરતા કરતા અંતે સર્વકર્મક્ષય કરી મોક્ષ પામ્યા! ધન્ય મહર્ષિ! ધન્ય જિન–ચારિત્ર!

અહીં દ્વાદશાંગી આગમમાંના દ્વિતીય 'અંગ'–આગમ 'શ્રી સૂયગડાંગ' સૂત્રમાં છઠ્ઠા 'આર્દ્રકુમાર' અધ્યયનના અંતે બહુમૂલ્ય આ ગાથા મૂકી છે, –

बुद्धस्स आणाए इमं समाहिं, अस्सिं सुठिच्चा तिविहेण ताई ।
तरिउं समुद्दं च महा भवौघं, आयाणवं धम्ममुदाहरेज्जा ॥

આ ગાથાથી સમસ્ત અધ્યયનના પદાર્થનો ઉપસંહાર બતાવે છે. આ ગાથાનો અર્થ એ છે કે 'બુદ્ધસ્સ'= જેમણે સમસ્ત તત્ત્વને જાણ્યા છે, એવા સર્વજ્ઞ ભગવાન શ્રી મહાવીર સ્વામીની 'આજ્ઞાથી' એટલે કે આગમથી, 'આ સમાધિ' યાને આ સદ્ધર્મ પ્રાપ્ત થયો છે. (તેથી) આ સદ્ધર્મ પ્રાપ્ત કરીને એમાં ત્રિવિધે મન – વચન – કાયાથી સારી રીતે સ્થિત 'સુસ્થિત' બનીને, એટલે કે ઈન્દ્રિયોને સુનિશ્ચિતપણે સ્થિર કરીને, 'તાયી' અર્થાત્ (૧) ત્રાયી સ્વ–પરનો રક્ષણહાર બને અથવા 'તાયી' અર્થાત (૨) મોક્ષ તરફ ગમનશીલ બને. એવા એ સાધુ ભવોના 'સમૂહનાં મોટા સમુદ્રને ઓળંગી જવા માટે 'આદાનવાન' અર્થાત્ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રવાળો બનેલો 'ઉદાહરેત્ ધર્મમ્' એટલે કે (બીજાઓને) એવા જ પ્રકારનો ધર્મ કહે, પ્રગટ કરે.

'સૂયગડાંગ,' સૂત્રની આ અંતિમ ગાથાનો ભાવ એ છે કે-

**'સમાધિ' એટલે ? :-**

વીતરાગ સર્વજ્ઞ ત્રિલોકનાથ શ્રી મહાવીર પરમાત્માએ આ પંચાશ્રવત્યાગરૂપ અને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપ-વીર્ય એ પંચાચારની આરાધના રૂપ ધર્મ કહ્યો છે. આ ધર્મ એટલે 'સમાધિ'. આ ધર્મને અહીં 'સમાધિ' શબ્દથી ઓળખાવ્યો; કેમકે, સમાધિ એટલે ચિત્તની સ્વસ્થતા; એ ચિત્ત રાગદ્વેષ–રહિત અને હર્ષ–ખેદ રહિત બને તો જ સ્વસ્થ બને. આ સ્વસ્થતા–સમાધિનુ મહાન સાધન ધર્મ છે, માટે ધર્મ એ જ સમાધિ. બાકી રાગ અને દ્વેષ તથા હર્ષ અને ખેદ. એ બે જોડકા તો એવાં છે કે, ચિત્તમાં એ ઊઠ્યા કે ચિત્તને વિહ્‌વળ અસ્વસ્થ કરે છે. એ જોડકાંથી ચિત્તને અસમાધિ થાય. દા. ત. હમણાં વીતરાગ અરિહંત પ્રભુનાં દર્શન સ્મરણ કે ગુણગાનમાં ચિત્ત જોડીને શાંત–સ્વસ્થ બનાવ્યુ હોય, ત્યા જો ભોજનનો રાગ ઊભો થયો કે 'ચાલો જમવાનો સમય થશે,' તો તરત ચિત્ત અસ્વસ્થ બને છે. શાંતિથી પ્રભુના નામની માળા ગણતા હોઈએ એમાં જો વચમાં 'પેલો મોટેથી અવાજ કોણ કરે છે?' એમ દ્વેષ ઊભો થયો, તો શાતિ પલાયન! ત્યાં અશાંતિ–અસ્વસ્થતા ઊભી થાય છે.

એમ. મનમાં જો કોઈ પૈસા–પરિવાર સારા મળ્યાનો હરખ ઊભો થયો, યા રોગ બિમારી મનમાં આવીને ખેદ ઊભો થયો, તો ય ચિત્તની શાંતિ લુપ્ત! સ્વસ્થતા ઊડી જાય છે.

માટે કહો, ચિત્તની શાંતિ–સ્વસ્થતા માટે આ બંને જોડકાં બાધક છે.

### ચિત્તની શાંતિ–સ્વસ્થતા જોઇએ છે?

તો રાગ યા દ્વેષ અથવા હરખ યા ખેદને મનમાં ઊઠવા જ ન દેતા. એ માટે રાગ–દ્વેષના ને હરખ–ખેદના નિમિત્તોથી બચવું જોઈએ. પૂછો, –

પ્ર૦ – પરંતુ જગતની વચ્ચે બેઠા એટલે નિમિત્તો શે ટાળી શકાય?

ઉ૦ – નિમિત્તોથી બચવાનુ બે રીતે બને, –

(૧) એવા રાગ દ્વેષ ને હરખ ખેદ કરાવનારા નિમિત્તોના સંપર્ક ચાહીને નહિ કરવાના; અને આપણે પોતે તો જો નિમિત્તોના સપર્ક ચાહીને કરવા ન જઇએ પરંતુ એમજ નિમિત્ત–સંયોગ આવી પડે, તો શુ કરવુ ?

(૨) સહેજે આવી પડેલા નિમિત્તને લેશ પણ મહત્ત્વ નહિ આપવું. જીવનમા જોઈશુ તો દેખાશે કે આ બને કર્તવ્યમાં આપણી ઘણી ઉપેક્ષા છે, બેપરવાઈ છે. એટલે જ આપણે રાગ દ્વેષાદિ ખરાબીઓ હૈયામાં ઊઠે એવા નિમિત્તોનો ચાહીને સંગ કરીએ છીએ, અને કદાચ ચાહીને સગ કરવા ન ગયા ત્યાં પણ જો એવા રાગ–દ્વેષના પ્રેરક નિમિત્ત આવી ઊભા, તો એને મહત્ત્વ આપીએ છીએ. તે આ રીતે કે, દા. ત: ગમે તેવું ગટર–કલાસ પણ જોવાનું સાંભળવાનું આવ્યું, તો ત્યાં ઝટ મનને થાય છે કે ‘જોઈ લો ને? સાંભળી લો ને?’ એમ એમાં માથું ઘાલીએ છીએ. પછી રાગ દ્વેષ

ઊઠે એમાં શી નવાઈ? જો મહત્ત્વ જ ન આપીએ તો એમાં શું કામ માથું ઘાલીએ? 'અવધુ સદા મગન મેં રહેના'– એમ કરી, એ ન–જોવું, ન–સાંભળવુ જ કરીએ. પણ

**કેમ જાણે આપણે આ રાગદ્વેષાદિને આપણા નિર્મળ ઉચ્ચ આત્માની ખરાબી જ માનતા નથી!**

**અને એના ફળમાં ભાવી દુઃખો અને દુર્બુદ્ધિઓનો કેમ જાણે ભય જ નથી! તે જયાં ને ત્યાં જે આવ્યું એમાં આપણે માથુ ઘાલવા જોઇએ છે.**

પણ જો એને મહત્ત્વ જ ન આપીએ, ને એટલો જ વિચાર કરીએ કે 'જગતમાં તો ઘણું બધુ છે, કેટલામાં મન ઘાલતો બેસીશ? જો સામેજ ન આવ્યુ હોત તો કયાં એમાં મન ઘાલવાનો હતો? બહાર ઘણું ય પડયું છે, ત્યાં કયાં મન કે આંખ કાન લઈ જાઉં છું?'

તાત્પર્ય, 'જગતના પદાર્થોનાં કારણે મારે રાગદ્વેષમા ફૂટાવું નથી,' આટલો વિચાર રાખીએ, તો એ એને મહત્ત્વ ન આપ્યું ગણાય; એટલે પછી એમાં મન ન લઇ જવાય. આખ કાન ન લઈ જવાય. આખ–કાન કદાચ એમાં ગયા, તો ન ગયા કરી 'નરો વા કુંજરો વા' કરી એની સાથે લેણ દેણ જ નહિ એવી ઉપેક્ષા કરાય, ને એના કોઇ રાગ–દ્વેષમાં ન પડીએ.

વાત એ છે કે, ચિત્તની સમાધિ સ્વસ્થતા જાળવવી હોય તો

(૧) ચાહીને એનાં નિમિત્તથી આઘાં રહીએ, તેમજ

(૨) સહેજે આવી પડેલા નિમિત્તોને મહત્વ જ ન આપીએ. ચાહીને કે સહેજે નિમિત્ત આવાં મળે, દા. ત.

(૧) ચાહીને બજાર જોવા જઇએ, ઇષ્ટ મિષ્ટ જમવા બેસીએ, વાતો–કુથલી–તડાકા કરવા બેઠા, રેડિયો ગીત ચાલુ કર્યું, – આ બધું ચાહીને પાપ–નિમિત્ત સેવવાનું કહેવાય. ત્યાં રાગ–દ્વેષ ઊઠવા જ કરવાના.

(૨) રસ્તે જીવરક્ષાર્થે નીચું જોઈ ચાલતાં સામે હોર્ન વાગ્યું ને ઝટ આંખ ઊંચી થઇ, એમાં સામેથી આવતી પરસ્ત્રી પર નજર પડી ગઈ, – તો આ સહેજે નિમિત્ત આવી ઊભું કહેવાય. ત્યાં એને મહત્વ જ ન આપીએ, 'એ કોણ છે? કેવી છે?' એવી કશી જિજ્ઞાસા જ ન ઊઠવા દઈએ. જાણે સામે આવી જ નથી, એમ કરી દૃષ્ટિ તરત ખેંચી લઇ આગળ ચાલીએ, તો એના અંગે કશો રાગ 'કે' દ્વેષ ન ઊઠે કે 'આ રૂપાળી છે, યા કુબડી છે....' વગેરે.

(૩) એમ શાંતિથી ઘરમાં બેઠા હો અને કોઇ હરિનો લાલ આવીને સીધી કુથલી–નકામી વાત ચલાવવા માંડે, ત્યાં નિમિત્ત સામેથી આવી પડ્યું કહેવાય. ત્યાં પણ એને મહત્વ જ ન આપતાં, મનમાં (૧) ગણતરીબંધ નવકાર શરૂ કરી દઇએ; અથવા (૨) એને કોઇ ધર્મની વાતમાં–કોઈ પૂર્વના મહાપુરુષની વાતમાં જોડી દઈએ, યા (૩) કહી દઈએ 'હમણાં જરાક કામ છે, પછી મળજો.' એક યા બીજી રીતે એની વાતોને મહત્વ ન આપતાં એ ટાળીએ, તો એ વાતો–કુથલીથી ઊભા થનાર રાગદ્વેષથી બચીએ, ને ચિત્તને સમાધિ રહે, ચિત્ત શાંત સ્વસ્થ રહે.

## સમાધિ માટેનું ઉત્તમ સાધન ધર્મ છે.

તમે કોઇ જ્ઞાન કે દર્શન યા ચારિત્રની સાધનામાં પરોવાયેલા રહો, તો ચિત્ત એમાં શાત ને સ્વસ્થ રહે; ચિત્તમે સમાધિ રહે; સહેજે પેલા રાગદ્વેષનાં નિમિત્તથી બચી જવાનું થાય. દા. ત. વાતોડિયો આવ્યો, પણ જો આપણે કોઈ માળા જ ગણતા બેઠા હોઈએ, યા સમ્યગ્દર્શન ધર્મની કોઇ સ્તોત્રપાઠ આદિની સાધનામાં હોઈએ, યા જ્ઞાનની પ્રવૃત્તિમાં આપણે શાસ્ત્રો ગોખતા હોઇએ. અથવા ચારિત્રની પ્રવૃત્તિમાં આપણે સામાયિક–પ્રતિક્રમણ કરતા હોઇએ, તો ત્યાં આવેલો પેલો વાતોડિયો રવાના થશે. એમ, આપણે જો પ્રભુભક્તિ, સાધુસેવા, જિનવાણીની ઉપાસના.... વગેરે ધર્મની સાધનમાં લાગ્યા રહીએ, તો ત્યાં બીજી સાંસારિક પ્રવૃત્તિ બંધ થવાથી સહેજે એ નિમિત્તના રાગ-દ્વેષથી બચી જઇએ, અને ચિત્ત સમાધિવાળું બન્યુ રહે

પાંચે ઇન્દ્રિયોના વિષયોના ત્યાગનો અને સમ્યગ્દર્શ-નાદિની આરાધનાનો ધર્મ જ એવો છે. કે એમાં ગુ થાયા રહેવાથી પાપનિમિત્તો ટળી જાય છે; એટલે સહેજે રાગદ્વેષ આદિની અસમાધિ–અસ્વસ્થતા જાગવા ન પામે. માટે કહેવાય કે,–

**ધર્મ-સાધના એ સમાધિનો ચિત્ત-સ્વસ્થતાનો રામબાણ ઇલાજ છે.**

'बुद्धस्स आणाए इमं समाहिं'

તેથી જ અહીં બુદ્ધ યાને અવગત તત્ત્વવાળા પ્રભુની "આજ્ઞા' અર્થાત્ આગમ, 'સમાધિ' સાચવવાનું કહે છે,

એ 'ધર્મસાધનામા પરોવાયેલા રહેવાનું' કહે છે. 'બુદ્ધસ્સ આણાએ ઈમં સમાહિ' આ સમાધિ એટલે કે, પૂર્વે ગોશાળક–બૌદ્ધભિક્ષુ–બ્રાહ્મણો તથા હસ્તિતાપસો સાથે વાદ કરતાં આર્દ્રકુમાર મહર્ષિએ જે શુદ્ધ અને સૂક્ષ્મ અહિંસામય માર્ગ વિજયવંતો બતાવ્યો,

**એ ધર્મ–સમાધિ યાને સમાધિકારક ધર્મ પ્રભુના આગમ શાસ્ત્રોએ કહ્યો છે?**

હવે કહે છે,–

'अस्सिं सुठिच्चा तिविहेण ताइ'

અર્થાત્ આ સમાધિમાં યાને સમાધિકારક ધર્મમા 'સુઠિચ્ચા'–સારી રીતે–સ્થિર બનીને, તે પણ 'તિવિહેણ' અર્થાત્ મન–વચન–કાયાથી સ્થિર બનીને, 'તાઇ' અર્થાત્ ત્રાયી–રક્ષણહાર બનવાનું. શું કહ્યું? ધર્મસાધનામાં સ્થિર બનવાનું, ધર્મ–પ્રવૃત્તિ ખૂબ ખૂબ કરવાની.

**બે જાતની ધર્મપ્રવૃત્તિ,–**

(૧) એક ધર્મપ્રવૃત્તિ આશ્રવ–ત્યાગરૂપે પાપપ્રવૃત્તિઓ ઓછી કરવાની, ને વ્રત–નિયમ–અભિગ્રહો આદર્યા કરવાના; તથા

(૨) બીજી ધર્મપ્રવૃત્તિ જિનભક્તિ–સાધુસેવા, શાસ્ત્ર–સ્વાધ્યાય, વગેરે વગેરેની આરાધના એ ધર્મપ્રવૃત્તિ. સંસારની મોહમાયાની પ્રવૃત્તિ ઓછી કરી, અને તેટલી વધુ ને વધુ ધર્મપ્રવૃત્તિ કર્યા કરો, એ ભગવાનના શાસ્ત્રોનું કહેવું છે. એ કરવાને બદલે પાપપ્રવૃત્તિઓ સાંસારિક પ્રવૃત્તિઓમાં રચ્યાપચ્યા રહેવું છે, અને "મોક્ષના આશય સિવાય ધર્મ થાય જ નહિ' એમ રટયા કરી મનમાં કોરા ભાવ ભાવવા

છે, દા. ત. પર્વતિથિ આઠમ ચૌદશ આવી તો ય એમાં થોડો પણ ત્યાગ તપ નથી કરવો, રોજની જેમ છૂટા મોઢે ખાવું પીવું છે, અને 'અમારા હૈયામાં ભાવ સારા છે, અમારે તો મોક્ષનો જ આશય છે,' એવા સવાસલા કરવા છે, તો ચિત્તમાં સમાધિ નહિ રહે. પૂર્વ પુરુષો ગાંડા નહોતા કે એમણે એકલા આવા કોરા શુષ્ક ભાવથી ન ચલાવ્યું, પણ ભરચક ત્યાગ-તપ, સામાયિક-પ્રતિક્રમણ-પોષધ, જિનભક્તિ-સાધુભક્તિ શાસ્ત્ર-સ્વાધ્યાય, રોજની સાધર્મિકભક્તિ.. વગેરે વગેરે ધર્મપ્રવૃત્તિ-ધર્મઆચારો-ધર્મસાધનાઓ ભરપૂર કરવાની રાખેલી. કેમ આટલી બધી ધર્મપ્રવૃત્તિ? ને કેમ માત્ર કોરા ભાવ નહિ? સમજતા હતા કે,

**ચિત્તની સમાધિ ભરપૂર આશ્રવ-ત્યાગ અને સંવરસાધક ધર્મપ્રવૃત્તિઓમાં રચ્યાપચ્યા રહેવાથી જ સાધી શકાય.**

**સમાધિનું અવ્વલ કારણ ધર્મસાધનાઓ છે.**

માટે અહીં આ ધર્મસાધનાઓને જ સમાધિનું સચોટ કારણ હોવાથી સમાધિરૂપ કહી.

આ 'સમાધિ' અર્થાત્ સમાધિપ્રેરક ધર્મસાધનાઓમાં સુસ્થિત રહીને અર્થાત્ સારી રીતે એટલે કે, વિષયોમાં ઇંદ્રિયોને ન જવા દેતા, ઇન્દ્રિયો પર પાકો નિગ્રહ રાખીને, સાધનાઓમાં સ્થિર રહેવાનું. એમ મિથ્યા દૃષ્ટિના કોઈ મત-મંતવ્યો અને અનુષ્ઠાનમાં મન લઈ ગયા વિના જિનોક્ત ધર્મ-સાધનામાં સ્થિર રહેવાનું.

---

# [૩૮] સાધનામાં ત્રિકરણ–યોગ

આ સાધના પણ ત્રિવિધે અર્થાત્ મન, વચન, અને કાયાથી અર્થાત્ ત્રિકરણથી કરતા રહેવાનું;–મનથી સાધના એટલે મનમાં દા. ત. એજ સમ્યગ્દર્શન જ્ઞાન કે ચારિત્રના જ વિચાર ચાલતા હોય. વચનથી સાધના એટલે કે બોલવાનું થાય તે એનું જ પોષક બોલવાનું થાય. કાયાથી સાધના તે અપ્રમત્તપણે સમ્યગ્દર્શનને શુદ્ધ યા જ્ઞાનને શુદ્ધ કે ચારિત્રને શુદ્ધ કરનારી કરણી કરવાનુ બને. ધર્મના એકેક યોગ સધાય તે આ ત્રિકરણ–શુદ્ધ સધાય; પરંતુ એમ નહિ કે વેશ્યાની જેમ મનમાં જુદું, વચનમાં જુદું અને કાયાથી જુદું! વેશ્યા બેઠી હોય કોઇના ખોળામાં, આંખને ઈસારો કરે બીજાને, સાંકેતિક બોલ બોલે ત્રીજાને, અને મનમાં વળી કોઈ ચોથાને જ ધાર્યો હોય. એવુ ધર્મસાધના કરનાર કાયાથી ક્રિયા અમુક કરે, પણ વાણીથી બીજાને કાંક પૂછે! જવાબ દે! અને મનથી વળી કાંઈક જુદી જ વિચારણા ચાલતી હોય! આ બધું વેશ્યાના ખેલ જેવું છે.

**ત્રિકરણ યોગ વિનાની ક્રિયા વેશ્યાના ખેલ જેવી.**

ધર્મસાધના કરવાની તે મન-વચન–કાયા ત્રણેયથી કરવાની હોય. દા. ત. પ્રભુને 'તુભ્યં નમ.' 'વીરાય નિત્યં નમઃ' એમ વચનથી તો કહીએ, પણ ત્યાં, સાથે જ કાયા એટલે કે માથું નમે, અને મન નમે, અર્થાત્ મન એ

નમસ્કારમાં લાગી જાય, મનને એમ થાય કે, 'પ્રભુ! કયાં તમે? અને કયાં હું? તમે કેટલા બધા પરમ – ઉચ્ચ! અને હું કેવોક અધમાધમ!' હવે વિચારી જોવા જેવું છે કે,–

**આટલી 'વીરાય નિત્યં નમઃ' જેવી સાદી સ્તુતિ-સાધનામાં પણ આપણે શું મન–વચન–કાયા આ ત્રિકરણ લગાડીએ છીએ ખરા? કે ખાલી વચનમાત્ર જ?**

**'લોગસ્સ'માં ત્રિકરણ :–**

આખો લોગસ્સ સૂત્ર બોલી ગયા, એમાં 'અજિઅં ચ વંદે,' 'ચંદપ્પહં વંદે,' 'સંતિં ચ વંદામિ,' 'વંદે મુણિ-સુવ્વયં,' અને 'વંદામિ રિટ્ઠનેમિં' એમ પાંચ ઠેકાણે વંદનનું બોલ્યા ખરા, પણ એકેય વંદનામાં કાયાથી માથું નમ્યાનું યાદ છે? યા મનમાં નમસ્કારનો ભાવ આવ્યાનો ખ્યાલ છે? ના,

અથવા 'લોગસ્સ'માં ચોવીસે ભગવાનના નામ બોલ્યા, પણ એકેક નામ પર લક્ષ ગયું? અથવા એક પણ ભગવાન નજર સામે આવ્યા? હેં, ચોવીસમાંથી ૧–૨ પણ નજર સામે ન આવ્યા? કેમ આમ? ધર્મક્રિયા–ધર્મયોગ ત્રિકરણથી સાધવા તરફ લક્ષ જ નથી! એની પરવા જ નથી!

**બ્રહ્મચર્યમાં ત્રિકરણ :–**

એમ, બ્રહ્મચર્ય ભલે તિથિએ પાળ્યું, પરંતુ ત્યાં ત્રિક-રણ લગાડીને પાળવાનો ખ્યાલ ખરો? એવું પળાતું હોય તો એ દિવસે વાણીથી પત્નીને એમ બોલાય ખરું કે 'તું મને બહુ ગમે છે!' અથવા 'ફલાણાને કન્યા રૂપાળી મળી,' આવું બોલાય? ના, પણ કેમ બોલાય છે? કહો ત્રિકરણથી બ્રહ્મચર્ય પાળવાનો ખ્યાલ જ નથી.

**તપમાં ત્રિકરણ :–**

ત્યારે તપસ્યા કરાય, ત્યાં ત્રિકરણથી તપયોગ સાધવાનો ખ્યાલ જ નથી, એટલે તપના દા. ત. ઉપવાસના દિવસે મન પારણાનો વિચાર કરે છે! અથવા 'અમુક ખોરાક સરસ' એવું મનમાં લાવે છે. વાણીથી ય કદાચ ઘરમાં કહેશે 'કાલે પારણામાં આ બનાવજો,' આમાં મન અને વાણીથી તપ ક્યાં સાધ્યો ?

**સૂયગડાંગ સૂત્રના આર્દ્રકુમાર અધ્યયનના પ્રાંતે સૂત્રકાર સુધર્મા ગણધર ભગવાન આ ફરમાવે છે કે, 'સમાધિ' યાને ધર્મસાધનામાં સુસ્થિત થઇ એને ત્રિવિધે એટલે કે, મન-વચન-કાયા એ ત્રિકરણથી સાધો.**

ટીકાકાર મહર્ષિ શ્રી શીલાંકાચાર્ય આનો ભાવ ખોલતાં કહે છે કે, ધર્મસાધનામા સુસ્થિત થવાનુ તે મન–વચન–કાયાથી, ને ઇંદ્રિયો પર પાકો નિગ્રહ રાખીને, ત્રિકરણથી સુસ્થિત થવાનું; તાત્પર્ય, સારી રીતે સ્થિરતાથી ધર્મસાધના કરવાની.

ધર્મની સાધના કરવી છે તો તે સારી સ્થિરતાથી કરાય તો જ એનું ઉચ્ચ ફળ આવે, એ સ્વાભાવિક છે.

**અસ્થિર મનની ક્રિયા ખેડયા વિનાની કડક ભૂમિ પર બિયારણના વાવેતર જેવી છે.**

જેમ કડક જમીનમાં બિયારણ અંદરની માટી સાથે બંધાય જ નહિ, માટીમાં ભળે જ નહિ, પછી એમાંથી અંકુર

શાનો ફૂટે ? એમ અસ્થિર મન સાથે સાધના બંધાય જ નહિ, મન એમાં ભળે જ નહિ, પછી એનું ઉત્તમ ફળ શાનું આવે ?

માટે અહીં કહ્યું,–'સુસ્થિત' યાને સારી રીતે સ્થિર થઈને સાધના કરો.

**સાધનામાં આ જે સ્થિર થવાનું, તે ઇંદ્રિયો પર પાકો નિગ્રહ કરીને જ થવાય.**

નહિતર એક બાજુ તો સાધના ચાલતી હોય, અને બીજી બાજુ આંખ બીજું જ કાંઈ જોવામાં પડી જાય, કે કાન કેશું સાંભળવામાં જાય, તો મન પણ એની સાથે જ જવાનું. મન વિના તો આંખ–કાન કાંઈ ચાહીને જતા નથી. ત્યારે મન એ આંખ–કાનના વિષયમાં ગયું એટલે ધર્મ–સાધનમાંથી મન ઊંચકાઈ જ ગયું, મનનો ઉપયોગ ત્યાં બહારમાં ગયો, સાધનામાં ન રહ્યો; અને મનના ઉપયોગ વિનાની ક્રિયા ભાવક્રિયા નહિ, પણ માત્ર દ્રવ્યક્રિયા થાય. 'ઉપયોગે ધર્મ' આ સૂત્ર કહે છે, ધર્મસાધનામાં મનનો ઉપયોગ હોય તો જ એ ધર્મરૂપ છે', નહિતર.

**ઉપયોગ વિનાની એ સાધના શબ્દથી કહેવાય ધર્મની, છતાં એ ભાવથી ધર્મરૂપ નથી.**

**કેવી દુર્દશા કે 'ધર્મી જીવ મન વિના ધર્મસાધના કરે છે, છતાં ધર્મ નથી કરતો !' કેમકે ઉપયોગે ધર્મ.**

કેવી દુર્દશા કે ધર્મ–કમાઇ કરવાનો સોનેરી અવસર મનના લક્ષવિના ગુમાવે છે !

## શેઠ મોચીવાડે : દ્રવ્યક્રિયા :–

પેલા શ્રાવકની વાત આવે છે ને ? કે શ્રાવકને આગળ દુકાન, પાછળ ઘર હતું. શ્રાવક સામાયિકમાં બેઠો છે, અને દુકાન પર કોઇ ઘરાક આવી પૂછે છે,– 'શેઠ ક્યાં ગયા ?' એટલે છોકરાની વહુ શેઠ તરફ નજર નાખીને કહે છે 'શેઠ મોચીવાડે ગયા છે.'

ઘરાક તો એ સાંભળીને ચાલી ગયો, પણ સસરો શ્રાવક ખીજાયો કે 'આ વહુ કેવું જુઠું બોલે છે ? હમણાં સામાયિકમાંથી ઊઠીને એની ખબર લઉં છુ.' સામાયિક પૂરું થયું, શ્રાવક ઊઠીને વહુને કહે 'કેમ વહુ ભા ! પેલા ઘરાકને આવું ધરાર જુઠું બોલ્યા ? હું તો ઘરમા જ હતો ? કે મોચીવાડે ગયો હતો ?'

વહુ કહે 'બાપુજી ! માફ કરજો, તમે કાયાથી તો ઘરમાં હતા, પણ મનથી મોચીવાડે ગયા હતા.'

સસરો કહે 'એ શી રીતે કહો છો ?'

### વહુનો તત્ત્વોપદેશ :–

"તમારું મન જોઈને કહ્યું. તમારી નજર ફાટેલા જોડા પર હતી, એટલે મને લાગ્યું કે, તમારા સ્વભાવ મુજબ ગડમથલમાં હશો કે 'આને મોચીવાડે સંધાવવા લઇ જઇશ, પણ માળા મોચી સાંધવાના બેના બદલે ચાર પૈસા માગશે. તો કાંઈ નહિ, એક મોચી પર આપણે થોડું જ મુંડાવ્યું છે ? બીજા મોચી પાસે લઈ જઈશ.' કહો, બાપુ ! આ ખરી વાત ? આ ગડમથલ વખતે તમે ઘરમા હતા ? કે મોચીવાડે ? પછી મેં શું ખોટું કહ્યું ?....

**"આ તમારો પૈસાની અને તુચ્છ પણ ચીજવસ્તુની બહુ માયાનો સ્વભાવ તમને લાખ રૂપિયાની ધર્મસાધનામાં સ્થિર નથી રહેવા દેતો;**

**"ધર્મ વખતે તુચ્છ જડની માયામાં ઝાડુ ખાતર ઝવેરાત ગુમાવવાનું થાય છે.**

"માફ કરજો, આ તો મારા બાપને ઘેર ઉદારતા અને ધર્મસાધનામાં સ્થિરતા જોયેલી છે, તે અહીં ન દેખાતાં હું તો સીદાઈ રહી છું કે મારે કેવો પાપોદય કે પિયેરથી સાસરે આવીને ઉદારતા અને સ્થિરતાથી કરાતો ધર્મ દેખવા મળવાનું ય ગુમાવ્યું!" આ બોલતાં બોલતા વહુ રડી પડી, ને કહે છે "બાપુ! એ દિલના દુ:ખને લીધે આટલું બોલી જવાયું કે શેઠ મોચીવાડે ગયા છે." આમ કહી વહુ ઊઠીને આંખમાં આંસુ સાથે સસરાને પગે પડી કહે છે; "બાપુ! બાપુ! મારા અવિનયની ક્ષમા કરો,"

**સસરાનું દિલ પીગળ્યું :–**

આ જોઇ સસરો પીગળી ગયો, ગળગળો થઇ કહે છે,–

"વહુ! તમે તો ગજબ કરી! મારી અંતરની આંખ ખોલી નાખી! આ હિસાબે તમારી વાત તદ્દન સાચી છે; અને હું આજથી જ પૈસા અને તુચ્છ ચીજવસ્તુની મોહમાયા ઓછી કરી નાખીશ, અને તમને પણ પૂર્ણ અધિકાર આપું છું કે જ્યારે ક્યારે કાંઇ ધર્મ કરવાનો હોય, સુકૃત કરવા જેવું લાગે, તો ખુશીથી કરવાનું; અને સમયે સમયે તમારે મને ધર્મનું સૂચન કરતા રહેવાનું, સાવધાની આપતા રહેવાનું."

સસરો કેમ પીગળી ગયો ? કહો, વહુએ બતાવ્યું કે 'મનનો ઉપયોગ ધર્મસાધનામાંથી બીજે લઈ જતાં લાખ રૂપિયાની ધર્મસાધનાથી પુણ્ય–કમાઈ ખોઈ તુચ્છ જડની ચિંતામાં પડવાનું ને પાપકમાઈ કરવાનું થાય છે ! જે ચિંતામાં આર્થિક પણ કાંઈ બહુ ખાટી જવાતુ નથી."

## ઇન્દ્રિયનિગ્રહથી જડની માયા પોપાતી અટકે :–

આ હિસાબ પર શાસ્ત્રકાર અહીં કહે છે કે 'તુચ્છ જડ વસ્તુમાં તાણી જનાર ઇંદ્રિયો છે.' પેલા શ્રાવકે જોડા પર નજર ઠેરાવી, તો મન આકુળ–વ્યાકુળ થયું. એના બદલે જો ચક્ષુ પર નિગ્રહ મૂકી દીધો હોત, આંખને જ્યાં ત્યાં ફેરવવાનું ન રાખ્યું હોત, કદાચ ને જો આંખ બહારમાં ગઈ, તો તરત પાછી ખેંચી લીધી હોત, તો સામાયિકમાં ચાલુ સજ્ઝાય–ધ્યાનમાં સ્થિરતા રાખી શક્યા હોત.

વળી સામાયિકના પચ્ચક્ખાણમાં પણ, એટલે કે પાપ–વ્યાપારના ત્યાગમાં ય સ્થિર રહ્યા હોત તો એને ભાંગો ન લગાડત.

## ધર્મમાં મન કેમ સ્થિર રહે ? :-

વાત આ છે, કોઇ પણ ધર્મસાધનામાં લાગો, તે પહેલાં મનને નક્કી કરી લો કે 'હવે મારે મન–વચન–કાયા–ઇન્દ્રિયો બધું જ આ ધર્મસાધનામાં જ જોડવાનું, જોડેલું રાખવાનું; બહારના વિષયમાં ઇન્દ્રિયો લઈ જવી હરામ. બહારમાં લાખ રૂપિયાની ચીજ જોવાની આવે કે એવો બોલ બોલાતો

હોય, પણ મારે આંખ-કાન ત્યાં નહિ જ લઈ જવાના; ને કદાચ અણધાર્યા જાય તો તરત પાછા ખેંચી લઈ એના દંડમાં મોઢેથી બોલીને ૨૫ લોગસ્સ ગણવાના.' આવો કોઇ નિર્ધાર અને આવી કોઇ ટેક રખાય, તો ઇંદ્રિયો પર સારો અંકુશ, સારો નિગ્રહ આવી જાય.

**ચાલવામાં નિર્ધાર :-**

જીવનો ઇંદ્રિયોને વિષયો તરફ તણાઈ જવા દેવાનો અનાદિ અનંતકાળનો સ્વભાવ સમજી રાખી કામ લેવા જેવું છે; ઇંદ્રિયો પર પાકો નિગ્રહ યાને અંકુશ મૂકવા જેવો છે. એક દાખલા તરીકે, જેમ રસ્તે ચાલતાં પણ આ ધ્યાન રાખવા જેવું છે કે, 'જીવરક્ષાર્થે નીચે જોઈને જ ચાલવાનુ, પણ આજુબાજુના વિષયો તરફ આંખને ખેંચાવા દેવાની નહિ' નીચે કોઈ નિર્દોષ જીવ બિચારો ભૂલો તો નથી પડ્યો ને ?

ઘરેથી બહાર નીકળતાં જ મનને નિર્ધાર કે 'કામ વિનાનું કશું મારે જોવું જ નહિ.' કાંટાળા રસ્તે ચાલતાં જીવ આ સાવધાની રાખે જ છે, નહિતર આડુંઅવળું જોવા જતાં પગમાં કાંટો ભોંકાઈ જવાનો ભય છે. બસ, એજ રીતે દેવદર્શન-પૂજા-ચૈત્યવંદન-સામાયિક-જાપ-સ્વાધ્યાય-ધ્યાન વગેરે ધર્મસાધના કરવા બેસતાં જ નિર્ધાર, કે 'હવે મારે આમાં જ ખોવાઈ જવાનું; બીજે ક્યાંય આખ કાન જવા દેવાના જ નહિ.' એમ, મન માટે પણ નિર્ધાર કરી શકાય કે, 'હવે મનને પણ બીજા કોઈ વિષયમાં લઇ જવાનું જ નહિ; મનને આ સાધનામાં જ ઓતપ્રોત કરવાનું.'

ગણધર ભગવાન 'અસ્સિં સુઠિચ્ચા' કહીને આ ધર્મસાધનામાં જ જે સુસ્થિર થવાનું કહે છે, એ તે તે ઇંદ્રિયોના સુપ્રણિધાનથી અર્થાત્ સજ્જડ નિગ્રહ કરી, એને ચાલુ ધર્મસાધનામાં જ જોડી રાખવાથી થાય. પછી કહે છે,–

## 'તિવિહેણ તાયી'

અર્થાત્ મન-વચન-કાયાથી એ સાધનામાં સુસ્થિર બનીને મન-વચન-કાયાથી 'ત્રાયી' એટલે કે સ્વ-પરના રક્ષણહાર બનવાનું અહીં 'તિવિહેણ' શબ્દને (૧) પૂર્વના 'સુસ્થિત' શબ્દ સાથે પણ લગાડયો, અને (૨) આ 'તાયી' શબ્દ સાથે ય લગાડયો.

**સાધનામાં ય ત્રિવિધે અર્થાત્ ત્રિકરણે સ્થિર થવાનું; ને ત્રાયી-રક્ષક પણ ત્રિકરણે થવાનું.**

ધર્મસાધનામા સ્થિરતા પણ મન-વચન-કાયાથી લાવવી જોઈએ, અને ત્રાયી-રક્ષણહાર પણ મન-વચન-કાયાથી બનવાનું.

**જૈન શાસનમાં લગભગ બધી સાધનાઓ તિવિહેણ કરવાની છે.**

**નવકારમાં 'તિવિહેણ':-**

એક 'નમો અરિહંતાણં' બોલો એ પણ તિવિહેણ; અર્થાત્ (૧) મન નમસ્કારમાં હોય; એટલે કે દા. ત. મનને એમ ભાસ થાય કે 'અરિહંત તમે કેવા ઊંચા ઉત્તમ! અને હું કેવો અધમાધમ!' (૨) વાણી 'નમો અરિહંતાણં' પદ બોલે. અને (૩) કાયા એટલે કે માથું પણ પ્રભુને નમે. એ રીતે 'નમો અરિહંતાણં' પદ બોલવાનું. એમાં ય

'અરિહંતાણં' બહુવચન છે, તેથી મનની સામે અનંત અરિહંત આવે. અહીં 'અરિહંત' એટલે અષ્ટ પ્રાતિહાર્યની શોભાને યોગ્ય; માટે એ અનંત અરિહંત અષ્ટ પ્રતિહાર્ય સાથે કાં તો દિવસના પડાવમાં અથવા સમવસરણ પર દેખાય કે જ્યાં પ્રભુ સિંહાસન–ચામર–ભામંડલ–છત્ર વગેરે આઠ પ્રાતિહાર્યથી શોભતા છે. પ્રશ્ન થાય,

પ્ર૦–એકજ પદ બોલતાં આટલું બધું સાચવવામાં તો કેટલો બધો સમય લાગે?

ઉ૦– સમય લાગે એમ જે કહો છો તે એટલા માટે, કે આજ સુધી એની પ્રેક્ટિસ નથી કરી એટલે એમ લાગે છે. પણ અવકાશે અવકાશે આનો અભ્યાસ કરતા રહો, તો સ્વીચ દાબો ને જેમ ઝટ લાઈટ થાય, એમ 'નમો અરિ-હંતાણ' બોલતાં જ નજર સામે અનંત સમવસરણ પર અનંત અરિહંત દેખાય. એ જોવાનો મહાવરો કરો, તો પછી સારો મહાવરો થતાં એ પદ બોલતાં મનથી સહેજે અનંત સમવસરણ અને અનંત અરિહંત દેખાઈ જશે. પછી તો કાયિક નમન માટે કલ્પનાથી આપણું મસ્તક એમને નમતું દેખાશે, અને વાણીથી ઉચ્ચારણ તો કરીએ જ છીએ. સાથે આપણે નમીએ છીએ, તો 'આપણી જાતને પ્રભુથી તદ્દન અધમ આત્મા સમજીને નમીએ છીએ,'–એ મન પર લાવવાનું. આ થાય ત્યારે મન–વચન–કાયા એ ત્રિકરણથી નમસ્કાર થયો કહેવાય.

પછી 'નમો સિદ્ધાણં' નમો આયરિયાણં,'.... વગેરે ચાર પરમેષ્ઠીમાં બધે જ આ પ્રમાણે કરવાનું. (૨) સિદ્ધશિલા

પર અનંતા સિદ્ધ જોવાના. પછી (૩) પાટ પર બેસી વ્યાખ્યાન આપતા અનંત આચાર્ય જોવાના. પછી (૪) ગોળ માંડલીમાં બેઠેલા સાધુઓની સામે બાજોઠ પર બેસી વાચના આપતા અનંત ઉપાધ્યાય જોવાના. પછી (૫) અનંત મુનિઓને છેલ્લી ઉચ્ચ આરાધના તરીકે કાયોત્સર્ગ ધ્યાનમાં ઊભેલા જોવાના. એ બધાને આપણું માથું નમતું અને મોં પદ બોલતું મનથી જોવાનું. આમ એકેક પદમાં ત્રિકરણ લગાડવાના; તો જ એ ક્રિયા અને સૂત્રમાં આપણો આત્મા જોડાયો ગણાય.

**મોટી કિંમતી આરાધના મનને ક્રિયામાં જોડયાથી થાય.**

ત્રિકરણ યોગે સાધનામાં મનને તે તે યોગમાં ખાસ જોડવું જોઈએ.

શ્રી જ્ઞાનવિમળસૂરિજી કહે છે,–

**અક્રિય સાધે જે ક્રિયાજી, તે નાવે 'તિલમાત'**

અર્થાત્ મનથી અક્રિય રહી જે બહારથી ધર્મક્રિયા કરે છે, તેની એ ધર્મક્રિયા તલમાત્ર જેટલી ય કિંમતની નથી. બાહ્ય સાધના સાથે મનને સાધનાવાળું કરવું જોઈએ. જેમ સમાધિ યાને જિનાગમોક્ત ધર્મ–સાધનામાં ત્રિકરણથી સુસ્થિર થવાનું, એમ સાથે મિથ્યા ધર્મથી આઘા રહેવાનું. તે પણ ત્રિકરણથી; અર્થાત્ કાયા એ મિથ્યા ધર્મમાં જાય નહિ, વાણી એની અનુમોદના– પ્રશંસા ન કરે, ને મનમાં મિથ્યાત્વની ઘૃણા હોય; અને અવસર આવ્યે ત્યાં વાચિક પણ એની અ–માન્યતા પ્રગટ કરે.

**સાધુ ત્રિકરણે રક્ષણહાર :-**

આવો સાધુ ત્રિવિધ 'તાયી' સ્વપરનો રક્ષણહાર બને છે, ત્રિવિધે-ત્રિકરણે અર્થાત્ મન-વચન-કાયાથી સ્વાત્માનો રક્ષણહાર બને.

સ્વનું રક્ષણ આ, - કે ક્યાંય પોતાના મૂલગુણો - મહાવ્રતોને, અને ઉત્તર ગુણો પિંડ વિશુદ્ધિ-સમિતિ-ગુપ્તિ આદિને જરાય ત્રિકરણે ભંગ અર્થાત્-અતિચાર ન લાગવા દે.

પરનું રક્ષણ આ, - કે ષટ્કાયજીવોને પોતાના તરફથી મન-વચન કાયાથી સહેજ પણ દુભામણ ન થવા દે; એટલે કોઈના ય દિલને આઘાત થાય એવું કરવાનું ન વિચારે; તેમ આઘાત લાગે એવો અપ્રિય-કર્કશ શબ્દ પણ ન બોલે;.... યાવત્ પોતાના બોલથી જો કોઈ જીવની હિંસા થાય કે દુભામણ થાય એવું હોય, તો એવા બોલ પણ ન બોલે. મેતારજ મુનિએ ક્રૌંચ જીવની રક્ષા ખાતર સોનીને ન કહ્યું કે 'તારા જવલા આ જીવ ચણી ગયું છે.' સાધુએ એક આ રીતે પરના રક્ષણે ઉદ્યત રહેવાનું છે. આ દ્રવ્યથી રક્ષા. એમ સાધુ પર ગમે તેવી આફત હોય છતાં પોતાના નિમિત્તે બીજાને કષાય થાય એવું પણ સાધુ ન કરે, ન બોલે, ન ચાલે. આમાં સામો જીવ કષાયથી બચ્યો, એ તે જીવની ભાવથી રક્ષા થઈ. તાત્પર્ય,

**સાધુ તો પરની રક્ષા દ્રવ્યથી પણ કરે, અને ભાવથી પણ કરે.**

**(૧) દ્રવ્યરક્ષામાં એના શરીર વગેરેને દુભામણ ન કરે.**

**(૨) ભાવરક્ષામાં એને પોતે પાપસેવન યા કષાયાદિનું નિમિત્ત ન આપે.**

આ જોતાં જૈનધર્મની કેટલી બધી સૂક્ષ્મતા, નિપુણતા, અને સર્વહિતકારિતા છે! —એ સમજી શકાય એવું છે. પોતાના ધર્મ—પાલનમાં ક્યાંય રાગદ્વેષ—કષાય ન પોષાઈ જાય, કે કોઈપણ જીવની મન—વચન—કાયાએ જાતે દુભામણ ન કરાય, બીજા પાસે દુભામણ ન કરાવાય, તેમજ બીજા સ્વયં દુભામણ કરતા હોય એમાં સહેજ પણ મનથી ય અનુમતિ—અનુમોદન ન થાય, એટલી બધી ચોકસાઈ હોય. ત્યાં ધર્મની સૂક્ષ્મતા અને નિપુણતા કેવી અદ્‌ભુત! ત્યારે જીવમાત્રને અભયદાન દેવામાં એ જીવોની રક્ષા કેવી અદ્‌ભુત!

જૈનધર્મની દ્રવ્ય-ભાવથી જીવરક્ષામાં સૂક્ષ્મતા કેવી છે, એ જો ખ્યાલમાં હોય તો આવા સર્વ હિતકર ધર્મથી વિપરીત ચાલનારા કુધર્મો તરફ આકર્ષણ શાનું થાય?

કે એના પર લેશ પણ સદ્‌ભાવ શાનો રહે? માટે જ શાસ્ત્રકારે લખ્યું કે, એવા મિથ્યામાર્ગ પ્રત્યે તો મન-વચન—કાયાથી ઘૃણા જ હોય.

## મિથ્યામાર્ગની ત્રિકરણથી ઘૃણા!

હા, (૧) મનથી ઘૃણા એ, કે 'અરે! આ મિથ્યાધર્મો જીવોને ધર્મના નામે સ્વ—પરનું અહિત કરનારો પાપમાર્ગ ઉપદેશી રહ્યા છે! શું પાપમાર્ગ એ ધર્મ?' એમ મનમાં મિથ્યા માર્ગ પ્રત્યે ઘૃણા થાય.

વચનથી ઘૃણા એ, કે અવસર આવે ત્યાં મિથ્યામાર્ગ પ્રત્યે પોતાની ઘૃણા—અરુચિ વ્યક્ત કરાય, સ્પષ્ટ કહી બતાવાય, તે પણ એનાં કારણો કહેવા સાથે. ત્યાં પછી શરમમાં

પડી મૌન ન રહેવાય. સામાના મિથ્યામાર્ગના સમર્થનમાં 'હા' 'હા' ન કરાય. ત્યાં સ્પષ્ટ અરુચિ જ બતાવવી જોઈએ.

કાયાથી મિથ્યામાર્ગની ઘૃણા, આ કે મિથ્યામાર્ગના પ્રરૂપક સામે મળ્યા, અગર ઘરે આવ્યા, તો આંખે આંખ ન મિલાવે.

**સુલસાના** ઘરે અંબડ પરિવ્રાજક ગયો, તો એ નજરે દેખાતાં જ સુલસાએ અરુચિ સાથે મોં મચકોડી બીજી બાજુ ફેરવી લીધું. આ કાયાથી ઘૃણા થઈ.

**સુદર્શન** શ્રાવકને ત્યાં એનો પૂર્વનો ગુરુ 'શૂક' પરિવ્રાજક–સંન્યાસી જઈ ચડયો, તો સુદર્શને તરત જ મોં નીચુ કરી દીધું, ને જરાય શેહમાં તણાયા વિના સંન્યાસીની આંખમાં આખ પણ ન મિલાવી! પેલો શૂક સંન્યાસી હબક ખાઈ ગયો કે 'અરે! આ શું? આને કોણે ભરમાવ્યો? આણે પૂર્વની જેમ મારા નગર–પ્રવેશ વખતે ય મોં ન દેખાડયું? મારું સામૈયું ય ન કર્યું? મારા ઉતારે મળવા ય ન આવ્યો? ત્યારે મને લાગ્યું કે, આવો શ્રીમંત ભક્ત ખોઈ નાખ્યો ન પાલવે, તેથી હું સામે ચડીને અહીં આને ત્યાં આવ્યો છું, ત્યારે પણ મારા સામું ય જોતો નથી?' –પરિવાજકને આ ચિંતા પેઠી. આ બધું જોતા સમજાય એવું છે કે, સુદર્શન શ્રાવકની મિથ્યામાર્ગ પ્રત્યે કાયાથી પણ કેટલી બધી ઘૃણા હશે?

**'બધા ધર્મ સરખા' એટલે 'કાચ અને હીરો' સરખા?:**

**સમ્યક્ત્વની અહીં પરીક્ષા થાય છે.** તમને જો સમ્યગ્ મોક્ષ–માર્ગ સમજાયો છે, અને એના પર અથાગ રાગ છે,

અથાગ શ્રદ્ધા છે, તો 'બધા ધર્મ સરખા' એવું બોલાય જ કેમ? કાચ પર રત્ન જેવી શ્રદ્ધા શાની કરાય? એમ મિથ્યા માર્ગ પર અને એ માર્ગના પ્રરૂપક પર સહેજ પણ રુચિ શાની થાય? એના પર સહેજ પણ દાક્ષિણ્ય મનમાં ય શાનું આવે? રત્નની કિંમત સમજતો હોય અને એના પર જેને અથાગ રાગ હોય, એ કાચના ટૂકડાનું મહત્ત્વ જરા પણ આંકે ખરો?

**જૈન ધર્મ – ઇતર ધર્મ વચ્ચે તફાવત :–**

'ભલે આ કાચ એ બનાવટી હીરો કહેવાતો હોય, પણ હીરો તો કહેવાયો જ ને?'–એમ રત્નનો સાચો પારખુ બોલે ખરો? કહો, રત્નના પારખુને તો કાચ તરફ ભારે ઘૃણા હોય, અને કોઈ જો એ કાચને હીરામાં ખપાવનારો સામે આવી જાય તો એની સામું ય ન જુએ. કદાચ જોવું પડે તો ઘૃણાથી રોકડું પરખાવી દે, કે 'શું આ દુનિયાને ઠગવા નીકળ્યા છો? નરદમ કાચના ટુકડાને હીરામા ખપાવવાની માયાજાળ?' બસ, એ સ્થિતિ સમકિતીની હોય. એ સર્વજ્ઞના સર્વ જીવ–અહિંસામય તથા સર્વ પાપવિરતિમય મોક્ષ–માર્ગને રત્ન સમાન લેખતો હોય, અને હિંસા –ભરપૂર તથા અવિરતિ–ભરપૂર મિથ્યામાર્ગોને કાચના ટૂકડા સમાન લેખતો હોય.

આર્દ્રકુમાર મહામુનિના ચરિત્રમાં છેલ્લે છેલ્લે કેટલી સુંદર વાત આવી!

**હાથી મુનિને નમે છે :**

આર્દ્રકુમાર મહામુનિના દર્શનથી અને હાથીખાઉ તાપસોને પ્રતિબોધથી હાથીને તાન ચડ્યું તે ભારે લોખંડી સાંકળો તોડીને મહામુનિની પૂંઠે એમને નમવા માટે નાઠો.

ને મુનિ પાસે પહોંચી નમસ્કાર કરે છે! એના પર શ્રેણિકે આશ્ચર્ય વ્યક્ત કરતાં મહામુનિએ કેટલો ભવ્ય ઉત્તર આપ્યો!

'न दुक्करं वा णरपासमोयणं
गयस्स मत्तस्स वणंमि राय!।
जहा उ चत्तावलिएण तंतुणा
स दुक्करं मे पडिहाइ मोयणं ॥'

'હે રાજન! માણસે નાખેલા ફાંસલામાંથી ઉન્મત્ત હાથીએ પોતાની જાતને છુટી કરવી એ મને તેવું દુષ્કર નથી લાગતુ, જેવું દુષ્કર સ્નેહના તંતુના આંટામાંથી જાતને છોડાવવાનું લાગે છે.'

અહીં 'તતુના બધનમાથી છૂટવાનુ દુષ્કર શી રીતે?' –એથી શ્રેણિકની જિજ્ઞાસા સંતોષવા મહામુનિએ પોતાનો પૂર્વ અધિકાર કહીને રાજાને પ્રતિબોધ કર્યો! અને પોતે પ્રભુ પાસે આવી પ્રભુને વદના કરીને ૫૦૦ હસ્તિ–તાપસોને દીક્ષા આપવા વિનંતિ કરી. પ્રભુએ દીક્ષા આપીને એમને આર્દ્રકુમારના શિષ્ય બનાવ્યા.

---

# [૩૯] જિનાજ્ઞામાં ધર્મ

શ્રી સૂયગડાંગસૂત્રના આર્દ્રકુમાર–અધ્યયનના અં
ગણધર ભગવાન આખા અધ્યયનનો કેવો સુંદર સ
બતાવે છે,–

बुद्धस्स आणाए इमं समाहिं
अस्सिं सुठिच्चा तिविहेण ताइ ।

અર્થાત્ 'બુદ્ધસ્સ' = જેમણે કેવળજ્ઞાનથી તત્ત્વ જાણ્ય
–જોયા છે એવા સર્વજ્ઞ વીર વર્ધમાન સ્વામીની, 'આજ્ઞાથી
યાને આગમથી, આ 'સમાધિ' અર્થાત્ સદ્ધર્મની પ્રાિ
કરીને, આ સદ્ધર્મમાં મન–વચન–કાયાએ સુસ્થિર બનેલ
મુનિઓ 'ताइ' અર્થાત્ ત્રાયી એટલે કે જીવોના રક્ષણહા
હોય છે, અથવા 'ताइ' એટલે કે મોક્ષ પ્રત્યે ગમનશીલ
હોય છે.

અહીં સ્પષ્ટ કહી દીધુ કે–

**સદ્ધર્મ સર્વજ્ઞની આજ્ઞાનુસારે જ હોય.**

આ કહેનાર ગણધર મહારાજ ખુદ પોતે માત્ર અંત
ર્મુહૂર્તમા દ્વાદશાંગીની રચના કરનારા હોય છે. એવ
અદ્ભુત તાકાતવાળા અને એવા અદ્ભુત જ્ઞાની પણ 'આજ્ઞાએ
ધર્મ' કહે છે, એ કેવું માર્મિક કથન છે. અહીં મનને થશે

પ્ર૦–શું દયા અહિંસા એ ધર્મ નહિ ? સત્ય એ ધર્મ
નહિ ? દાન–શીલ–તપ એ ધર્મ નહિ ? માત્ર આજ્ઞા જ ધર્મ

ઉ૦—દયા અહિંસા દાન વગેરે વગેરે બધા ધર્મ, ધર્મ ખરા ય ખરા, અને ધર્મ નહિ પણ ખરા, અનેકાંતવાદ છે. 'ભગવાનની આજ્ઞાનુસાર દયા અહિંસા વગેરે હોય તે ધર્મ; આજ્ઞા બહારના દયા દાનાદિ હોય એ ધર્મ નહિ. દા.ત. કન્યાદાન એ ધર્મ નહિ; કસાઈ જેવાને શસ્ત્રાદિનું દાન એ ધર્મ નહિ. જિનેશ્વર ભગવાનની જલથી પૂજા ને પુષ્પથી પૂજામાં હિંસા છે, છતાં એની જિનાજ્ઞા છે, તેથી એ પૂજા એ ધર્મ છે. 'ધર્મ આજ્ઞામાં છે' એમ કહેવાનું કારણ એ, કે સર્વજ્ઞ ભગવાન અનંત જ્ઞાનથી પ્રત્યક્ષ જુએ છે કે અમુક અહિંસાથી જીવનું આવું આવું કલ્યાણ થયું છે, અને સંયોગવિશેષે કે સમયવિશેષે હિંસાથી જીવનું આવું આવું કલ્યાણ થાય છે. દા.ત.

**હિંસા છતાં ધર્મ !:-**

સર્વજ્ઞ ભગવાને જ અનંત જ્ઞાનમાં જોયું છે કે "સાધુને વિહાર કરતાં કરતાં વચમાં નદી આવે અને એના અમુક અંતરમાં બીજો સ્થળમાર્ગ ન મળતો હોય, તો સાધુ નદી 'જયણાથી' યાને પાણીમાં એકેક પગ મૂકીને ઓળંઘી જાય." આમાં સ્પષ્ટ હિંસા છતા સાધુ બીજા અનેક દોષોથી બચી, સંયમ સારું પાળી શકે છે; માટે આ નદી ઓળંઘવાનું હિંસાયુક્ત છતાં એને સાધુધર્મ કહ્યો. 'નહિ, હિંસા એ ધર્મ હોઈ જ શી રીતે શકે? નદી ન ઓળંઘાય.' એમ આગ્રહ રાખી એક સ્થાને બેસી રહે તો ત્યા ગૃહસ્થો સાથે રાગ, મમત્વ, ભક્તિથી સાધુ અર્થે રાંધેલ ગોચરી-ગ્રહણ, રાગી ગૃહસ્થ સાથે વાતોચીતોમાં બહિર્ભાવ, સ્વાધ્યાય-ભંગ,....વગેરે કેટલાય સંયમઘાતક દોષો ઊભા થાય.

એનાથી સાધુને બચાવવા જયણાથી નદી ઓળંઘવાને ધર્મ કહ્યો.

એમ ગૃહસ્થ માટે પણ જ્ઞાની જુએ છે કે એને ભગવાનની મૂર્તિની પૂજા, ભલે આરંભ–સમારંભવાળી હોવા છતાં, જો એના રોજિંદા કર્તવ્યમા દ્રવ્યપૂજા નહિ હોય, તો એ દુન્યવી આરંભ–સમારંભો અને વિષય–વિલાસોમા પડી જવાનો, ભગવાનની પૂજામાં દ્રવ્ય–અર્પણ નહિ હોય તો ધનમૂર્ચ્છા એવી જ બની રહેવાની. પરિવારમાં આવી ત્રિકાળ જિનભક્તિના આચાર નહિ હોય, તો નવી પ્રજાને બીજી કોઈ ખાસ ધર્મ–પ્રવૃત્તિ નહિ રહેવાથી એ ધર્મહીન અને નાસ્તિક બની જવાની, ને દુન્યવી મહાહિંસામય ધંધાધાપા, સ્નેહી સ્વજન સાથે વિકથા–કુથલી અને વિષય વિલાસોમાં ચકચૂર રહેવાની. પરિણામે એનામાં જૈનધર્મ જેવું શું રહે? 'ના, મૂર્તિની પૂજામા હિંસા થાય માટે એ ધર્મ નહિ' એમ કહી પૂજાથી વંચિત રહે તો પોતાનામા અને પરિવારમાં કેટલા બધા અનર્થો ઊભા થાય? વળી,

**ભગવાનની મૂર્તિ પરની અરુચિ જઈને ભગવાન પર પહોંચે છે.**

દા. ત. પોતાના બાપના ફોટા પર કોઈ આવીને થૂંકે, કાળા લીટોડા કરે, ફોટાને લાત મારે, તો પોતાને એમ લાગે છે કે 'આ માણસ મારા બાપનું અપમાન કરે છે, મારા બાપ પર દ્વેષિલો છે.' તો જેમ બાપના ફોટા પર દ્વેષ અને બાપના ફોટાનું અપમાન એ બાપ પર દ્વેષ અને બાપનું અપમાન છે, એમ ભગવાનની મૂર્તિ પર અરુચિ–દ્વેષ એ ભગવાન પર અરુચિ–દ્વેષ છે, ને ભગવાનની મૂર્તિનું

અપમાન એ ભગવાનનું અપમાન છે. આવા બધા મહા અનર્થો જ્ઞાનીએ જોઈને એનાથી બચાવી લેવા તથા જિન-ભક્તિ–પરમપાત્રદાન વગેરેના લાભ માટે મૂર્તિપૂજામાં ધર્મ કહ્યો. એના બીજા અપરંપાર લાભો પ્રાપ્ત કરાવવા ગૃહસ્થને માટે મૂર્તિનિર્માણ, મંદિરનિર્માણ, મૂર્તિપૂજા, ઉત્સવ વગેરેને હિંસાયુક્ત છતા ધર્મ કહ્યો.

સારાંશ, ધર્મ શું ? તો કે સર્વજ્ઞ જિનેશ્વર ભગવાનની આજ્ઞા એ ધર્મ. પછી આજ્ઞાનુસાર અહિંસા, સત્ય, અપ-રિગ્રહ, એ ય ધર્મરૂપ છે, અને એમા ક્યારેક હિંસા ય ધર્મરૂપ બને, અને પરિગ્રહે ય ધર્મરૂપ બને. મૂર્તિપૂજા, સંઘયાત્રા, સાધર્મિક–વાત્સલ્ય વગેરે હિંસાયુક્ત છતાં ધર્મરૂપ છે. એમ મંદિરના કે બીજા ક્ષેત્રના દ્રવ્યનો પરિગ્રહ એ ધર્મરૂપ છે.

માટે તો ધર્મના બે પ્રકાર બતાવ્યા,–

**ધર્મ ૨ પ્રકારે,–(૧) નિરાશ્રવ ધર્મ અને (૨) સાશ્રવ ધર્મ.**

'નિરાશ્રવ' મા હિંસા–જૂઠ વગેરે આશ્રવોથી રહિત સાધ્વાચાર આવે; અને 'સાશ્રવ' મા હિંસામય આરંભ–સમારંભ અને ધર્મદ્રવ્ય – પરિગ્રહ વગેરે આશ્રવ સહિત જિનમૂર્તિપૂજા વગેરે આવે મહાવીર ભગવાને શાસન સ્થાપ્યું એ આજસુધી અવિચ્છિન્ન ચાલ્યુ આવ્યું છે એ, આ બે પ્રકારના ધર્મના પાલન ઉપર ચાલ્યું આવ્યું છે; પણ એકલા નિરાશ્રવ ધર્મ પર નહિ.

## એકલા નિરાશ્રવ ધર્મ પર શાસન ન ટકે.

સાધુના આચાર–પાલનમાં પણ સાશ્રવ ધર્મ હોય છે. વસ્રપાત્રાદિની પ્રતિલેખના કરે, પ્રતિક્રમણ વગેરેમાં રજોહરણથી પૂંજે – પ્રમાર્જે, ઊઠ–બેસ કરે, એમાં વાયુકાયની વિરાધના થવાનો સંભવ છે, એટલે એય અંશે સાશ્રવ ધર્મ બને છે.

'મૂર્તિપૂજામાં હિંસા છે, આશ્રવ છે. હિંસા–આશ્રવમાં ધર્મ ન હોય,' – એમ કહેનારને પૂછો કે 'પ્રભુએ શાસન સ્થાપ્યા પછી જો સાશ્રવધર્મના પાયા પર શત્રુંજય સમેતશિખર વગેરે મહાન તીર્થો, જિનમંદિરો, જિનભક્તિ–મહોત્સવો, યાત્રા–સંઘો, સાધર્મિક વાત્સલ્ય વગેરે ચાલ્યું ન આવ્યું હોત, અને તદ્દન અહિંસામય નિરાશ્રવ ધર્મનો જ આગ્રહ રખાયો હોત, તો આ તારા મૂર્તિપૂજા – વિરોધનો ધર્મ સ્થાપનારા સુધી શાસન પહોંચ્યું હોત ખરુ ? શુ ભગવાન પછી શાસન એકલા નિરાશ્રવ ધર્મ પર ચાલી આવ્યું છે ? ના, અને જો શાસન જ ન ચાલી આવ્યું હોત, તો તારાથી મનઃકલ્પિત માર્ગ ચલાવવાની ગુંજાયશ જ શી હતી ?'

વાત આ છે, – શુદ્ધ જૈન માર્ગ બે પ્રકારનો સાશ્રવ અને નિરાશ્રવ. આમા

પ્ર૦ – સાશ્રવ છતાં ધર્મ ?

ઉ૦ – આવો પ્રશ્ન થાય એનું સમાધાન આ, કે 'હા ધર્મ; કેમકે ધર્મ સર્વજ્ઞ ભગવાનની આજ્ઞામાં છે, અને -સર્વજ્ઞ ભગવાનનું વચન છે,– ધર્મ બે પ્રકારે, સાશ્રવ અને નિરાશ્રવ.' એટલે સાશ્રવ પણ ધર્મ છે. ધર્મ કક્ષા મુજબનો

હોય. નિરાશ્રવ દશા ન આવી હોય ત્યાં સુધી શું ધર્મ જ ન હોય ?

## સંયમમાં ત્રિવિધે સ્થિર

ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ શ્રી સૂયગડાંગ સૂત્રના આર્દ્રકુમાર અધ્યયનના અંતે આ કહ્યું 'બુદ્ધસ્સ આણાએ ઈમં સમાહિં' આ 'સમાધિ' યાને ધર્મ સર્વજ્ઞ ભગવાનની આજ્ઞા–આગમને અનુસારે છે. પછી કહે છે.

'અસ્સિં સુઠિચ્ચા તિવિહેણ તાઈ'

અર્થાત્ આ સત્ ધર્મમાં ત્રિવિધે યાને મન–વચન–કાયાથી સુસ્થિર થઈ સાધુ 'તાઈ' બને.

અહીં 'ત્રિવિધે' સુસ્થિર' કહ્યું એથી સૂચવ્યું કે સાધુ પોતાના સાધુધર્મમા મનથી સ્થિર રહે, એટલે કે પોતે જે સયમધર્મ લીધો છે એમાં મનને એવું સ્થિર રાખે કે,

### (૧) મનથી સંયમમાં સ્થિર :–

મનમા અસંયમનો વિચાર સરખો ન આવે. દા. ત. ગરમી બહુ પડી ત્યાં સાધુને મનમા એમ ન થાય કે 'ઠંડો પવન આવે તો સારુ' અથવા 'હવે વરસાદ પડે તો સારું;' કેમકે એ વાયુકાય અપ્કાય વગેરે જીવોની હિંસારૂપ અસંયમનો વિચાર છે. મહાત્માઓ મનમા પણ અસંયમ ન પેસવા દેવ: અને સયમને સુરક્ષિત રાખવા ક્યાં સુધીની સાવધાની રાખતા ! કે દા. ત. ગજસુકુમાળ મહામુનિના માથે ગુસ્સે ભરાયેલ સોમિલ સસરાએ માટીની પાળ કરી એમાં ધગધગતા અંગારા મૂક્યા, તો મહામુનિ વિચારે છે કે 'જો જીવ ! જરાક હાલીશ, તો સંભવ છે અંગારો નીચે પડી

કોઈ જીવને બાધે, ને એમ મારે અસંયમ થાય,' તેથી મૌન કરીને સ્થિર રહ્યા.

(૨) એમ, વચનથી સંયમમાં સુસ્થિર, એટલે એક પણ વચન એવું ન બોલે જેમાં અસંયમ થાય. દા. ત. મેતારજ મુનિને સોનીએ પૂછ્યું મારા સોનાના જવલા ક્યાં? મુનિએ પહેલાં જોયેલું કે ક્રૌંચ પક્ષી એ જવલા ચણી ગયું તે ઝાડ પર બેઠું છે. છતાં એમણે ન કહ્યું કે પેલું પક્ષી ચણી ગયું છે, કેમકે એમાં અસંયમનો સંભવ છે. સોની એ જાણીને પક્ષી કદાચ પક્ષી પર પત્થર મારી પક્ષીને નીચે પાડે! મુનિ મૌન છે, એટલે સોની સમજ્યો કે 'મુનિએ જ લઈને સંતાડ્યા છે.' તેથી ગુસ્સે થઈ મુનિના માથે ચામડાની પટ્ટી કચકચાવીને બાંધી, ને એમને તડકે ઊભા રાખ્યા. અહીં મુનિ એટલું પણ ન બોલ્યા કે 'મેં નથી લીધા,' કેમકે એમાં પણ કદાચ સોની એવું ચિંતવે કે તો પછી નક્કી પક્ષી ચણી ગયું, તેથી એને મારવા લે – એ અસંયમ થાય.

'વચનથી સંયમ' એટલે મુનિ ગૃહસ્થને એટલું પણ ન કહે કે 'અહીં આવો' કેમકે એમાં એ ગૃહસ્થ જોયા વિના ચાલે એમાં કોઈ ઝીણા જીવ મરવાનો સંભવ છે; એમાં અસંયમ થાય. જ્યાં સાધુથી આટલું ય ન કહેવાય, તો બીજી કુત્સિત પાપ-પ્રવૃત્તિનું તો શાનું જ બોલાય?

સામાયિક પારવાનો આદેશ ન અપાય :–

જિન શાસનનો સંયમમાર્ગ–ચારિત્રધર્મ અજોડ કોટિનો છે. જૈનેતર કોઈ ધર્મમાં આની જોડ ન મળે. એવી સંયમ-માર્ગની સૂક્ષ્મતાઓ જૈન ધર્મમાં છે. શ્રાવક સામાયિક–

સમય પૂર્ણ કરી આદેશ માગે કે 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક પારું ?' તો સાધુ એમ ન કહે, એમ આદેશ ન આપે, કે 'પાર,' અથવા 'જેવી તારી ઇચ્છા,' યા જેમ 'તને સુખ ઉપજે એમ કર,' ના, સાધુ આવું કાંઈ ન કહે; કેમકે એમાં અ-સંયમની સંમતિ થાય છે.

'સામાયિક પાર' એમ કહેવું એટલે 'સામાયિક-સંયમમાંથી ઊઠ, ને અસંયમમાં જા,' એ જ ને? 'જેવી તારી 'ઇચ્છા' કહેવું એટલે? સામો 'પારું ?' પૂછીને સ્પષ્ટ ઈચ્છા પારવાની યાને સંયમમાંથી નીકળી જવાની ને અસંયમમાં જવાની તો બતાવી જ રહ્યો છે, એમાં હવે 'જેવી તારી ઈચ્છા' કહીને સંમતિ બતાવવાનું થાય. એવી સંમતિ કેમ બતાવી શકાય ?

'તને સુખ ઉપજે એમ કર' એમ પણ સાધુ કેમ કહી શકે? કેમકે સામાયિક પારનારો 'પારું ?' એમ પૂછે છે એ જ બતાવે છે કે એને હવે પારવામાં અર્થાત્ સંયમ મૂકી દેવામાં સુખ ઊપજે છે. તો એમાં સંમતિ કેમ અપાય ? માટે ત્યાં સાધુ તો એટલું જ કહે કે 'પુણોવિ કાયવ્વં' અર્થાત્ 'તું સામાયિક પારવાનું પૂછે છે, તો અમારું એટલું જ કહેવું છે કે સામાયિક ફરીથી પણ કરવા જેવું છે.'

જૈન શાસનની આ સાધુને વચનથી પણ સંયમમાં સુસ્થિર રહેવાની સૂક્ષ્મતા બીજા કયા ધર્મમાં મળે ?

સારાંશ, સાધુએ વચનથી પણ સંયમમાં સુસ્થિર રહેવા માટે બોલવામાં ય ખૂબજ સાવધાન રહેવાની જરૂર છે.

**(૩) એમ સાધુ કાયાથી પણ સંયમમાં સુસ્થિર રહેનાર હોય.**

દા. ત. રસ્તે ચાલતાં આજુબાજુ ગમે તેવા પ્રલોભનો હોય છતાં એને જોવામાં ન પડતાં, પગતળે કોઇ જીવ ન મરે એ માટે નીચે જોતાં જ ચાલે. અર્થાત્ ઈર્યાસમિતિ પાળે.

**આર્યમંગુના શિષ્યો :-**

એટલે તો આચાર્ય આર્યમંગુના શિષ્યો, આચાર્યશ્રી કાળધર્મ પામી યક્ષ તરીકે ઉત્પન્ન થયા પછી, નગર બહાર જતા હતા એ વખતે ત્યાં નગરની ખાળ પાસે યક્ષના મંદિરની પત્થરની મૂર્તિની જીભ બહાર નીકળેલી! અને હાલતી હતી! પણ સાધુ એ જોવા ઊભા ન રહ્યા. કેમકે (૧) એક તો સાધુ પોતે સંયમાર્થે નીચે જોઈને ચાલવાના ઉપયોગમા હતા, તેમજ (૨) બીજું એ, કે આવું તેવુ નવાઈ જેવુ કાઇક જોવાનુ મન થાય એ બાહ્યભાવ હોવાથી, એમાં પણ અસંયમ છે, એમ સમજતા હતા. સાધુ સંયમ મૂકીને એમાં શાના પડે? તાત્પર્ય, સાધુ સંયમમાં કાયાથી પણ સુસ્થિર હોય.

**મુનિને ઇંદ્રિયોનું સુપ્રણિધાન :-**

અહીં દ્વિતીય અંગ આગમ 'સૂત્રકૃતાંગ' નામના મહાન શાસ્ત્રના ધુરંધર વિદ્વાન ટીકાકાર આચાર્ય શિલાંકસૂરિજી મહારાજ કહે છે કે સાધુ મન-વચન-કાયાથી સંયમમાં સુસ્થિર થાય તે ઈન્દ્રિયોને 'સુ-પ્રણિહિત' રાખીને સુસ્થિર થાય. 'સુપ્રણિહિત' એટલે સારા પ્રણિધાનવાળી યાને સારી રીતે શુભ વિષયમાં એકાગ્ર. તાત્પર્ય, જૈન સાધુ એક પણ ઈન્દ્રિયને અશુભ વિષયમાં ન જવા દે. દા. ત.

આંખ જીવરક્ષા, શાસ્ત્ર, જિનદર્શન, અને ગુરુ–મુનિ-દર્શનમાં જ જાય, પણ કોઈ જ સ્ત્રી, પશુ–પંખી કૌતુક, પૌદ્‌ગલિક હવેલી–બાગ–બગીચા વગેરે જોવામાં જાય નહિ. એમ,

કાન ગુરુ–શિક્ષા. સારણા–વારણા, શાસ્ત્રપદો, આધ્યાત્મિક ગીત, તત્ત્વ–પ્રતિપાદન; ધર્મકથા, સ્વદોષ–નિરૂપણ, પરગુણ વર્ણન, વગેરે સાંભળવામાં જ જાય; પરંતુ પરનિંદા, સ્વપ્રશંસા, ભૌતિક વાતો, કષાયપ્રેરક બાબતો, વિકથા, પાપકથા, કુથલી.. વગેરે સાંભળવામાં કાન જાય જ નહિ. ત્યારે,

જીભ પણ, કાનથી જે સાંભળવા યોગ્ય બતાવ્યું. એ જ બોલવામાં વપરાય , પર તુ ન સાંભળવા યોગ્ય બોલવામાં ન વપરાય. એમ જીભથી ખાવાની બાબતમા શક્ય એટલું રુક્ષ–લુખ્ખું, રસકસ વિનાનું, અને પરિમિત જ ખવાય. ત્યારે.

ઘ્રાણેન્દ્રિય અને સ્પર્શનેન્દ્રિય પણ અનુચિત વિષયોમાં ન લઈ જવાય.

**ઇંદ્રિયોનું 'સુપ્રણિધાન' એટલે સમ્યક્‌પ્રયોગ.**

અર્થાત્ ઇંદ્રિયોને સદ્‌વિષયમા જ જોડવી. અસદ્‌ વિષયમાં ન જવા દેવી.

ઇન્દ્રિયોનું આ સુ–પ્રણિધાન હોય તો જીવ અહીં પણ કેટલો બધો સુખી થઇ જાય! અરે! એક ચક્ષુના સ્ત્રી–રૂપઆદિ અસદ્‌ વિષયો ટાળે, અને જિનમૂર્તિ શાસ્ત્રાક્ષર આદિ સદ્‌ વિષયોને જ પકડે, તો પણ કેવી મહાન સુખ-શાન્તિ અનુભવે!

---

## [૪૦] ઇંદ્રિયોના દુરુપયોગમાં નુકસાન

ચક્ષુથી પહેલુ તો ભગવાનનું મુખદર્શન, ગુરુ અને સાધુઓનું દર્શન, તથા શાસ્ત્રના અક્ષરોનું દર્શન જ કર્તવ્ય માન્યા એટલે જગતનુ જોવાનું માંડી વાળ્યું. તેથી એ જગત્–દર્શન નિમિત્તના કેટલાય રાગદ્વેષ, કેટલાય અસત્ વિકલ્પો, અને ચિંતાઓ તથા સંતાપ વગેરેથી બચી જાય. એથી ઊલ્ટું કરવામાં નુકસાન અપરંપાર.

**માણસ ઘણો તો દુઃખી કેમ થાય છે? જગતનું જોઇને.**

'બીજો રૂપાળો છે, એની પાસે આ બંગલો છે, મોટર છે, ' વગેરે જોઈ જોઇને પોતે દુબળો પડે છે કે 'આપણે આવા પુણ્યશાળી નહિ!' આગળ વધીને ઈર્ષ્યા કરે છે કે 'આને આ ક્યાં મળ્યુ ?' ત્યારે કોઇની ઇર્ષ્યા કર્યા પછી એના સુકૃત–સદ્ગુણો જોવાની તો વાતે ય શાની? ઊલ્ટું, કાં તો એનું લૂટવાની અગર એનુ નષ્ટ થાય એ જોવાની લાલસામા રહે છે! કેવી અધમ મનોવૃત્તિ? શાના ઉપર? ચક્ષુના અસત્પ્રયોગ યાને દુરુપયોગ પર, ચક્ષુના યથેચ્છ સંચરણ પર. જો ચક્ષુથી જગતનુ જોવા ન ગયો હોત, અથવા સહેજે દેખાઈ પડ્યા પર આંખ–મિચામણા કર્યા હોત, જોયું ન જોયું કર્યું હોત, તો તો સ્વસ્થ રહેત, અધમ મનોવૃત્તિ ન કરત. પણ ચક્ષુનું આ અ–પ્રણિધાન–દુષ્પ્રણિધાન છે, અર્થાત્ સદ્વિષયમાં જ એકાગ્રતા નહિ, તેથી આ મોંકાણ ઊભી થાય છે. માટે જ કહેવાય કે–

## જગતનું જુઓ ને રુઓ.

**જગતનું જોવા જતાં ફોગટના રાગ અને દ્વેષ થાય છે.**

'આ બંગલો સરસ! પેલું મકાન રદ્દી છે!' આવા આવા ટકા આપવાથી પોતાને શુ મળે છે? કશું નહિ. મફતિયા રાગ ને દ્વેષના કચરા પોતાના દિલમા ઘાલવાનું થાય છે! બજારમા એક લટાર મારી આવે, દિવાળી જોવા નીકળે, એમા દિલમા કેટલી રકમના રાગ-દ્વેષના ઉકરડા ભરવાનું થાય? તો શું દિવાળી જોઈને સુખી થયો? ના, સુખી તો જગતનું જોવાનું જે માંડી વાળે છે એ થાય છે. પૂછો, -

## જગતનું અનુચિત જોવા-જાણવાનાં નુકસાન

પ્ર૦ - જગતનુ જોવાની લાલચ શી રીતે રોકાય?

ઉ૦- આ વિચારથી રોકાય કે, -

**ચક્ષુના દુરુપયોગનાં નુકસાન ;-**

'(૧) સંસારમાં અનંત કાળથી ભટકતા જગતનુ જોવામાં કાંઈ બાકી રાખ્યુ નથી. જોયું, જોયું, ઘણું જોયુ, મન! હવે તું ધરપત કર; નહિતર આ અનુચિત જોવાની ભૂખ મટવાની નથી.

'(૨) આ સારી બુદ્ધિ-અક્કલવાળા ઉત્તમ અવતારમાં જગતનું જોવાની લાલચ પોષ્યા કરીશ, તો જોઇને તૃપ્તિ તો નહિ થાય, કિન્તુ એ જોવાના વધારી મૂકેલ કુસંસ્કાર પછીના જન્મોમાં જગતનું જ જોવરાવ્યા કરશે. અથવા

'(૩) જગતનું જોવામાં ચક્ષુના દુરુપયોગથી પછીના

જનમમાં ચક્ષુ પામવાની યોગ્યતા જ નહિ રહે. તેથી એકેન્દ્રિય–બેઇન્દ્રિય–તેઇન્દ્રિયના અવતાર! અગર પંચેંદ્રિયમાં જન્મસિદ્ધ અંધાપાના અવતાર મળશે!'

**સારી વસ્તુનો દુરુપયોગ કરો એટલે? ફરીથી સારી વસ્તુ મળવાને નાલાયક બનો.**

**(૪) જગતનું જોવાના રસમાં (i) પોતાના આત્માનું (ii) ભગવાનનું અને (iii) પૂર્વ પુરુષોના પરાક્રમનું જોવા–વિચારવાનો રસ રહેતો નથી.**

રસ નહિ એટલે પછી પ્રવૃત્તિ નહિ, અને પ્રવૃત્તિ થાય તો લુખ્ખી. જગતનું અનુચિત જોવા કરવામાં આ એક મોટી ખોટ છે. એટલું જ નહિ, પણ

(૫) દેવદર્શનાદિ ધર્મ–ક્રિયા કરવામાં પણ (i) રસ–આનંદ નહિ આવે; કાં તો (ii) જતી કરશે, યા (iii) વિલંબે મૂકશે, અથવા (iv) ધર્મ ક્રિયા કરશે તે શુષ્ક દિલથી કરશે, અને (v) વચમાં આસપાસનું જોવા માટે ડાફોળિયાં મારશે! સાંજ પડચે પ્રતિક્રમણ કોણ નથી કરવા દેતું? 'ચાલોને જરા બજારમાં આંટો મારી આવીએ' 'સ્નેહી સંબંધીને જરા મળી આવીએ' 'ઘડી પાડોશી સાથે બેસીએ,'–

**આવા આવા ફોગટિયા રસ લાખ રૂપિયાના પ્રતિક્રમણની માંડવાળ કરાવે છે.**

ત્યારે જો એ બહારનું જોવાનો રસ પડતો મૂક્યો હોય અને પ્રતિક્રમણ, યા મંદિરમાં પ્રભુભક્તિ, કે પૂર્વ પુરુષના

ચરિત્રનું વાંચન રાખ્યું હોય, તો જીવ એમાં કેટલી બધી સુખશાન્તિ અનુભવે! ચક્ષુ–પ્રણિધાન યાને ચક્ષુના સત્પ્રયોગનું એટલે કે ચક્ષુને અસદ્ વિષયોમાંથી રોકીને સદ્‌વિષયમાં અગર અંતરાત્મામાં રોકી એકાગ્ર કરવાનું આ ઉત્તમ ફળ છે!

એમ શ્રોત્રઇન્દ્રિય–કાનનું પ્રણિધાન યાને અસદ્ વિષયોનાં અ–શ્રવણ અને સદ્‌વિષયોનાં શ્રવણમાં કાનની એકાગ્રતા પણ કેટલાય અનર્થોથી બચાવે! અને મહા સુખ-શાન્તિ અપાવે!

**શ્રોત્રેન્દ્રિયના દુરુપયોગનાં નુકસાન :–**

'ચાલો બે ઘડી બીજા સાથે વાતચીત કરી એની પાસેથી નવુ સાંભળીએ' એમ કરી સાંભળવા બેસે એમાં સારું શું પામે? પેલાની વાતો પર મફતિયા રાગ–દ્વેષના કચરા પોતાના દિલમાં ઘાલવાનું થાય. જરૂર પડ્યે એ સાંભળીને પોતાના જીવનમાં નવી પાપ યોજનાઓ ઘડવાનું થાય. મફતિયા વાતોમાં બીજાની નિંદા સાંભળવાનું બહું આવે. કવિ કહે છે ને કે

"કરત પ્રશંસા સબ મિલ અપની, પરનિંદા અધિકેરી."

એવી નિંદા સાંભળીને ગુણિયલ પર પણ દ્વેષ કરવાનું થાય. જો એમાં વળી પોતાના કુટુંબી કે સ્નેહીની નિંદા સાંભળવા મળે, તો એ કુટુંબી વગેરે પ્રત્યે દિલમાં અભાવ દુર્ભાવ–વૈમનસ્ય ઊભું થવાનું, તેથી પછીથી એની પ્રત્યે વ્યવહાર પણ એવો અનુચિત થવાનો; અને એમાં જરૂર પડ્યે જીવનભર માટે સ્નેહ–સદ્‌ભાવના સંબંધ તૂટે! વધારામાં મન સદાને માટે એમના પ્રત્યે દ્વેષિલું રહ્યા કરશે!

કેવા કેવાં નુકસાન! સંભવ છે એ નિંદાની વાતો બનાવટી ય હોય; તો ખોટાં જ નુકશાન વેઠવાનાં થાય ને?

શ્રોત્રેન્દ્રિયનું પ્રણિધાન નહિ, સદ્‌વિષયોમાં જ એકાગ્રતા નહિ, અને અસદ્ વિષયોમાં જોડવાનું રહે, એની કેટલી મોકાણ?

શ્રોત્રેન્દ્રિયના અસત્ પ્રયોગમાં આટલેથી ય બસ નથી. કિંતુ.

**કુથલીના રસમાં કેવા ભયંકર નુકસાન?:-**

(૧) '**કુથલી** અર્થાત્ ફજુલ ટોળટપ્પા' સાંભળવામાં બાહ્યભાવ અને ક્ષુદ્ર તુચ્છ વસ્તુનાં રસ પોષાવાથી શાસ્ત્રની ઉમદા વસ્તુ સાંભળવાના રસ મરી જાય; ને નર્યો બાહ્યભાવ યાને બહિરાત્મ દશા પોષાય, એથી આધ્યાત્મિક-ધાર્મિક વસ્તુમાં હૈયું ગદ્‌ગદ્ અને તલ્લેશ્ય ન બને. પછી એ કુથલીના રસમાં વ્યાખ્યાન કે પ્રતિક્રમણમાં બેઠો ય કુથલી કરશે!' અને એમાંથી ઊઠયા પછી કુથલી કરવા-સાંભળવામાં એટલો બધો રસ લેશે કે વ્યાખ્યાન-પ્રતિક્રમણની કશી વસ્તુનું સંભારણું જ નહિ કરે! આ કેવાં મહા નુકશાન! ત્યારે,

(૨) '**વિકથા**' એટલે કે ભોજનકથા, રાજ્યકથા, દેશકથા, અને સ્ત્રીકથા સાંભળવામાં વગર જોઇતા રાગદ્વેષનાં અને કષાયના કચરા મગજમાં ઘાલવાનું થાય, પાપની ઠમઠોક અનુમોદના થાય. સ્ત્રીકથામાં વળી વાસના-વિકારોની વિહ્વળતા થાય. ભોજનકથામાં ભોજનનો રસ ઊભો થઇ, ધરાયેલા પેટે પણ ભોજનના વિકલ્પો ચાલે; અને ભજનનો રસ યાને ત્યાગ-તપ-પ્રભુભક્તિ વગેરેનો રસ માર્યો જાય. કહો, ભોજનકથા ભજનકથાને ભુલાવે.

(૩) **પાપકથા** સાંભળવામાં કાન ધર્યા, અને સાંભળવામાં જો દર્શન–ભેદિની કથા આવી, તો સમ્યગ્દર્શનનો જ નાશ કરી નાખે! યા એને અતિચાર લગાડી દે. શો સાર કાઢયો ? કેટલા જન્મોની તપસ્યા પછી અને અહીં સદ્‌ગુરુના મહા ઉપકારથી મોંઘેરું સમકિત પામ્યા હતા; એમાં કાનના અસદ્ વિષય સાંભળવાના રસમાં સહેજમાં સમકિતનો નાશ! શ્રદ્ધા ગુમાવવાનું થાય !

**નંદમણિયાર** પાર્શ્વનાથ ભગવાનના શાસનનો સારો શ્રાવક, પણ પાછળથી સત્સંગ ગુમાવી જેવા તેવા મિથ્યાદૃષ્ટિઓના સંગમાં એવી એવી વાતો સાંભળીને સમકિત ગુમાવનારો બની ગયો, તો વાવડી બંધાવવાના રસમાં ચડ્યો, બંધાવી, ને અંતે મરીને એ જ વાવડીમાં દેડકા તરીકે જનમ્યો !

**મરીચિએ** ચારિત્ર મૂકયું હતું, સંન્યાસી બનેલો, છતાં સમ્યક્ત્વ ટકાવી રાખ્યું હતું; માટે તો એના ઉપદેશથી જે બૂઝતા, એમને એ પ્રભુ પાસે અને પ્રભુના મોક્ષ પછી પ્રભુના સાધુ પાસે દીક્ષા લેવા મોકલતો. પરંતુ કપિલ રાજકુમાર એવો મળ્યો કે મરીચિના ઉપદેશથી એ વૈરાગ્ય તો પામ્યો, પણ મરીચિ પાસે જ દીક્ષા લઈ એનો જ શિષ્ય થવા આગ્રહ કરતાં પૂછે છે 'શું ધર્મ ત્યાં સાધુ પાસે જ છે? તમારી પાસે નથી?' આ વચન લલચાવનારું સમકિત–ભેદક પાપવચન હતું, સમકિતભેદિની પાપકથા હતી. મરીચિએ એ વચન કાન પર લીધું, અને સમકિત ગુમાવી જવાબ દીધો,– 'કપિલ! ધર્મ ત્યાં પણ છે અને અહીં પણ છે.'

આ પરથી આજે એવા કુમિત્રોની વાતો કેવી ખતરનાક નીવડે! ને કેવીક શ્રદ્ધાને ખત્મ કરી દે! એ વિચારવા જેવું છે.

એમ, **ચારિત્રભેદિનીકથામાં** જો કાન જોડ્યા, તો એ ચારિત્રનો નાશ કરી નાખે. આમાં ભગવાનનો ભક્તિઉત્સવ,– ઉપધાનાદિ અનુષ્ઠાન, ત્યાગ, તપસ્યા સાધુ–વૈયાવચ્ચ.... વગેરેની હલકાઈ ગાનાર ને એની નિંદા કરનારનાં વચન એ પણ ચારિત્રભેદિની પાપકથારૂપ બને, – એને સાંભળનારો ક્યાં તો એ ચારિત્ર વગેરે ગુમાવે, અથવા એમાં શિથિલ પડે,– યા એમાં ઉલ્લાસ–આલ્હાદ–આદરભાવ ગુમાવે. એમ ગુરુની, સાધુ મહારાજની, યા શ્રાવકની હલકાઈ સાંભળવામાં કાન જોડે, તો પોતે ગુરુ પરનો, સાધુ પરનો, યા શ્રાવક પરનો સદ્ભાવ ગુમાવનારો બને. આ પણ પાપકથા છે.

આજે જેને જેમ ફાવે તેમ બોલવાનું ચાલ્યુ છે; પરંતુ બોલનારને ભાન નથી કે

**તું ફાવે તેમ બોલીને એ સાંભળનારનો કોઇ ચારિત્રનો ભાવ, કોઈ ધર્મક્રિયાનો ભાવ, યા તપનો ભાવ, કે કોઈ ત્યાગનો ભાવ. કે સદ્ગુરુ પરનો શ્રદ્ધાનો ભાવ તોડી રહ્યો છે.** એ તોડવો એટલે જે બિચારાનો ભાવ તૂટ્યો, એ હવે ચારિત્ર તો તોડશે, ધર્મક્રિયા તો મૂકશે, ત્યાગ તો છોડી દેશે, પરંતુ વિશેષમાં એ ચારિત્રાદિ પર અભાવવાળો થશે! એથી બીજાઓને પણ એવી જ સલાહ આપશે! આનું પરિણામ? પોતે ય દુર્લભબોધિ બની દુર્ગતિઓમાં રખડતો થવાનો! અને બીજાઓને પણ દુર્લભબોધિ બનાવી દુર્ગતિના પંથે ચડાવી દેશે!

**એકાંત નિશ્ચયનયના શ્રવણથી દુરાચારના પંથે :-**

વર્ષો પહેલાં એક ભાઈ સોનગઢ પંથના રવાડે ચડી ગયા, તે એવા જડસુસ થઈ ગયા કે ખાનપાનમાં કેમ ? તો કે 'ભલે આકુસના ચીરિયા ઉડાવો પણ પુદ્‌ગલ પુદ્‌ગલને ખાય છે, આત્માને કશું લાગે વળગે નહિ,'–એમ માની હૈયાએ અલિપ્ત રહેવાનું. એમ દુરાચારમાં 'ચામડું ચામડાને ઘસે છે, આત્માને લેવા દેવા નહિ,' એમ માની બેઠા ! માત્ર જ્ઞાતાદ્રષ્ટા રહેવાનું. તે ભાઈ વિધુર હતા તે પોતાના ઘરમાં પોતાની વિધવા છોકરી રસોઇ સંભાળતી. પછી તો આ નવો મોક્ષમાર્ગ (!) મળ્યો, એટલે છોકરી સાથે પત્ની જેવો વ્યવહાર ચાલુ થઇ ગયો ! કેમ આમ ? **સોનગઢ પંથવાળાએ દર્શનભેદિની અને ચારિત્રભેદિની પાપકથા પ્રસરાવી, એટલે આવું મહા અજુગતું બને એ સહજ છે.**

એમને તો 'નિશ્ચય એ જ ધર્મ, અને નિશ્ચય ન માનવો એ અધર્મ,' કિન્તુ આચાર–વ્યવહાર એ કશો ધર્મ નહિ ! આચારભંગ એ અધર્મ નહિ ! પછી દુરાચારમાં અધર્મ શાના માને ? આવાની પાપકથા સાંભળનારા કેટલું બધું ગુમાવે ?

**ભાવની જ પ્રધાનતાનું વ્યાખ્યાન એ પાપકથા :-**

એમ ભાવ ઉપર વધારે પડતું જોર અપાય, એની જ પ્રધાનતા બતાવાય, અને ભાવ વિનાની ક્રિયાથી દુર્ગતિ બતાવાય, તો એ પણ ચારિત્રભેદિની પાપકથા થાય. –"હજી તમને સંસારના સુખ ગમે છે ? સુખ સારાં લાગે છે ? તો તમારા ભાવ બગડેલા છે. એવાં બગડેલા ભાવ રાખીને તમે ભગવાનની પૂજા પણ કરો તો તેથી તમારા ભવ વધી જાય, દુર્ગતિમાં રખડતા થવું પડે."– આવું સાંભળીને એક યુવાને

દર્શન–પૂજા કરવાનું યાવત્ મંદિરે જવાનું બંધ કરી દીધું! કેમ એમ? એ કહે, "આ હિસાબે તો મને સંસાર–સુખ ગમે છે, સુખ સારું લાગે છે, એટલે મારા ભાવ તો બગડેલા ગણાય. તો એવા બગડેલા ભાવથી મંદિરે જવું દર્શન–પૂજા કરવી એનાથી તો મારો સંસાર વધી જાય! દુર્ગતિ ભ્રમણ ચાલુ થઈ જાય! એવું મારે હાથે કરીને શા માટે કરવું? એના કરતા દર્શન–પૂજા ન કરું તો ભવ તો વધે નહિ." દર્શન–પૂજાનો આચાર છોડયો, હવે એ સમય કેવી પ્રવૃત્તિમાં કાઢશે? દુન્યવી આરંભ–સમારંભની કે વિષયોની જ ને?

આ શાનું પરિણામ? પાપકથારૂપ વ્યાખ્યાનના શ્રવણનું પરિણામ! કાંઈ પણ બોલતાં વિવેક રાખવો જોઈએ.

**સામાનો બુદ્ધિભેદ થાય એવું ન બોલાય;** નહિતર એ પાપવચન થાય. દા. ત.

સુદર્શનશેઠ પૂર્વભવે એ જ ઘરમાં ઢોરા ચારનાર નોકર હતા. એણે નદી–કાંઠે વિદ્યાધર–મુનિને કડકડતી ઠંડીમાં ખુલ્લા જેવા બદને રાતભર કાઉસ્સગ્ગ–ધ્યાને ઊભેલા જોયા. સવારે સૂર્યોદય થવાની તૈયારી હતી ત્યારે મુનિને પૂછે છે 'આટલી બધી ઠંડી શી રીતે સહન કરી શકયા?' મુનિને ધ્યાનનો અભિગ્રહ હતો, તે બરાબર એ જ વખતે અભિગ્રહ સૂર્યોદયે પૂર્ણ થવાથી 'નમો અરિહંતાણં' બોલી પારીને આકાશમાં ઊડી ગયા. નોકર સમજ્યો મહાત્માએ મને ઠંડી રોકવાનો મંતર આપ્યો! તે રટતો રટતો બેઠો, ઘરે ગયો ત્યાં પણ રટે છે. તેથી અર્હદ્દાસ શેઠે 'શું રટે છે?' પૂછતાં, 'ઠંડી રોકવાનો મંતર રટું છું' કહી બધી હકીકત કહી.

શ્રાવક શેઠ અર્હદ્દાસ સમજી ગયા કે 'મુનિ તો પોતાનો કાઉસ્સગ્ગ પારવા માટે આ પદ બોલેલા, પરંતુ નોકરને પોતાના સવાલ પછી તરત આ પદ સાંભળવા મળવાથી, એ આ પદને જવાબરૂપે ઠંડી રોકવાના મંત્ર તરીકે સમજ્યો છે.' હવે શેઠ જો ખુલાસો કરવા જાય કે 'મુનિ તો પોતાનો કાઉસ્સગ્ગ પારવાનું પદ બોલેલા,' તો અલબત્ ખુલાસો સાચો, પણ એથી નોકરને બુદ્ધિભેદ થાય કે "ઓય! એમ છે? તો તો હું ખોટું સમજેલો કે આ મંતર છે,"– એમ એને 'નમો અરિહંતાણં' પદ પર મંત્ર તરીકેની શ્રદ્ધા ઊઠી જાય. આ બુદ્ધિભેદ થયો કહેવાય. પરંતુ એને એવો બુદ્ધિભેદ ન થાય તે માટે શેઠે કહ્યું,

'ઓહો! તો તો તું બડો ભાગ્યશાળી! પણ તું એટલું સમજી રાખ કે આવા આકાશમાં ઊડી શકે એવા મહાત્મા દયા કરીને આપવા બેસે ત્યારે આવું મામુલી આપતા હશે? એ તો તું સમજી લે કે એમણે જે આ મંત્ર આપ્યો, એ તો માત્ર ઠંડી નહિ, પણ તારા જનમ–મરણના અનંત ફેરાનો અંત લાવનારો મંત્ર આપ્યો છે. એને મામુલી સમજતો નહિ.'

નોકરને સાંભળીને શ્રદ્ધા વધી ગઈ. તે પહેલાં માથું ધુણાવી 'નમો અરિહંતાણં' 'નમો અરિહંતાણં' રટતો હતો, તે હવે શરીર ધુણાવીને રટવા લાગ્યો! આ હિસાબે જોઈએ તો સમજાય કે જો શેઠ સાચો ખુલાસો કરવા ગયા હોત તો એનું જે પરિણામ આવત, એ દૃષ્ટિએ એ વચન પાપવચન થાત.

તપ કરનારને એમ કહેવામાં આવે કે "તમે કાંઈ ભણતા નથી એકલો તપ કરો છો, તેથી તમારો તપ તપ

નહીં, લાંઘણ છે. એનાથી કશું કલ્યાણ થાય નહિ. જ્ઞાન ભણો તો કલ્યાણ થાય;"આ સાંભળીને સંભવ છે એને તપનો ઉત્સાહ મરી જઈને એ તપ કરવો મૂકી દે! માટે પેલાનું વચન તપોભેદિની પાપકથાનું વચન થયું.

માટે શું બોલવું કે શું સાંભળવું એની બહુ સાવધાની રાખવા જેવી છે.

**બોલવામાંથી બોળવાનું થાય :-**

ઇતરના મહાભારતમાં આવે છે કે એકવાર દુર્યોધન વગેરેને નોતરવામા આવેલા તે મહેલમાં પેસતાં, પહેલાં પાણીના જેવા દેખાતા કાચના હોજ પરથી પસાર થવાનું હતું, તેથી પાણી સમજી કપડા ઊંચા કરી હોજ પસાર થવા ગયા પણ કાચ હતો તેથી ભોંઠા પડ્યા. પછી આગળ ખરેખરા પાણીનો જ હોજ આવ્યો. તે એ કાચ જેવો દેખાવાથી કપડાં ઊંચા કર્યા વિના ચાલવા ગયા, તો કપડાં ભીંજાયા? એ જોઇ દ્રૌપદી હસતાં હસતાં બોલી 'આંધળાના દીકરા આંધળા જ હોય.' (દુર્યોધનના પિતા ધૃતરાષ્ટ્ર અંધ હતા.) દુર્યોધને એની મશ્કરી પર ગાંઠ વાળી કે 'આની હવે પૂરી મશ્કરી કરું,' ને એના પર કેટલા ભયંકર અનર્થ સર્જાયા! પાંડવો સાથે જુગાર? પાંડવોની હાર! દ્રૌપદીના ભરી સભામાં ચીર ખેંચાયા!.... યાવત્ કુરુક્ષેત્ર પર ભીષણ યુદ્ધ ખેલાયું! આ બધાનું મૂળ દ્રૌપદીના મશ્કરીના બોલ. આ સૂચવે છે કે બોલતાં બહુ વિચાર કરવો.

**એમ સાંભળતાં પણ બહુ વિચાર કરવો.**

પાપકથા સાંભળવામાં શ્રોત્રેન્દ્રિયનો અસત્ પ્રયોગ છે.

દુષ્પ્રણિધાન છે. માંડ માંડ શ્રદ્ધા આચાર વગેરે પામ્યા એમાં એથી ગુમાવવાનું થાય. તેથી અહીં કહ્યું 'મુનિ ઇન્દ્રિયો અર્થાત્ જીભ–કાન–આખ વગેરેનાં સુપ્રણિધાનવાળા અર્થાત્ સમ્યક્ પ્રયોગવાળા જ હોય, અર્થાત્ સદ્ વિષયોમાં જ એને એકાગ્ર કરનારા, ને અસદ્ વિષયોથી રોકનારા હોય.' એ જ હિસાબે એ મિથ્યાદૃષ્ટિની અનુમોદના ન કરે. એમાં અનુમતિ ન આપે.

**મિથ્યાદૃષ્ટિના ધર્મજલસાની અનુમોદના ન થાય :–**

દા. ત. મિથ્યાદૃષ્ટિનો મોટો યાત્રાવરઘોડો નીકળે કે કથા સપ્તાહનો જલસો હોય, તો દેખાવમાં મિથ્યાદૃષ્ટિની એ કાર્યવાહી ભલે ભપકાદાર હોય, છતાં મુનિ મન–વચનથી કે કાયાથી એમાં અનુમતિ–સમતિ ન દાખવે. માટે તો

સુલસા શ્રાવિકાનું પારખું કરવા અંબડ પરિવ્રાજકે બ્રહ્મા–શંકર–વિષ્ણુના જાણે સાક્ષાત્ જીવતરૂપ ધરતી પર ઉતાર્યા, તો સુલસા એ જોવા સરખીય ન ગઈ!

પ્ર૦– કેમ વારુ? જોવામાં શું જાય?

**ઉ૦– મિથ્યાદેવ, મિથ્યાગુરુ, મિથ્યાત્વીનું મંદિર વગેરે જોવા જવામાં ય મિથ્યાત્વમાં અનુમતિ લાગે.**

કેમકે મનમાં સહેજ પણ માન્યુ કે 'આ જોવા જેવું છે,' તો જ જોવા જવાય છે. ત્યારે એટલુ માનવામાં ય સમકિત ઘવાય. સુશીલ સ્ત્રીને કદી પરપુરુષ જોવા જેવો છે એવું લાગે? ના, તો અરિહંતના ભક્તને મિથ્યા દેવ ગુરુ જોવા જેવા ય ન લાગે, પછી હાથ જોડવા જેવા પરિચય કરવા જેવા .. વગેરે તો લાગે જ શાના?

## મિથ્યાત્વમોહનીયની જુગુપ્સા :

અહીં સૂત્રના ટીકાકાર મહર્ષિ તો ત્યાં સુધી કહે છે કે 'કેવલં તદાવરણજુગુપ્સાં ત્રિવિધેનાપિ કરણેન વિધત્તે' અર્થાત્ મન-વચન-કાયા ત્રણેય કરણથી 'મિથ્યાત્વ મોહનીય' કર્મ-આવરણની જુગુપ્સા-ઘૃણા-ખિંસા કરનાર મુનિ હોય. મુનિ મિથ્યાદૃષ્ટિમાં અનુમતિ-સંમતિ ધરતા નથી; કેમકે જો વીતરાગ સર્વજ્ઞ ભગવાનનાં કોહિનૂર હીરા જેવાં તત્ત્વ મળ્યા છે, એમ કોહિનૂર હીરા જેવી સમ્યગ્દૃષ્ટિ સમ્યક્પ્રકાશ મળ્યો છે, તો કાચ-કાંકરાતુલ્ય મિથ્યાતત્ત્વ-મિથ્યાદૃષ્ટિમાં એ શાના રાચે? એવા મિથ્યાદૃષ્ટિવાળા તરફ શાના આકર્ષાય? સમ્યગ્ દૃષ્ટિવાળા મુનિને તો એવાની દયા આવે, અને એમને નડી રહેલા મિથ્યાત્વ-આવરણ પર અરુચિ થાય, સૂગ થાય, ઘૃણા થાય કે 'આ આવરણ કેવા ઉકરડા જેવા કે એ બિચારા જીવમાં અસત્ માન્યતાની દુર્ગંધ ફેલાવે! અને અસદ્ આચરણનો ગંદવાડ જ એકત્રિત કરે!'

અહીં ધ્યાન રાખવાનું છે કે,-

આમ ઘૃણા મિથ્યાદૃષ્ટિવાળા જીવ પર નહિ, કિંતુ એના પર ચડેલ મિથ્યાદૃષ્ટિના મિથ્યાત્વના કર્મ-આવરણ પર કરવાની; એ ઘૃણા પણ મન-વચન-કાયાથી.

(૧) મનથી ઘૃણા એ કે મિથ્યાત્વ-આવરણનાં કાર્યો જેવાં કે મિથ્યાત્વી દેવ-ગુરુની પૂજા-ઉત્સવ-વરઘોડો-યાત્રા-કથા-સપ્તાહ વગેરે પ્રત્યે ઘૃણા હોય, એટલે એને સહેજે પણ મન પર પણ ન લે, મન એના તરફ આકર્ષાય જ નહિ. મન એની જાહોજલાલીની અનુમોદના ન કરે; મનમાં એમાં જોડાવાના

કોઇ વિચાર મનોરથ વગેરે જાગે જ નહિ. એટલી બધી મિથ્યાત્વનાં આવરણ ને એમના કાર્યો પર ઘૃણા હોય. એમ,

(૨) **વચનથી** ઘૃણા એટલે જ્યાં બોલવાનો અવસર દેખે ત્યાં એના માટે ઘૃણાયુક્ત બોલે, નાક મચકોડીને બોલે. દા. ત. અંબડ પરિવ્રાજકે બ્રહ્મા વગેરેનાં જીવંત રૂપ આકાશમાંથી ઉતાર્યા ત્યારે પાડોશણ બાઇઓ સુલસાને કહેવા ગઇ હશે 'ચાલ ને બાઈ! જોવા; સાક્ષાત્ બ્રહ્માજી આવ્યા છે.' ત્યારે સુલસાએ નાક મચકોડીને કહ્યુ હશે 'એમાં શુ જોવાનું છે? મારે એ કાંઇ નથી જોવું. મારે મારા મહાવીર ભગવાનનું જોવાનું ઘણું છે.' એમ,

(૩) **કાયાથી મિથ્યાત્વ-આવરણની** ઘૃણા એટલે મિથ્યાત્વનાં કાર્ય પ્રત્યે કાયાથી સૂગ બતાવાય. દા. ત. ઉપરોક્તમાં મોં ચડાવીને બોલ્યા, એમાં મોં ચડાવ્યું, એ કાયિક ઘૃણા થઈ. સુલસાના આંગણે અંબડ સન્યાસીના વેશમાં ચડયો ત્યારે સુલસાએ એને જોતાં જ તરત મોં બગાડીને ફેરવી નાખ્યું. પરિવ્રાજકવેશ મિથ્યાત્વનો વેશ, એના પર આ કાયાથી ઘૃણા-સૂગ-જુગુપ્સા થઇ.

પ્ર૦- મિથ્યાત્વનાં કાર્ય પર કેમ આટલી બધી ઘૃણા?

ઉ૦-સમ્યક્ત્વની રક્ષા માટે એ જરૂરી છે. મિથ્યાત્વનાં કાર્ય પ્રત્યે એવી ત્રિવિધ ઘૃણા યાને સૂગ રાખી હોય તો દિલમાં એનું લેશ પણ આકર્ષણ ન રહે. તેથી ક્યારેક મિથ્યાત્વીનો ચમત્કાર ભપકો કે આકર્ષક વાણી જોવા મળે, તો મન એમાં લલચાઈ-આકર્ષાઈ ન જાય.

**સુદર્શનની મિથ્યાત્વઘૃણા :-**

નેમનાથ ભગવાનના વખતમાં થાવચ્ચાપુત્ર-આચાર્યથી

સુદર્શન એક અગ્રણી નાગરિક બોધ પામી જૈન બન્યા છે, અને અત્યારસુધી માનેલા ગુરુ શૂક પરિવ્રાજક અને એમના ધર્મને મૂકી દીધો છે. હવે એને મિથ્યાત્વ–આવરણ પ્રત્યે એટલી બધી ઘૃણા થઇ છે કે જ્યાં બહારગામ રહેલા ૧૦૦૦ શિષ્યોવાળા એ શૂક પરિવ્રાજકે જાણ્યું કે 'આપણો ભગત ગયો!' ત્યાં એ તરત ભગતને ઠેકાણે લાવવા અહીં આવે છે, કહેવરાવે છે, પણ પહેલાં એ ગુરુને સામૈયાથી લાવનાર આ સુદર્શન હવે સામે ય જતા નથી! ઊલટું પરિવ્રાજક ઠેઠ સુદર્શનના ઘેર આવે છે! ત્યારે સુદર્શને દિલમા મિથ્યાત્વના આવરણ પ્રત્યે એવી ઘૃણા સૂગ રાખી છે કે એમને આ પ્રભાવશાળી પૂર્વ ગુરુ પ્રત્યે જરાય આકર્ષણ નથી; તેથી એનો લેશ માત્ર સત્કાર કરતા નથી. અરે! આંખમાં આંખ ન મિલાવતાં નીચુ જોઇ રહે છે, એ ભયથી કે 'રખેને મારુ સમકિત રત્ન મેલુ થાય તો?'

આમ મિથ્યાત્વની ઘૃણાથી સુદર્શને શૂક પરિવ્રાજકને આવકાર્યો નહિ, તો શું ખોટું થયું? સંન્યાસીને સુદર્શનના નવા બનેલા ગુરુ થાવચ્ચા પુત્ર આચાર્ય સાથે વાદ કરવાનું મન થયું, તો સુદર્શન એને લઈ ગયા ગુરુ પાસે, ને ત્યાં ત્યાં તત્ત્વ તથા બોધ પામી શૂક પરિવ્રાજક ચારિત્ર લઈને સાધુ થઈ ગયા.

---

# [૪૧] મુનિ 'તાયી' હોય.

વીતરાગના માર્ગરૂપી સંયમમાં મુનિ ત્રિવિધે સુસ્થિર બની શું કરે? કેવા બનેલા હોય? તો કે 'તાયી' બનેલા હોય. 'તાયી'ના બે અર્થ,–

(૧) 'તાયી એટલે રક્ષણહાર.

(૨) 'તાયી' એટલે મોક્ષ પ્રત્યે ગમનશીલ.

(૧) મુનિ જીવોના રક્ષણહાર છે એ એમના અહિંસા મહાવ્રતથી છે. પૃથ્વીકાયાદિ ષટ્કાય જીવોની હિંસા મન–વચન–કાયાથી કરણ–કરાવણ–અનુમોદનરૂપે, એમ ૯ કોટિએ ટાળનાર હોય છે એના ઉપરથી, એ સમજાય છે.

મુનિ–જીવનની બલિહારી છે. મુનિને ષટ્કાય જીવોની હિંસાનો, ત્રિવિધ ત્રિવિધે પ્રતિજ્ઞાબદ્ધ બનીને, ત્યાગ છે. માટે તો એ વાહનમા બેસતા નથી, પગે ચાલે છે. એક નયા પૈસાનો પરિગ્રહ રાખતા નથી. એ પણ સૂક્ષ્મ હિંસાના પણ ત્યાગ અર્થે રસોઇ વગેરે કરતા નથી, યાવત્ માધુકરી-ભિક્ષાથી જીવનનિર્વાહ કરે છે! એમા પણ સાધુ માટે બનાવેલું નહિ લેવાનું!...વગેરે દોષત્યાગવાળી જ ભિક્ષા લે છે.

આવા સાધુ–જીવનનો ઇતરો ઉપર પણ કેવોક પ્રભાવ પડે છે એ જુઓ,–

**સાધુચર્યા પર જૈનેતરને ચમકારો :-**

કલકત્તા તરફના વિહારમાં એક ઠેકાણે અમે પૂછ્યું 'અમુક ગામ કેટલું દૂર?' એક ભાઈ કહે 'બહુ દૂર નથી પાંચેક માઈલ, હમણાં અહીં બસ આવશે એમાં બેસી જજો ૧૦ મિનિટમાં પહોંચાડી દેશે!'

અમે કહ્યું 'અમે સાધુ છીએ. વાહનમાં ન બેસીએ. જીવનભર અમારે તો પગે જ ચાલવાનું.'

પેલો પૂછે 'ક્યાંથી આવો છો?'

અમે કહ્યું 'ગુજરાતથી.'

એ સાંભળતાં તો એ ચમકી જઈ કહે છે 'ઓહો ગુજરાતથી? ૧૦૦૦ માઈલ પૈદલ ચાલ્યા? બાપ રે!'

સાધુ બધી રીતે 'તાયી' યાને જીવોના રક્ષણહાર, જાતે તો હિંસા ન કરે, પણ હિંસામાં નિમિત્ત થવાતું હોય એવું બોલે પણ નહિ. કોઈ પૂછે 'કૂવો ક્યાં છે?' તો મુનિ ન બતાવે; કેમકે જો બતાવે તો પછી પેલો ત્યાં કૂવે જાય, પાણી અંગે આરંભ-સમારંભ કરે, એમાં ભરચક જીવ-હિંસા થાય! આમાં નિમિત્ત થયું સાધુનું કૂવો બતાવનારું વચન. સાધુ અહિંસક એટલે હિંસામાં મન-વચન-કાયાથી નિમિત્ત પણ ન બને.

જૈન ચારિત્ર આથી જ સાચો વિશ્વધર્મ છે; સકલ વિશ્વનું હિત ચિંતવનાર ધર્મ તે વિશ્વધર્મ. સકલ વિશ્વમાં એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના જીવો છે. એ સમસ્તનું હિત ચિંતવનાર એક માત્ર જિનશાસન છે, બીજા ધર્મો

નહિ; કેમકે ઈતર ધર્મોમાં જ્યાં એકેન્દ્રિય જીવોની જીવ તરીકેની ઓળખ જ ન હોય, એ એમનું હિત શું વિચારી શકે ?

સૂયગડાંગ સૂત્રના ટીકાકાર આ 'બુદ્ધસ્સ આણાએ ઇમં સમાહિ' વાળી છેલ્લી ગાથાની ટીકામાં સૂત્રે પૂર્વે કહેલ વસ્તુના ઉપસંહારરૂપે અહીં કહે છે કે '**સર્વજ્ઞની આજ્ઞાથી કથિત ધર્મમાં ત્રિવિધે સ્થિર થયેલો અને 'તાયી' ત્રાયી બનેલો ભવ્યાત્મા મિથ્યામાર્ગની ઘૃણા-ખિંસા કરનારો હોય, તેમજ જગતના જીવોનો 'તાયી' રક્ષણહાર હોય.**

**'તાયી' શબ્દનો 'ત્રાયી' સંસ્કૃત શબ્દ લઇ એનો આ એક અર્થ કર્યો 'રક્ષણહાર.'**

**'તાયી' નો બીજો અર્થ : મોક્ષ તરફ ગમનશીલ:-**

ટીકાકાર શીલાંકાચાર્ય મહર્ષિએ સૂત્રના 'તાયી' શબ્દનો આ એક અર્થ ત્રાયી બતાવ્યા પછી બીજો અર્થ બતાવે છે કે 'તાયી' એટલે મોક્ષ તરફ ગમનશીલ.'

સર્વજ્ઞ ભગવાનની આજ્ઞા મુજબ ધર્મ સાધનાર સાધુ વળી કેવા હોય ? તો કે મોક્ષ પ્રત્યે ગમનશીલ હોય. અર્થાત્ જીવ અત્યાર સુધી સંસાર પ્રત્યે ગમનશીલ એટલે કે સંસારમાં જન્મ-મરણના ફેરા વધારનારો, ફેરા વધે એવી જ પ્રવૃત્તિમાં Progressive યાને વિકાસ કરનારો હતો.

**હિંસાદિ પાંચ આશ્રવમાં અને પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં પૂરા રાગદ્વેષાદિ કષાયો સાથે પ્રવૃત્તિ કરનારા સંસારીઓ ભવપરંપરા તરફ પ્રયાણ કરી રહ્યા છે, ભવયાત્રા લંબાવી રહ્યા છે. ત્યારે,**

અહીં 'પાપબુદ્ધિ–પાપલેશ્યા'માં શું શું આવે તે સમજી રાખવા જેવું છે.

## પાપબુદ્ધિ–પાપલેશ્યામાં શું શું આવે?

(૧) ક્રોધ–અભિમાન–માયા–લોભ એ કષાયો આવે;

(૨) રાગ અને દ્વેષ તથા એનાં રૂપકો દા. ત. ઈષ્ટ વિષયોની આસક્તિ–મમતા, અનિષ્ટની અરુચિ–નફરત... વગેરે આવે;

(૩) રતિ–અરતિ, હર્ષ – ઉદ્વેગ, હાસ્ય – શોક, ભય, જુગુપ્સા આવે.

(૪) કામવાસનાના અનેક રંગ–રૂપક આવે;

(૫) શબ્દાદિ વિષયોનાં આકર્ષણ તથા એના ભોગવટાની બુદ્ધિ આવે;

(૬) હિંસા–જુઠ વગેરે પાપોના ભાવ આવે;

(૭) મિથ્યાત્વ, મિથ્યાદૃષ્ટિ, મિથ્યામાન્યતા આવે.

દિલમાં આ બધું ઊઠે એ પાપબુદ્ધિ છે.

મુનિ મોક્ષગમનશીલ છે એટલે આવી પાપબુદ્ધિને ઊઠતી અટકાવે છે, તેમજ અશુભ અનુબંધોને સંયમપાલનથી છેદે છે.

આ બધું ય પાપબુદ્ધિ–પાપલેશ્યા–પાપવૃત્તિ જે છે, એને કરાવનાર અશુભ અનુબંધો છે. એને છેદો એટલે પાપવૃત્તિનો ઉચ્છેદ થવા દ્વારા ભવપરંપરાનો છેદ થતો જાય, અને મોક્ષની નિકટતા મોક્ષ પ્રત્યે ગમનશીલતા થતી જાય.

સારાંશ, મુખ્ય વાત સંયમપાલનની છે. એનાથી અશુભ અનુબંધો તૂટતા આવીને ભવપરંપરા કપાતી જાય અને મોક્ષનું આંતરું ઘટતું આવે, મોક્ષની નિકટતા થતી જાય. ત્યારે અહીં પ્રશ્ન થાય,–

પ્ર૦– જેની સંયમની તાકાત ન હોય એને અશુભ અનુબંધો તોડવાનો કોઈ રસ્તો જ નહિ ?

ઉ૦– રસ્તો છે, પંચસૂત્ર પહેલું સૂત્ર કહે છે,–

(૧) સંક્લેશ વિનાની ચાલુ સ્થિતિમાં રોજ ત્રિકાળ, અને

(૨) રાગદ્વેષના સંક્લેશ થાય ત્યારે ત્યારે વારંવાર

(i) અરિહંતાદિ ચાર શરણનો સ્વીકાર,

(ii) જન્મ–જન્માન્તરના દુષ્કૃત્યોની ગર્હા–નિંદા–સંતાપ, તથા

(iii) સ્વ–પરના ઠેઠ અરિહંતથી માંડી માર્ગાનુસારીના સુકૃતોની અનુમોદના–આસેવન કરતા રહો.

એ કરતા રહેવાથી અશુભ અનુબંધો છેદાય છે, ને શુભાનુબંધો ઊભા થતા જાય છે. એમ આમાં ત્રીજા સુકૃતો સેવનમા જિનભક્તિ–સાધુભક્તિ–જીવદયા–દાનાદિ વગેરે સમકિત અને શ્રાવકપણાની કરણી–આચાર–અનુષ્ઠાનો પણ આવે. એથી પણ અશુભાનુબંધો છેદાતા જાય છે, ફક્ત એ નિરાશંસ ભાવે સેવાવા જોઇએ.

**મુનિની સાધનાનું ફળ :–**

આવો મુનિ શું કરે ? એ સૂત્રકાર ગણધર ભગવાન સુધર્મા–સ્વામીજી મહારાજ કહે છે,–

तरिउं समुद्दं व महाभवोहं
आयाणवं धम्ममुदाहरिज्जा ॥

અર્થાત્ સમુદ્ર જેવા મોટા ભવ સમૂહને ઓળંઘી જવા માટે યા ઓળંઘી જઇને ‘આદાનવાન’ બનેલો હોય; અને

મુનિઓ અહિંસાદિ પાંચ મહાવ્રતો પાંચ ઈન્દ્રિયોના સંવર અને ક્ષમાદિ દશ પ્રકારના યતિધર્મ સાથે જ્ઞાન-ધ્યાનમાં પ્રવર્તમાન રહી મોક્ષ તરફ આગેકૂચ કરી રહ્યા હોય છે; મોક્ષયાત્રામાં વેગ લાવી રહ્યા છે.

**ભવવૃદ્ધિ એટલે અશુભાનુબંધોની વૃદ્ધિ.**

**ભવહ્રાસ એટલે અશુભાનુબંધોનો નાશ.**

મુનિઓ મોક્ષ તરફ આગેકૂચ કરી રહેલા છે, અર્થાત્ મોક્ષ તરફ ગમનશીલ છે, એટલે કે આત્મા પરના પાપબુદ્ધિ કરાવનારા અશુભ અનુબંધોને છેદી રહ્યા છે; તેથી પાપબુદ્ધિ ઓછી થવાને લીધે નવાં અશુભ કર્મ ઓછા ઊભા થાય છે. એટલે ભવની પરંપરા લાંબી ચાલતી નથી.

જીવને સંસારમાં કોણ ભટકાવે છે? કહો પાપબુદ્ધિ અને પાપલેશ્યા. પાપબુદ્ધિના લીધે પાપલેશ્યાવશ જીવ મન-વચન-કાયાથી પાપાચરણ કરે છે, ને તેથી પાપકર્મોના ઢેર ઊભા થાય છે! જેને ભોગવી પૂરા કરવા માટે અનેક દુર્ગતિના ભવો કરવા પડે છે! આ પાપવૃત્તિ-પાપલેશ્યા થવાનું કારણ શું? તો કે જીવમાં ભરચક ભરેલા અશુભ અનુબંધો. અશુભ સંસ્કારો. એટલે કહેવાય કે—

**ભરચક અશુભ અનુબંધો પાપલેશ્યા કરાવી કરાવી ભવોની પરંપરા સરજે છે.**

આ અશુભ અનુબંધો ઊભા કરનાર છે અસંયમ અને મહામિથ્યાત્વ સાથેનાં હિંસાદિ પાપાચરણ. ઠમઠોક અસંયમની પ્રવૃત્તિ સાથે મહામિથ્યાત્વ છે, એટલે આ અસંયમના ઘરના પાપીવિચાર – પાપવાણી – પાપીવર્તાવરૂપી પાપાચરણોમાં જીવને કશો જ સંકોચ નથી, ક્ષોભ નથી, લેશ પણ દિલમાં

અરેરાટી નથી. ઊલટું એમાં લયલીનતા છે ! એ રાચીમાચીને પાપાચરણો સેવે છે, ને એમાં હોંશિયારી માને છે ! એથી અશુભ પાપકર્મો તો બંધાય જ છે, કિન્તુ સાથે સાથે અશુભ-અનુબંધો પણ ઊભા થાય છે, જે આગળ પર જીવને પાપ-બુદ્ધિ–પાપલેશ્યા જ કરાવ્યા કરશે, અને એથી પાપાચરણો અખંડ ચાલી ભવોની પરંપરા ચાલવાની; જીવ સંસાર પ્રત્યે ગમનશીલ બનવાનો.

## મોક્ષગમનશીલતા શી ? :–

એથી ઊલટું જીવ જો સારા સંયમનું પાલન કરે છે, તો એથી અશુભ અનુબંધો તૂટતા આવે છે, ને શુભ અનુ-બંધો ઊભા થાય છે. તેથી સંયમપાલનની પૂર્વે જે અશુભ અનુબંધોનો સ્ટોક–જથ્થો હતો, અને એના પર જેટલા ભવોની પરંપરા ચાલે એવી શક્યતા હતી, એમાં હવે કાપ પડવાથી ભવોની પરંપરા કપાઈ; એટલે કે જીવ મોક્ષની નિકટ થયો. મોટી લાંબી ભવપરંપરામાં જીવને મોક્ષનું આંતરૂ મોટું. એ ભવપરંપરા કપાઇને ઓછી થતાં મોક્ષનું અંતર ઘટ્યું, એનું જ નામ મોક્ષગમનશીલતા.

ટૂંકો હિસાબ આ છે,–

મોક્ષ તરફ પ્રયાણ આદરવું છે ? – તો

(૧) પાપબુદ્ધિ–પાપલેશ્યા ઓછી કરો;

(૨) એ માટે અશુભ અનુબંધો તોડો;

(૩) એ માટે સંયમ અને ઇન્દ્રિયોનું તથા મનનું સુપ્રણિધાન સત્પ્રયોગ જ આદરતા રહો.

અહીં 'પાપબુદ્ધિ–પાપલેશ્યા'માં શું શું આવે તે સમજી રાખવા જેવું છે.

## પાપબુદ્ધિ–પાપલેશ્યામાં શું શું આવે ?

(૧) ક્રોધ–અભિમાન–માયા–લોભ એ કષાયો આવે;

(૨) રાગ અને દ્વેષ તથા એનાં રૂપકો દા. ત. ઈષ્ટ વિષયોની આસક્તિ–મમતા, અનિષ્ટની અરુચિ–નફરત.... વગેરે આવે;

(૩) રતિ–અરતિ, હર્ષ – ઉદ્વેગ, હાસ્ય – શોક, ભય, જુગુપ્સા આવે.

(૪) કામવાસનાના અનેક રંગ–રૂપક આવે;

(૫) શબ્દાદિ વિષયોનાં આકર્ષણ તથા એના ભોગવટાની બુદ્ધિ આવે;

(૬) હિંસા–જુઠ વગેરે પાપોના ભાવ આવે;

(૭) મિથ્યાત્વ, મિથ્યાદૃષ્ટિ, મિથ્યામાન્યતા આવે.

દિલમાં આ બધું ઊઠે એ પાપબુદ્ધિ છે.

મુનિ મોક્ષગમનશીલ છે એટલે આવી પાપબુદ્ધિને ઊઠતી અટકાવે છે, તેમજ અશુભ અનુબંધોને સંયમપાલનથી છેદે છે.

આ બધુ ય પાપબુદ્ધિ–પાપલેશ્યા–પાપવૃત્તિ જે છે, એને કરાવનાર અશુભ અનુબંધો છે. એને છેદો એટલે પાપ-વૃત્તિનો ઉચ્છેદ થવા દ્વારા ભવપરંપરાનો છેદ થતો જાય, અને મોક્ષની નિકટતા મોક્ષ પ્રત્યે ગમનશીલતા થતી જાય.

સારાંશ, મુખ્ય વાત સંયમપાલનની છે. એનાથી અશુભ અનુબંધો તૂટતા આવીને ભવપરંપરા કપાતી જાય અને મોક્ષનું આંતરું ઘટતું આવે, મોક્ષની નિકટતા થતી જાય. ત્યારે અહીં પ્રશ્ન થાય,–

પ્ર૦– જેની સંયમની તાકાત ન હોય એને અશુભ અનુબંધો તોડવાનો કોઈ રસ્તો જ નહિ ?

ઉ૦– રસ્તો છે, પંચસૂત્ર પહેલું સૂત્ર કહે છે,–

(૧) સંક્લેશ વિનાની ચાલુ સ્થિતિમાં રોજ ત્રિકાળ, અને

(૨) રાગદ્વેષના સંક્લેશ થાય ત્યારે ત્યારે વારંવાર

(i) અરિહંતાદિ ચાર શરણનો સ્વીકાર,

(ii) જન્મ–જન્માન્તરના દુષ્કૃત્યોની ગર્હા–નિંદા–સંતાપ, તથા

(iii) સ્વ–પરના ઠેઠ અરિહંતથી માંડી માર્ગાનુસારીના સુકૃતોની અનુમોદના–આસેવન કરતા રહો.

એ કરતા રહેવાથી અશુભ અનુબંધો છેદાય છે, ને શુભાનુબંધો ઊભા થતા જાય છે. એમ આમાં ત્રીજા સુકૃતો સેવનમા જિનભક્તિ–સાધુભક્તિ–જીવદયા–દાનાદિ વગેરે સમકિત અને શ્રાવકપણાની કરણી–આચાર–અનુષ્ઠાનો પણ આવે. એથી પણ અશુભાનુબંધો છેદાતા જાય છે, ફક્ત એ નિરાશંસ ભાવે સેવાવા જોઈએ.

**મુનિની સાધનાનું ફળ :–**

આવો મુનિ શું કરે ? એ સૂત્રકાર ગણધર ભગવાન સુધર્મા–સ્વામીજી મહારાજ કહે છે,–

तरिउं समुद्दं व महाभवोहं
आयाणवं धम्ममुदाहरिज्जा ॥

અર્થાત્ સમુદ્ર જેવા મોટા ભવ સમૂહને ઓળંઘી જવા માટે યા ઓળંઘી જઈને 'આદાનવાન' બનેલો હોય; અને

# 'આદાનવાન' = રત્નત્રયીવાળો

આ ઉપદેશ દેવા પૂર્વે સાધુ 'આદાનવાન' બનેલ હોય. 'આદાન' એટલે મોક્ષનું આદાન અર્થાત્ ગ્રહણ. મોક્ષ-પ્રાપ્તિ જેનાથી થાય છે તે સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને 'આદાન' કહેવાય. આ ત્રણવાળા મુનિ હોય. આમાં સમ્યગ્દર્શન આદિ કેવુંક હોય એ ટીકાકાર સુંદર બતાવે છે.

**મુનિનું સમ્યગ્દર્શન કેવું ? :-**

મુનિ સમ્યગ્દર્શન યાને સમ્યક્ત્વ એવું દૃઢ ધરે કે જિનેન્દ્રદેવનાં શાસનને અને જિનશાસનમાં કહેલી વસ્તુઓને સર્વેસર્વા માને.

**જિનશાસને શું શું કહ્યું છે ?**

(૧) જીવ-અજીવાદિ તત્ત્વ;

(૨) સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપનો મોક્ષમાર્ગ;

(૩) સમ્યક્ત્વ-દેશવિરતિ-સર્વવિરતિના વ્રત-નિયમો-આચારો;

(૪) દાન-શીલ-તપ-ભાવનારૂપ ધર્મ,

(૫) કલ્યાણક પર્વ, ૧૨ પર્વ, ચોમાસી પર્વ, પર્યુષણા પર્વ વગેરે પર્વો ને એનાં કૃત્ય;

(૬) અષ્ટપ્રકારી આદિ પૂજા, જિનેન્દ્રભક્તિ-મહોત્સવ, તીર્થયાત્રા....વગેરે દ્રવ્ય-પૂજા, અને જિનાજ્ઞા-

સ્વીકાર, જિનાજ્ઞા–પાલન, જિનગુણગાન, જિનસન્માન,.... વગેરે ભાવપૂજા;

(૭) જિનાગમ પંચાંગી શાસ્ત્રો;

(૮) અધ્યાત્માદિ પંચયોગાત્મક માર્ગ;

(૯) વિશ્વ સ્વરૂપ....

ઇત્યાદિ–ઇત્યાદિને એવા સર્વેસર્વા અને એકમાત્ર ભવોદ્ધારક તથા મોક્ષપ્રાપક તરીકે એવા માન્યા હોય કે જૈનેતર ધર્મના તપ–ઉત્સવ વરઘોડા–ઠાઠમાઠ કે ચમત્કાર વગેરે જોઇને જિનેન્દ્ર ભગવાનના દર્શનથી જરાય ચલિત ન થાય, જિનદર્શન–જિનશાસન પરની શ્રદ્ધામાં સહેજ પણ ડગમગ ન થાય.

સુલસા શ્રાવિકાએ આવી રીતે સમ્યગ્દર્શનની દઢતા ધરી હશે ત્યારે જ અંબડ પરિવ્રાજકના ચમત્કાર લેશ પણ મન પર લીધા નહિ ને? જેને જિનશાસન અને ઈતરદર્શન વચ્ચે મેરુ–સરસવ જેટલું અંતર દેખાય, એ ઈતર દર્શનના યોગ–ધ્યાન–સમાધિના આડંબરથી યા મહાત્યાગ–તપસ્યાના કાયકષ્ટ કે ભૌતિક ચમત્કારથી શી રીતે અંજાય?

ઇન્દ્રભૂતિ, શય્યંભવ, ભદ્રબાહુ, હરિભદ્ર,....વગેરે વિદ્વાન બ્રાહ્મણો હતા, વૈદિક ધર્મ પર પૂરા આકર્ષિત હતા, પરંતુ જ્યાં એમને જિનશાસનની પારમાર્થિક જાહોજલાલી જોવા મળી, પછી એમને મિથ્યા ધર્મનાં આકર્ષણ એવા ઓસરી ગયા કે એ જિનશાસન–જૈનદર્શનમાં ચોંટી પડ્યા! અને ઈતર ધર્મોને જૈનધર્મરૂપી સૂર્યની આગળ ખજવા જેવા લેખવા લાગ્યા! ત્યારે,

એથી હવે સંસાર તરી ગયા જેવું જ છે, એટલો બધો એ 'આદાનવાન' અર્થાત્ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રમાં સુસ્થિર બની ગયો છે; તેથી એ 'ધમ્મમુદાહરેજ્જા' અર્થાત્ બીજાઓને સમ્યગ્ ધર્મ બતાવે.

આ ઉપરથી એ સૂચવ્યું કે, બીજાઓને ધર્મ ઉપદેશતા પહેલાં પોતે કેવા બનવાનું છે.

હવે ગણધર ભગવાન કહે છે કે "આવા મુનિ જાણે સંસારસમુદ્ર તરી ગયા, તે 'આદાનવાન' યાને સમ્યગ્દર્શનાદિ-રત્નત્રયીવાન બનેલા થકા ધર્મનો ઉપદેશ કરે છે." આમાં ઉપદેશ આપવાની વાત ક્યારે આવી? સંયમધર્મમાં સુસ્થિર અને રત્નત્રયીના નિર્મળ આરાધક બન્યા પછી. આ સૂચવે છે કે—

જૈન શાસનમાં મુનિએ ઉપદેશ આપવાનું કામ સહેલું નથી, પહેલાં પોતે સંયમનું શુદ્ધ પાલન તથા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની શુદ્ધ આરાધના કરનારા બનવું જોઈએ, એ આ સૂત્ર કહી રહ્યું છે.

**જેમ શ્રોતા પર વાણીની છાયા પડે છે, એમ વક્તાના જીવનની પણ છાયા પડે છે.**

અભવીના બુઝવેલા અનંતા મોક્ષે જાય છે, તેમાં અભવીની વાણીથી શ્રોતાને બોધ-વૈરાગ્ય ક્યારે થાય છે? એકલી વાણીનો પ્રભાવ નથી, કિન્તુ એ અભવી વાણીની સાથે સાથે કષ્ટવાળુ મુનિજીવન જીવતો હોય છે, એટલે શ્રોતા પર એની અસર પડે છે. ભલે એને અંદરમાં સાવ કોરુંધાકોર છે, કશી મોક્ષ-શ્રદ્ધા જ નથી, એટલે સમકિત પણ નહિ તો સંયમપરિણતિ શાની જ હોય? છતાં એ અભવી બાહ્યથી સાધુજીવન ઊંચું પાળે છે, બહુ ચોકસાઈવાળું પાળે છે;

કેમકે સમજે છે કે 'જો વૈમાનિક દેવલોકમાં જન્મ જોઇતો હોય તો તે શુદ્ધ સંયમ-આરાધનાથી મળે. એમાં જો વિરાધના થાય તો નીચેના વ્યંતરાદિ દેવલોકમાં જવું પડે.' આમ એનું બાહ્ય મુનિજીવન ઊંચું હોય છે; તેથી જ એની વાણીની છાયા પડવાથી કેઈ જીવો બોધ પામી એની પાસે ચારિત્ર-સંયમ લે છે.

પ્ર૦- અભવીનું આટલું શુદ્ધ ચારિત્રપાલન છે, અને અનેકને મુનિમાર્ગમાં લાવવાની દેશના દે છે, તો પછી પોતે કેમ સંસારમાં ભટકે છે?

ઉ૦- અભવીમાં બધું છે, પણ ખાટલે મોટી ખોડ, પાયો જ નથી! પાયામાં સમ્યક્ત્વ જ નથી. અરે! સમ્યક્ત્વ પૂર્વની અપુનર્બંધક દશા ય નથી! કેમકે અપુનર્બંધકનો મુખ્ય એક ગુણ 'ન બહુમન્નઈ ભવં ઘોરં', 'ઘોર સંસાર પર બહુમાન નહિ', એ ગુણજ એનામાં નથી. એટલે કે પાયામાં વૈરાગ્ય જ નથી. તેથી સંસારમાં જ ભટકે ને? માટે તો 'જયવીયરાય' સૂત્રમાં પહેલી માગણીમાં 'ભવનિર્વેદ' સંસાર પર વૈરાગ્ય માગ્યો. અભવી ચારિત્ર લે ખરો, ચારિત્ર કડક ને શુદ્ધ પાળે પણ ખરો, કિન્તુ તે દેવતાઇ વગેરે પૌદ્ગલિક સુખની લાલસાથી, પણ નહિ કે વૈરાગ્યથી; છતાં ચારિત્રપાલન એવું નમુનેદાર કે એના પર લોકોને ઉપદેશ આપે તે અસરકારક બને છે. અહીં પણ વાત આ જ છે કે 'ધમ્મમુદાહરેજ્જા' ધર્મનો ઉપદેશ આપે પણ ક્યારે? સર્વજ્ઞના આગમથી સદ્ધર્મ પ્રાપ્ત કર્યા પછી અને એમાં સુસ્થિર બન્યા પછી. 'તરીઉં સમુદ્દં વ મહાભવોહં' અર્થાત્ સમુદ્રના જેવો મોટો ભવરાશિ ઓળંગી જઇને ધર્મ ઉપદેશ કરે.

# ‘આદાનવાન’ = રત્નત્રયીવાળો

આ ઉપદેશ દેવા પૂર્વે સાધુ ‘આદાનવાન’ બનેલ હોય. ‘આદાન’ એટલે મોક્ષનું આદાન અર્થાત્ ગ્રહણ. મોક્ષ-પ્રાપ્તિ જેનાથી થાય છે તે સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને ‘આદાન’ કહેવાય. આ ત્રણવાળા મુનિ હોય. આમાં સમ્યગ્દર્શન આદિ કેવુંક હોય એ ટીકાકાર સુંદર બતાવે છે.

**મુનિનું સમ્યગ્દર્શન કેવું ? :-**

મુનિ સમ્યગ્દર્શન યાને સમ્યક્ત્વ એવું દઢ ધરે કે જિનેન્દ્રદેવનાં શાસનને અને જિનશાસનમાં કહેલી વસ્તુઓને સર્વેસર્વા માને.

## જિનશાસને શું શું કહ્યું છે ?

(૧) જીવ-અજીવાદિ તત્ત્વ;

(૨) સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપનો મોક્ષમાર્ગ;

(૩) સમ્યક્ત્વ-દેશવિરતિ-સર્વવિરતિના વ્રત-નિયમો-આચારો;

(૪) દાન-શીલ-તપ-ભાવનારૂપ ધર્મ,

(૫) કલ્યાણક પર્વ, ૧૨ પર્વ, ચોમાસી પર્વ, પર્યુષણા પર્વ વગેરે પર્વો ને એનાં કૃત્ય;

(૬) અષ્ટપ્રકારી આદિ પૂજા, જિનેન્દ્રભક્તિ-મહોત્સવ, તીર્થયાત્રા....વગેરે દ્રવ્ય-પૂજા, અને જિનાજ્ઞા-

સ્વીકાર, જિનાજ્ઞા–પાલન, જિનગુણગાન, જિનસન્માન,.... વગેરે ભાવપૂજા;

(૭) જિનાગમ પંચાંગી શાસ્ત્રો;

(૮) અધ્યાત્માદિ પંચયોગાત્મક માર્ગ;

(૯) વિશ્વ સ્વરૂપ....

ઇત્યાદિ–ઇત્યાદિને એવા સર્વેસર્વા અને એકમાત્ર ભવોદ્ધારક તથા મોક્ષપ્રાપક તરીકે એવા માન્યા હોય કે જૈનેતર ધર્મના તપ–ઉત્સવ વરઘોડા–ઠાઠમાઠ કે ચમત્કાર વગેરે જોઇને જિનેન્દ્ર ભગવાનના દર્શનથી જરાય ચલિત ન થાય, જિનદર્શન–જિનશાસન પરની શ્રદ્ધામાં સહેજ પણ ડગમગ ન થાય.

સુલસા શ્રાવિકાએ આવી રીતે સમ્યગ્દર્શનની દૃઢતા ધરી હશે ત્યારે જ અંબડ પરિવ્રાજકના ચમત્કાર લેશ પણ મન પર લીધા નહિ ને? જેને જિનશાસન અને ઈતરદર્શન વચ્ચે મેરુ–સરસવ જેટલું અંતર દેખાય, એ ઈતર દર્શનના યોગ–ધ્યાન–સમાધિના આડંબરથી યા મહાત્યાગ–તપસ્યાના કાયકષ્ટ કે ભૌતિક ચમત્કારથી શી રીતે અંજાય?

ઇન્દ્રભૂતિ, શય્યંભવ, ભદ્રબાહુ, હરિભદ્ર,.... વગેરે વિદ્વાન બ્રાહ્મણો હતા, વૈદિક ધર્મ પર પૂરા આકર્ષિત હતા, પરંતુ જ્યાં એમને જિનશાસનની પારમાર્થિક જાહોજલાલી જોવા મળી, પછી એમને મિથ્યા ધર્મનાં આકર્ષણ એવા ઓસરી ગયા કે એ જિનશાસન–જૈનદર્શનમાં ચોંટી પડ્યા! અને ઈતર ધર્મોને જૈનધર્મરૂપી સૂર્યની આગળ ખજવા જેવા લેખવા લાગ્યા! ત્યારે,

### મુનિનું સમ્યગ્જ્ઞાન કેવું ?

મુનિ એવા સમ્યગ્જ્ઞાનવાળા હોય કે એ સમ્યક્ શાસ્ત્રાગમ–બોધથી યથાવસ્થિત વસ્તુની પ્રરૂપણા કરીને સમસ્ત વાચાળ વાદીઓની મિથ્યા માન્યતાઓનું નિરાકરણ કરી નાખે ! વળી એ વાદીઓ જો મતાગ્રહી ન હોય, તો એમને તથા બીજા ભદ્રક જીવોને યથાવસ્થિત મોક્ષમાર્ગ બતાવી દે, પકડાવી દે !

### જંગલમાં રાત્રે દીવાનો શો ઉપયોગ :–

અંધારી રાતે જંગલ વટાવતાં પોતાની પાસે દીવો હોય એનો ઉપયોગ શો ? એનાથી શું કરવાનું ?

(૧) પોતે કાંટા–કાંકરા ખાડા–ટેકરા વગેરેથી બચી ખરા માર્ગે ચાલ્યા જવાનું;

(૨) બીજા ભૂલા પડેલાને પણ માર્ગ બતાવવાનો, તેમજ

(૩) કોઇ અનાડીઓ જાતે અંધારામાં અટવાઇને બીજાઓને પણ ઉન્માર્ગે દોરતા હોય, તો એમનો શક્ય પ્રતિકાર કરવાનો. અહીં એક પ્રશ્ન થાય,–

### મુનિને વાદમાં રાગદ્વેષ કેમ નહિ ? :–

પ્ર૦– સમ્યગ્જ્ઞાનથી વાદીઓની માન્યતાઓનું નિરાકરણ કરી એમને હરાવવામાં શું રાગદ્વેષ ન થાય ?

ઉ૦– ન થાય; કેમકે મુનિના હૈયે સદા મૈત્રી આદિ ભાવ જાગતા હોય છે; તેથી કોઈ ઇર્ષ્યાદિ ભાવ હોતા નથી. હરાવવાની બુદ્ધિ ઈર્ષ્યામાંથી જન્મે છે. અહીં એ છે નહિ.

અહીં તો સામા પર જીવ તરીકે સ્નેહભાવ છે, અને એ ભૂલતો હોય તો એના પર કરુણાભાવ હોય છે. એમ તો ભગવાન પણ ધર્મશાસન સ્થાપે છે એમા મિથ્યામતની અસત્યતા અને સત્તત્ત્વોની સત્યતા બતાવે છે, તો તેથી શું ભગવાનને રાગદ્વેષ થાય છે ? અસત્યનું નિરાકરણ કરવામાં સામા જીવ પર અને એમાં અસત્ય માર્ગથી ભૂલા પડતા જીવો પર ભાવદયાનો ભાવ રહે છે.

અહીં આર્દ્રકુમાર–મહામુનિના જીવનમાં અનેક વાદમાં એ સ્પષ્ટ દેખાયું. ગોશાળો, વૈદિકબ્રાહ્મણો, બૌદ્ધભિક્ષુઓ, વગેરે એમની સાથે વાદ કરવા આવ્યા, અને સત્યમાર્ગ સામે ગસે તેવુ અજુગતું બોલ્યા હતા, છતાં મહામુનિએ જરાય ઉકળાટ નહિ કરેલો ! પણ શાંતિથી એનું નિરાકરણ કરેલું, અને સત્યધર્મ–સત્યતત્ત્વનુ પ્રતિપાદન કરેલ. એમાં સ્પષ્ટ દેખાય છે કે એમને ઈર્ષ્યા નહિ થયેલી, કેમકે હૈયે મૈત્રી અને કરુણાભાવ વસી ગયેલા હતા.

**સમ્યગ્જ્ઞાન નક્કર મેળવો :–**

અહીં સમ્યગ્જ્ઞાનથી મિથ્યાવાદીઓનું નિરાકરણ કરવાનું લખ્યું એ સૂચવે છે કે સમ્યગ્જ્ઞાન મેળવવાનું એ નક્કર જ્ઞાન મેળવવાનું. વેપારી દુન્યવી ધંધાના વ્યવસાયમાં કમીના નથી રાખતો, તો સાધુએ જ્ઞાનના વ્યવસાયમા શા માટે કમીના રાખવી જોઇએ ?

અતિ મહાન શ્રીમંત થાવચ્ચાકુમારે શ્રીમંતાઈભર્યો અને બત્રીશ દેવાંગનાશી પત્નીઓ વગેરેના સુખથી લચબચતો સંસાર છોડી ચારિત્ર લીધેલું ! તો પછી સમ્યગ્જ્ઞાનનો વ્યવસાય કેટલો બધો કર્યો ! કે એ ૧૪ પૂર્વધર મહાજ્ઞાની

બન્યા. જ્ઞાનનો ઉપયોગ પણ એ લોકોને મોક્ષમાર્ગ પમાડવાનો જબરદસ્ત કરતા ગયા. શુકપરિવ્રાજકના શ્રીમંત ભક્ત સુદર્શનશેઠને મિથ્યાધર્મ મુકાવી જૈનધર્મ એવો સચોટ પમાડી દીધો, કે એને પહેલાનો ગમે તેવો માન્ય ગુરુ શુકપરિવ્રાજક હવે એને પાછો લાવવા ઠેઠ એના ઘરે આવ્યો તો ય સુદર્શને એના પર નજર લેશ પણ ઊંચી ન કરી, ને એના સામું પણ જોયું નહિ.

ત્યારે શુકપરિવ્રાજક કહે 'તને કોણે ભોળવ્યો ! ચાલ મને લઈ જા એમની પાસે, એ મને સમજાવે તો હું પણ એનો શિષ્ય થઈ જાઉં.'

### કયા એકજ સવાલમાં શુક નિરુત્તર? :–

સુદર્શન એને લઈ ગયો થાવચ્ચાકુમાર આચાર્ય મહારાજ પાસે. એણે આચાર્યદેવને આક્ષેપ કર્યો કે "તમારી પાસે ધર્મ જ ક્યાં છે તે ધર્મગુરુ તરીકે જગતમાં ફરો છો? ધર્મમાં પહેલું તો શૌચ–પવિત્રતા જોઈએ, ને તમે લોકો સ્નાન જ કરતા નથી, એટલે તમારે શૌચ નહિ, તો ધર્મ પણ નહિ."

આચાર્ય મહારાજે સમ્યગ્જ્ઞાનથી એનું એવું સુંદર નિરાકરણ કર્યું કે 'બોલ ભાઈ !

### લોહીથી ખરડાયેલું કપડું લોહીથી સાફ થાય?

કે પાણીથી સાફ થાય? તું કહે છે,–'જલસ્નાનથી શૌચ કરો, આત્મા નિર્મળ થશે.' પરંતુ તને ખબર છે ખરી? કે આ જીવ પહેલા નંબરમાં જીવહિંસાના પાપથી કર્મમલિન બન્યો રહી સંસારમાં ભટકી રહ્યો છે. તો હવે

એ જીવહિંસાથી નિર્મળ થાય? કે અહિંસાથી? પાણીના એકેક ટીપે અસંખ્ય જીવો છે. જલસ્નાન કરવામાં એવા કેઈ અસંખ્ય જીવોની થતી હિંસાથી તું આત્માને શૌચ પવિત્ર નિર્મળ થવાનું કહી રહ્યો છે, એ કેટલું યુક્તિયુક્ત છે?'

શુકપરિવ્રાજકની માન્યતાનું ખંડન થઇ ગયું, શુકે કબૂલ કર્યું 'જળસ્નાનથી શૌચ ન થાય, શૌચ અહિંસાથી જ થાય;' અને સંકલ્પ મુજબ ચારિત્ર લઈ આચાર્ય મહારાજનો શિષ્ય શુકમુનિ થઇ ગયો!

આચાર્ય મહારાજે સમ્યગ્જ્ઞાનથી એના મિથ્યામતનું નિરાકરણ કરી મોક્ષમાર્ગ સમજાવી દીધો, ને પમાડી દીધો.

મુનિજીવનમાં આ કરવા જેવું છે, કે–

**જેટલા આરાધનાના પ્રકારો છે, એનું અંતરમાં મનોમંથન જોઈએ, કે (૧) એ કેવી રીતે મિથ્યામાર્ગો કરતાં લાખ લાખ દરજ્જે ઊંચા છે?** તેમ (૨) જિનશાસનમાં જેટલા દોષ–અતિચારનાં સ્થાન બતાવ્યાં છે, એની ઇતર ધર્મમાં ગંધ સરખી નથી! તો (૩) એના પ્રાયશ્ચિત્તથી સાફસુફી ય એ શી રીતે બતાવી શકે?

**(૩) મુનિનું સમ્યક્ ચારિત્ર કેવું?**

**સમ્યક્ ચારિત્રથી મુનિ વિશ્વના સમસ્ત જીવોનો હિતૈષી બને છે, સકલસત્ત્વ–હિતાશયવાળા બને છે.**

તેથી આશ્રવદ્વારોને બંધ કરે છે આશ્રવ એટલે જેનાથી આત્મામા કર્મ વહી આવે તે; અર્થાત્ કર્મબંધનાં કારણો. એ આશ્રવદ્વારોમાં મોટા પાંચ આશ્રવો હિંસા–જૂઠ–ચોરી–મૈથુન–પરિગ્રહ એનાથી આત્મામાં કર્મપ્રવાહ ચાલ્યો

આવે. મુનિ ચારિત્ર-મહાવ્રતની પ્રતિજ્ઞા દ્વારા આ બંધ કરે, એટલે હવે જીવોની હિંસા વગેરે કરવાનું તો શું, ચિંતવવાનું પણ રહ્યું નહિ; તેથી સર્વ જીવો પ્રત્યે હિતૈષી હિતાશયવાળો બન્યો રહેવાનું મળ્યું. અથવા કહો, મુનિ પોતાના નિમિત્તે જીવોનું ક્યાંય પણ અહિત ન થાય, જીવોને દુઃખ ન થાય, એ હિતૈષીપણાથી હિતાશયથી ખાસ જુએ. તેથી એ હિંસા-જૂઠ વગેરે આશ્રવો ન સેવે એ સહજ છે.

**જીવોના હિતૈષી થવું હોય તો આશ્રવો બંધ કરો.**

આશ્રવ સેવવાથી બીજા જીવોનું અહિત થાય છે, એમને દુઃખ થાય છે. આમ,

વિવિધ આશ્રવદ્વારો બંધ કરી લેવાથી બે લાભ,—

(૧) બીજા જીવોનું લેશ પણ આપણા હાથે અહિત ન થાય, અને એના હિતની ભાવના હિતૈષીપણું બન્યું રહે; તેમજ

(૨) જ્ઞાનાવરણીયાદિ અનેક પ્રકારના નવાં કર્મ બંધાતા અટકે. અહીં પ્રશ્ન થાય,—

પ્ર૦—નવાં કર્મ તો અટકાવ્યાં, પરંતુ આત્મામાં જુના થોક કર્મ એવી લાંબી સ્થિતિનાં પડ્યાં છે, કે જલ્દી મોક્ષ શે થાય?

ઉ૦—મુનિજીવનમાં ચારિત્રપાલન સાથે તપની પણ આરાધના છે, ને તેથી આત્મા પર બંધાઇ ચુકેલા ભરપૂર જુનાં કર્મનો ક્ષય થાય છે, ભરપૂર કર્મોની નિર્જરા થાય છે, નિકાલ થાય છે, તેથી મોક્ષ જલ્દી થઈ શકે છે.

તાત્પર્ય, જીવ જાણે એક સરોવર! તે સરોવરમાં નગરમાંથી વહી આવતા મેલા પાણીની નીકના દરવાજા બંધ કર્યા એટલે સરોવરમાં નવો કચરો આવતો અટકયો. વળી કતક ચૂર્ણ જેવું સરોવરમાં નાખ્યું એટલે પૂર્વનું પડેલું મેલુ પાણી સ્વચ્છ થઈ ગયું. બસ, આત્મામાં આવું જ છે. આશ્રવ બંધ કર્યાથી નવાં નવાં કર્મ બંધાતા અટકે, અને સમ્યક્ તપરૂપી ચૂર્ણથી જુનાં કર્મ સાફ થઈ જાય. અહીં પહેલાં સમ્યક્ ચારિત્રનો વિચાર કરીએ,–

**જિનશાસનના સમ્યક્ ચારિત્ર–ધર્મની બલિહારી છે.**

પહેલું તો એમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ અનંતકાય એકેન્દ્રિય સુધીના વિશ્વના સમસ્ત જીવોના હિતૈષી બની જવાય છે. કેટલું બધુ વિશાળ દિલ! દિલમાં સ્નેહભાવથી અનંતાનંત જીવો સમાય છે. 'હું જીવન જીવું એ કાયાથી યા વાણીથી કે મનથી યા ઇંદ્રિયોથી એક પણ જીવને દુભામણ કરનારું ન બનો,'–આ નિર્ધાર છે. આમાં નિરપરાધી તો સમાય, પણ અપરાધી ય સમાય! માથાવાઢ દુશ્મન સામે આવ્યો હોય, એના પર પણ મનથી 'આ ખરાબ માણસ' એટલું ય નહિ ચિંતવવું; પછી 'આને મારુ ' એ વિચાર તો આવે જ શાનો? એમ, રોષથી સહેજ આંખ પણ ઊંચી કરવાની વાત નહિ! પછી વાણીથી એને ધમકાવવાની કે ઠપકો આપવાની વાતે ય શી? ત્યારે હાથેથી કે લાકડી વગેરેથી મારવાને તો અવકાશ જ કયાં? મુનિ તો એટલા બધા ઉચ્ચ ઉમદા દિલના હોય છે કે એવા અપરાધી દુશ્મનને લેશ પણ દુભવવાની તો વાતે ય નથી. મનથી એને ખરાબ માનવાની ય વાત નહિ! ઊલટુ પોતાના કર્મક્ષયમાં સહાયક

તરીકે એને સગા ભાઈ કરતાં વધુ સારો માની એના પર હેત આનંદ ઉભરાવે છે!

ખંધક મુનિને જ્યારે રાજાના મારા આવી કહે છે 'અમારા મહારાજા સાહેબના હુકમથી અમે તમારી આખા શરીરની ચામડી ઉઝરડી લેવાના છીએ;' ત્યારે એમણે શું કર્યું?

"મુનિવર મનમાંહી આણંદ્યા, પરીસહ આવ્યો જાણી રે;
કર્મ ખપાવાનો અવસર એહવો, ફરી નહિ મળશે પ્રાણી રે,

—અહો! અહો! સાધુજી સમતાના દરિયા,

"એ તો વળી સખાઈ મિલિયો, ભાઈ થકી ભલેરો રે;
પ્રાણી! તું કાયરપણું પરિહરજે, જિમ ન થાયે ભવફેરો રે.
અહો૦"

કેટલી ઊંચી વિચારધારા છે! આ તો જીવતાં ચામડી ઉઝરડી લેવાની વાત કરે છે, ત્યારે આ મહાત્મા મનમાં ખુશી અનુભવે છે કે

"વાહ! ચાલો કર્મક્ષય કરવાનો આવો અવસર ન મળે તે મળી ગયો! સારું થયું!"

આમે ય મોક્ષ અર્થાત્ સર્વ કર્મક્ષય માટે તો ચારિત્ર લીધું છે. તો આ કર્મક્ષયના પ્રસંગમાં વ્યાકુળ કેમ થવાય? એમાં એવાં જટિલ કર્મ જે એવી તીવ્ર વેદના ભોગવ્યા વિના જાય જ નહિ, અને એવી વેદના ભોગવી લઈએ એટલે એ કર્મો ઊભાં રહે નહિ, રવાના જ થાય. તેથી કર્મના નિકાલ માટે આ સોનેરી અવસર છે, દિવાળી છે" તેથી પોતાના જીવને સમજાવે છે કે 'કર્મ ખપાવાનો

અવસર એહવો ફરી નહી મળશે પ્રાણી રે !' ત્યારે આમ જ્યાં આ ભયંકર સહવાના અવસરને દિવાળીનો અવસર માનવો હોય, ત્યાં એ અવસર લાવી દેનાર રાજાને સગા ભાઈ કરતાં વધુ ભલો માને એમાં કશી નવાઈ નહિ.

પ્ર૦ – છતાં આપણે એમના ભયંકર સહવા પર કેમ નવાઈ અનુભવી એમના પર ઓવારી જઈએ છીએ ?

ઉ૦ – કહો, થિયરી કરતાં પ્રેક્ટીસ મોટી ચીજ છે, સિદ્ધાંત કરતાં અમલ મુશ્કેલીવાળો છે. છતાં ફિકર નહિ, આવા મહાપુરુષનાં દિલથી–ગુણગાન કરતાં આપણને એવું સત્ત્વ ઊભું થશે, કેમકે એ વિચાર રહે છે, કે 'ખંધક મુનિ પણ આ ધરતીના જ માનવી હતા. એમણે સત્ત્વ વિકસાવી વિકસાવી આત્મોન્નતિ સાધતાં સાધતાં જો એ આ કક્ષાએ પહોંચ્યા તો આપણે પણ એ લક્ષ્યથી થોડો થોડો અમલી પુરુષાર્થ કરતાં કરતાં કેમ એ ઉચ્ચ કક્ષાએ નહિ પહોંચીએ ?' આ વિશ્વાસ પર આગળ ધપાય છે.

એટલું જરૂરી છે કે

**એવા મહાપુરુષોએ આવા ઉપસર્ગ વખતે જે વિચારણાના આલંબન રાખ્યા, તે વિચારણાઓનો આપણે ભલે નાના પ્રસંગોમાં પણ ખૂબ મહાવરો પાડવો પડે.**

ઉપસર્ગોમાં કોણે શું વિચાર્યું ? :–

ખંધક મુનિએ આ વિચાર્યું કે 'કર્મ ખપાવાનો આવો અવસર ફરીથી નહિ મળે', એ આપણે દરેક આપત્તિ અગવડમાં વિચારતા રહેવાનું. દા. ત. પડી ગયા, વાગ્યું, વેદના થાય છે, ત્યાં આ જ વિચારવાનું કે 'કર્મ ખપાવાનો અવસર...' એમ પૈસા ખોયા, તકલીફ છે, છતાં આ જ

'વિચારવાનું ' કર્મ ખપાવાનો...' એમ આજે ભયાનક અસહ્ય મોંઘવારી છે, જીવન જરૂરી વસ્તુની પણ ભારે તંગી પડે છે, ત્યાં પણ આ જ વિચાર, કે ' કર્મ ખપાવાનો અવસર એહવો ફરી નહિ મળશે પ્રાણી રે.'

ગજસુકુમાર મહાત્માને માથે સગડી મુકાઈ છે. તો એ વિચારે છે કે ' જે મારું છે તે બળતું નથી, અને જે બળે છે તે મારું નથી ' એમ આપણે દા. ત. પૈસા ગયા તો એ વિચારીએ કે ' જે પૈસા અહીં લૂંટાય છે એ મારી ચીજ નથી; ને જે મારી ચીજ અરિહંત પરનો પ્રેમ–શ્રદ્ધા, દયા, દાનાદિ છે, એ સામાથી લૂંટાય એમ નથી.'

મેતારજ મુનિએ. માસખમણના શરીરે સોની વડે એમનું માથું ચામડાની વાધરથી કચકચાવીને બંધાયેલ ને એ ભરતડકામાં ઊભા રખાયે, એ વિચાર્યું કે " આ મારા જ પૂર્વના ઊંધા વેતરણનું સહજ પરિણામ છે. સોનીનો શો દોષ ? ગજસુકુમાર – સુકોશલ – ખંધકસૂરિના શિષ્યો વગેરેએ આવા ઉપસર્ગમાં જ મોક્ષ સાધ્યા છે, તો મારે પણ ' મહાજનો યેન ગતઃ, સપન્થાઃ ' મહાત્માઓના પગલે પગલે જ ચાલવાનું." એમ આપણે પણ આપત્તિમાં ને રોગ વગેરેમાં આ વિચારીએ.

ખંધકસૂરિના ૫૦૦ શિષ્યો ઘાણીમાં પીલાતા એ વિચારે છે ' આ પાલક મહા ઉપકારી વાઢકાપ કરનાર વૈદ્ય જેવો છે. અમારા કર્મ–ગુમડાનું વાઢકાપ કરી આપે છે. ધન્ય ઉપકારી !'

જગદ્ગુરુ મહાવીર ભગવાન શૂલપાણીના ભયંકર

ઉપસર્ગોમાં એ વિચારે છે 'મારું આત્મસુવર્ણ, આ ઉપસર્ગની અગ્નિમાં કચરો બળી જઈને કંચનની જેમ શુદ્ધ થઈ રહ્યું છે!'

ધર્મરુચિ અણગાર માસખમણના પારણે વહોરી લાવેલી જીવલેણ તૂંબડીનું શાક ગુરુના આદેશથી પરઠવવા ગયા, ત્યાં એના એક ટીંપા પર કીડીઓ ચોંટી મરવા જેવી થઈ જોઈને, જીવદયાના પરિણામથી પોતે જ બધું વાપરી ગયા! શરીરમાં રોમે રોમે ભયંકર અગ્નિના તણખા જેવી લ્હાયો ઊઠી; ત્યાં આ વિચારે છે, 'ધન્ય અવસર! બિચારી સેંકડો હજારો કીડીઓને અભયદાન દેવાની તક મળી!'

અર્ણિકાપુત્ર આચાર્ય મહારાજને નાવડામાંથી પ્રવાસીઓએ ઊંચકી ઊંચે ગંગા પર ઉછાળ્યા, અને વૈરી દેવતાએ એમને આકાશમાંથી પડતા ભાલાની અણી પર લીધા. અણી સોંસરી પેટ કે છાતીની આરપાર નીકળી! ત્યાં આચાર્ય મહારાજ વિચારે છે કે 'ધન્ય છે તે સિદ્ધ ભગવતોને કે જેમણે શરીર જ રહેવા ન દીધું તો કોઈ જીવને પાપમાં કે દુઃખમાં નિમિત્ત થતા નથી! કમનસીબ હું કે હજી શરીરધારી રહ્યો છું, તો મારું શરીર બિચારા પ્રવાસીઓને અને ભાલાથી વીંધનારને પાપમા નિમિત્ત થઈ રહ્યું છે, તેમજ શરીરમાંથી પડતા લોહી દ્વારા નીચે પાણીના અપ્કાય જીવોને તથા જલાશ્રિત ત્રસ જીવોને મરણાન્ત દુઃખ આપી રહ્યા છે!' આમ વિચાર-ધારામા પોતાના શરીર પર અને યાવત્ અહંત્વ પર નિરાસક્ત ભાવમા આગળ વધતાં, સર્વથા અનાસક્ત યોગમાં ચડી વીતરાગ સર્વજ્ઞ બની ગયા! આપણે પણ દુઃખ-આપત્તિ-અગવડ વખતે આપણાં શરીર

અને આપણી સામગ્રીને બીજાનાં પાપ કે દુઃખમાં નિમિત્ત બનતી જોઇ, એની માયા મમતા મૂર્ચ્છા ઘટાડનારા બનીએ.

વાત આ હતી 'આદાનવાન' મુનિઓ 'આદાન' અર્થાત્ મોક્ષાર્થે ગૃહ્યમાણ સમ્યગ્દર્શન – જ્ઞાન – ચારિત્રના ભરેલા, તે સમ્યક્ ચારિત્રથી વિશ્વના સમસ્ત જીવોના હિતૈષી બને છે. એમનામાં સકલસત્ત્વ–હિતાશય ભરેલો હોય છે. ક્યારેય કોઈના અહિતનો, ને કોઈને ય દુભવવાનો વિચાર સરખો નહિ! એટલું જ નહિ પણ એવી પાકી સાવધાની કે પોતાનો બોલ કે પોતાની આંખ મુખમુદ્રા ય કોઇને દુઃખમા કે પાપમાં યા કષાયમાં નિમિત્ત ન બની જાય. ત્યારે અહીં એક પ્રશ્ન થશે, કે–

ગોશાળાને કષાય–વૃદ્ધિમાં પ્રભુએ કેમ નિમિત્ત આપ્યું ? : –

પ્ર૦ – જ્યારે ગોશાળો ધમધમતો અને મહાવીર પ્રભુને કહેતો આવ્યો કે "હું તમારો શિષ્ય ગોશાળો નથી, પરંતુ સિદ્ધ યોગી પુરુષ છું, અને મેં તો મરેલા ગોશાળાનું સશક્ત શરીર યોગશક્તિથી ધારણ કરેલું છે," ત્યારે પ્રભુએ કેમ એને સાચાનું સાચું કહ્યું કે "તું જ ગોશાળો છે. શા માટે જાતને છુપાવે છે ?" પ્રભુએ એવું કહેવાથી તો એને તેજોલેશ્યા મૂકવા સુધીનો કષાય થઈ ગયો ! પ્રભુનું વચન ગોશાળાને કષાયવૃદ્ધિમાં નિમિત્ત ન બન્યું ?

ઉ૦ – ના, ગોશાળો પહેલેથી એવો દુર્જન જ હતો કે એ કષાયથી ધમધમતો રહેતો જ હતો, એની આંતર પરિણતિ જ કષાયમય હતી. એટલે પ્રભુએ એને નવા કષાયનું નિમિત્ત આપ્યું એવું નથી. પ્રભુએ તો બીજા

જીવોને આ નાલાયક ગોશાળાના સંપર્કથી બચવા એની ઓળખ કરાવી.

એ તો કષાયનુ નિમિત્ત આવ્યુ ત્યારે કહેવાય કે સામો શાંત હતો, યા અલ્પ કષાયવાળો હતો, ને આપણા શબ્દથી એને કષાય જાગ્યો, યા વધી ગયો હોય, ત્યાં આપણા શબ્દ સામાના કષાયમાં નિમિત્ત બન્યા કહેવાય. અહી તો આવેશી નાલાયક ગોશાળો કષાયનો ભરેલો જ હતો. છતાં

પ્ર૦– પ્રભુને સાચાનુ સાચુ કહેવાની જરૂર કેમ પડી ?

ઉ૦– જરૂર એટલા માટે પડી કે ભોળી જનતા ગોશાળાના અસત્ય અને ઉન્માર્ગ–ભાષણમાં તણાઇ જતી હતી; એવી બહોળી જનતાને બચાવી લેવા માટે પ્રભુએ સત્યનું પ્રકાશન કરવાની જરૂર હતી. આ જરૂરિયાત જો ન માનીએ તો તો પછી ક્યારેય પણ 'સત્યનું પ્રકાશન કરવામાં દુર્જનોને દુ:ખ થશે,'–એમ માનીને સત્યનુ સત્યતત્ત્વનું પ્રકાશન જ ન થઇ શકે ! અલબત્ સત્યનું સત્યતત્ત્વ–સત્યમાર્ગનુ પ્રકાશન કરતી વખતે દુર્જનોને દુઃખ ઉપજાવવાનો મુનિને લેશ પણ આશય નથી હોતો; તેથી મુનિમાં ત્યાં પણ સકલસત્ત્વહિતાશય અખંડ પ્રવર્તતો રહે છે. દુર્જનો પ્રત્યે પણ દ્વેષ નહિ, દયા જ હોય છે. મહાવીર પ્રભુને ગોશાળા પ્રત્યે લેશમાત્ર દ્વેષ નહોતો. જો દ્વેષ થયો હોત તો પ્રભુ પોતાની અનંત શક્તિથી, પોતે યા ભક્ત ક્રોડ દેવો પૈકી કોઇ દેવ દ્વારા, ગોશાળાને લકવો ન લગાડી દેત ? પ્રભુએ કેમ એવું ન કર્યું ? કહો, દ્વેષ નહોતો. છતાં ગોશાળાને રોકડુ સત્ય પરખાવ્યું તે બહોળા જનસમુદાયના હિતાર્થે.

આમ સમ્યક્ ચારિત્રથી મુનિ સર્વના હિતૈષી બનવા ઉપરાંત એમણે હિંસાદિ પાપાશ્રવ–દ્વારો બંધ કરી દીધા હોય છે. એક પણ હિંસાદિ કે કષાયાદિ પાપાશ્રવ સેવવાનો નહિ. પાપાશ્રવ જાતે કરવારૂપે ય નહિ, બીજા પાસે કરાવવા રૂપે ય નહિ, ને બીજા પાપાશ્રવ કરતા હોય એને સારા માનવા અનુમોદવારૂપે પણ સેવવાનો નહિ; તે પણ કાયાથી ય નહિ, વાણીથી ય નહિ, ને મનથી પણ સેવવાનો નહિ. એટલે,

દા. ત. મુનિને પરિગ્રહ–પાપાશ્રવનો ત્યાગ છે; હવે કોઇ આવીને બોલ્યું 'સાહેબ ? તમારો ફલાણો ભક્ત એક જ સોદામાં દસ લાખ રૂપિયા કમાઇ પડ્યો !,' તો ત્યાં મુનિ મનથી ખુશી ન થાય કે 'એ સારું કમાયો ! ઠીક થયું.' તેમ વચનથી પણ અનુમોદના ન કરે કે 'વાહ, બડો ભાગ્ય-શાળી ! એકી કલમે આટલું બધું કમાઇ પડ્યો ?' એમ કાયાથી ય અનુમોદના નહિ, દા. ત. આંખમાં ખુશીનો ચમકારો ય ન લાવે; કે મુખમુદ્રાનો યા હાથનો ખુશીનો ઇશારો ન બતાવે.

જેવું મુનિ પરિગ્રહત્યાગ ત્રિવિધ ત્રિવિધ પાળવામાં સાવધાનપણું રાખે, એમ બ્રહ્મચર્ય પાળવામાં પણ સાવ-ધાની રાખે છે. એટલે

દા. ત. મુનિ આગળ કોઇ આવીને માંડે 'સાહેબ ! આપના કુટુંબી યા ફલાણા ભક્તના દીકરાને કરોડપતિની કન્યા મળી ગઈ !,' તો એ સાંભળીને પણ મુનિ વિચાર–વાણી–વર્તાવ કશામાં ય ખુશી ન લાવે. જો આંખ મલકાવે તો કાયાથી મૈથુનમાં અનુમોદના થઈ. યા એટલું ય બોલે

કે 'એમ ?' અથવા જો બોલે 'છોકરો પુણ્યશાળી,' તો એમાં વાણીથી અબ્રહ્મમાં-મૈથુનમાં અનુમોદના થઇ. તેથી એ કશામાં મુનિ પડે નહિ. મુનિને પાપાશ્રવોનો આ રીતે મન-વચન-કાયાથી ન કરવા, ન કરાવવા, ન અનુમોદવા, એમ ત્રિવિધ ત્રિવિધે ત્યાગ હોય છે.

પ્ર૦- તો શું મુનિને આટલો માત્ર પાપનિવૃત્તિનો જ ધર્મ હોય છે ?

ઉ૦- અહીં ટીકાકાર મહર્ષિ કહે છે કે

'तपो विशेषाच्चानेकभवोपार्जितं कर्म निर्जरयति ।'

અર્થાત્ 'અને તપવિશેષથી અનેક ભવોના ઉપાર્જેલા કર્મનો ક્ષય કરે છે.' આમાં આ તપ વિશેષનો પ્રવૃત્તિ-ધર્મ બતાવ્યો. મુનિ તપવિશેષમાં પ્રવૃત્તિ કરનારા હોય છે.

આ તપમાં બાહ્ય-આભ્યન્તર બંને પ્રકારનો તપ આવે. તીર્થંકર ભગવાનના દૃષ્ટાન્તથી મુનિ બાહ્યતપમાં પણ કોઈ કમીના નથી રાખતા, કોઇ સંકોચ નથી રાખતા. પૂછો,

પ્ર૦- તો પછી શાસ્ત્રે કેમ કહ્યું,-

'तदेव हि तपः कार्यं, दुर्ध्यानं येन नो भवेत् ।
येन योगा न हीयन्ते, क्षीयन्ते नेन्द्रियाणि वा ॥'

અર્થાત્ એવો જ તપ કરવો જેથી (૧) દુર્ધ્યાન ન થાય, (૨) સંયમયોગોમાં હાનિ ન પહોંચે, ને (૩) ઇન્દ્રિયો (ચક્ષુ વગેરે) ક્ષીણ ન થાય.'- આવું કેમ કહ્યું ? આમાં શું તપમાં સંકોચ રાખવાનું નથી કહેતા ?

ઉ૦- શાસ્ત્રનું આવું ઓઠું લઈ લઇને જ જીવ ભુલાવામાં પડે છે, ને મુડદાલ બની શકય એવા પણ એકાશન-

આયંબિલ-ઉપવાસ વગેરે તપ, દ્રવ્યસંક્ષેપ ને રસત્યાગ તપ, કાયકષ્ટ અને કાયોત્સર્ગ તપ, મૌન આદિ સંલીનતા તપ વગેરે તપ ગુમાવે છે! બૌદ્ધ ધર્મીની જેમ જાણે એમ જ સમજે છે કે "નવકારશી ન કરીએ તો મનને દુર્ધ્યાન થાય!' દ્રવ્યસંક્ષેપ રસત્યાગ કરીએ તો શરીરને વિટામિન્સ પ્રોટીન વગેરે પોષક તત્ત્વ ન મળે! કાયકષ્ટમા તો આધા જઈને પાછા પડવાનું થાય! મૌન રાખી બીજા સાથે વાતચીત જ ન કરીએ તો જાણકારી ન મળે! ને મનને વીસામો ન મળે! તો પછી બીજા યોગોમાં મન સ્ફુર્તિથી ન જોડાય!" આ બધા પોતાના મનના સ્વચ્છંદ ઉઠાવા છે. ખબર નથી કે,—

**મનગમતાં યથેચ્છ ખાનપાન આરામી સુખશીલતા વગેરે એ મોટી અસમાધિ છે, મહાન દુર્ધ્યાન છે.**

**આહાર અને શરીરની બહુ ગુલામી પોષવામાં** ચિત્ત નિ:સત્ત્વ અને પુદ્ગલપ્રેમી તથા દેહાધ્યાસી-દેહ-**મમતાળુ બની જાય છે.** એ આભ્યન્તર તપ 'સ્વાધ્યાય-ધ્યાનમા એકાગ્રતા અને તન્મયતાથી જોડાઈ શકતું નથી. મન વચમાં વચમાં પુદ્ગલના વિચારમાં તણાઇ જાય છે. આ સમજીને જ ભગવાન પોતાના સાધકજીવનમાં પહેલો અંકુશ આહાર-રસ-આરામી વગેરે પર મૂકે છે. કાયોત્સર્ગ પણ બેઠા બેઠા નહિ, કિન્તુ કષ્ટમય રીતે ઊભા ઊભા જ કરે છે.

**ઇંદ્રિયો તથા શરીર અને મનની ખણજો પોષ્યે જવામાં દેહમમતા દેહાધ્યાસ વધે છે, ને આત્માનું સત્ત્વ હણાય છે.**

આત્મા નિ:સત્ત્વ મુડદાલ બને છે, તેથી જ્ઞાન-ક્રિયા આદિની સાત્વિક તન્મય આરાધના કરી શકતો નથી; કેમકે

પોષેલી અને તગડી બનેલી પુદ્ગલની બણજો જ્ઞાન-ક્રિયાદિની સાધનાની વચ્ચે વચ્ચે ભિઠ્યા કરવાની, ને ત્યાં સાધનામાં તન્મયતા આવવા જ ન દે.

**જડ પુદ્ગલની પલેવણની ગુલામીમાંથી મુક્તિ મેળવવા દ્વારા જ મન પરમાત્મામાં આત્મામાં ને આત્મિક સાધનામાં પ્રવેશ પામી શકે, ને ઠરીને જોડાયેલુ રહી શકે.**

શાલિભદ્ર, ધન્નો, મેઘકુમાર વગેરે મુર્ખ નહોતા, અક્કલહીન નહોતા, કે એ સુકુમાર છતાં ને લચબચ વૈભવ વિલાસમા ભિછરેલા છતાં, એમણે કઠોર બાહ્ય તપ આચર્યો ! સાથે વિનય સ્વાધ્યાય ધ્યાનાદિ આભ્યન્તર તપ પણ ખરો જ.

બાહ્ય તપ પર જોર એટલા માટે છે, કે એથી દેહાધ્યાસ-દેહમમતા ઘટતી આવે તો પોતાના આત્માની મમતા જામતી જાય. ને આભ્યન્તર તપમાં આત્મા ઠરે. આભ્યન્તર તપ, પ્રાયશ્ચિત્ત- વિનય - વૈયાવચ્ચ-સ્વાધ્યાય-ધ્યાન-કાયોત્સર્ગ, એ બધાય આત્માની વસ્તુ છે, આત્મહિતની વસ્તુ છે, ને એમાં તન-મનને ઘસાવું પડે છે, એટલે એ તન-મનના અહિતની વાત છે. ત્યા જો શરીરની મમતા પૂરી હોય કે 'મારી કાયાને જરાય અગવડ ન આપું, કષ્ટ ન આપુ.' તો આત્માને આ આભ્યન્તર તપમાં હોશથી ઠરવાનું ક્યાંથી બને ? માટે એ દેહમમતા યાને દેહાધ્યાસ કાપવા માટે બાહ્ય તપની અતિશય આવશ્યકતા છે.

મુનિ બાહ્ય તપથી દેહાધ્યાસ અત્યંત ઘટાડી નાખે છે, એટલે આત્મામાં ઠરે છે, આત્માને હિતકારી આભ્યન્તર તપને પોતાની વસ્તુ માની એમા ઠરે છે.

---

# [૪૨] આલોચના-પ્રાયશ્ચિત્ત -વિનય તપનું મહત્વ

પ્રાયશ્ચિત્ત તપમાં મુનિ પોતાની સાધનામાં પાકું લક્ષ રાખનારા હોય કે ક્યાય દોષ સ્ખલના અતિચાર તો નથી લાગતો ને ? લાગે ત્યાં ઝટ ગુરુની આગળ માયા રહિત એનુ આલો-ચન-પ્રકાશન કરી દે, અને એનું ગુરુદત્ત પ્રાયશ્ચિત્ત સહર્ષ ને આભાર માનવાપૂર્વક સ્વીકારી લે, ને એનું વહન કરે.

પ્ર૦– એમ તો શાસ્ત્રનાં સૂક્ષ્મ વિધાન જોતાં તો દિવ-સમાં કેટલીય સ્ખલના દેખાય, એ બધાનું ગુરુ આગળ આલોચન કરી પ્રાયશ્ચિત્ત લેતાં તો એક જ દિવસના પણ કેટલા બધા પ્રાયશ્ચિત્ત આવે ? એ વહન કરવા બેસે એમાં તો દિવસો પસાર થતાં એ દિવસોમાં વળી કેટલી બધી સ્ખલનાઓ થાય, ને કેટલાં બધા પ્રાયશ્ચિત્ત ચડે ? એ શે પૂરા વહી શકાય ?

ઉ૦– મુંઝવણ કરવાની જરૂર નથી, આવી સમસ્ત નાની મોટી સ્ખલનાઓની માયારહિત આલોચના કરનાર અને એનાં પ્રાયશ્ચિત્ત લેનાર માટે શાસ્ત્રે ઝોસ કરવાની પ્રાયશ્ચિત્તદાતા ગુરુને છુટ આપી છે. ઝોસની વિધિ નિશીથ વ્યવહારાદિ છેદ ગ્રન્થો યાને પ્રાયશ્ચિત્ત ગ્રન્થોમા વર્ણવેલી છે. એ વિધિથી ઝોસ કરતાં પ્રાયશ્ચિત્ત લેનારને પ્રાયશ્ચિત્ત વહી પૂરું કરવાની સગવડ રહે છે.

બીજી વાત એ છે કે જે મુનિ સતત પાપનો ભય હોવાથી સૂક્ષ્મ ક્ષતિઓની પણ આલોચના કરી પ્રાયશ્ચિત્ત લે છે, ને પાપનું નિરાકરણ ઈચ્છે છે, એ મુનિ ફરીથી કાંઇ એટલી બધી ક્ષતિઓ–સ્ખલનાઓ–અતિચારો સેવે નહિ, એટલે એમને રોજ ને રોજ એવાં પ્રાયશ્ચિત્ત ચડે નહિ.

આ આલોચનામાં કદાચ મોહવશ મનથી, આંખથી, કે કાયાથી એવા ગુપ્ત પાપ સેવાઇ ગયા હોય, તો એની પણ ગુરુ આગળ આલોચના કરતા શરમાય નહિ, સંકોચાય નહિ. કેમકે સમજે છે કે

## ગુપ્ત પાપોની આલોચનાર્થે કયી વિચારણા ?:–

(૧) જો ગુપ્ત પાપોની આલોચના–પ્રાયશ્ચિત્ત શુદ્ધિ ન, કરી તો એ પાપના શલ્ય અંતરાત્મામાં એવાં રહી જશે, ને એના એવા ચીકણા અશુભાનુબંધ પડી જશે કે પછીથી જનમ–જનમ એના ઉદયમા ભયંકર દુષ્ટ બુદ્ધિ, દુષ્ટ વિચારણા, અને દુષ્ટ લેશ્યા જ જીવતી જાગતી રહેવાની, ને એથી બેસુમાર દુષ્ટ પાપાચરણ થયા કરવાનાં! માટે આટલી જબરદસ્ત મોટી આપત્તિ માથે વહોરવા કરતાં અહીં ગુરુ પાસે આલોચના કરી લેવી સારી

### મેલાં કપડાં જેવું મેલું સંયમ :–

(૨) વળી મુનિ સમજે છે કે જેમ જેને કપડા ધોઇ કરીને ચોક્ખા પહેરવા ચોક્ખા રાખવાની પરવા–તમન્ના હોય, એને મન કપડાં પહેરવાની કિંમત હોય. બાકી મેલાઘેલાં કપડાં પહેરનારો તો 'લોકમાં નાગા સારા ન લાગીએ' માટે કપડાં પહેરે એટલું જ, બાકી કપડાંની એને મન બહુ

કિંમત નહિ; એમ અતિચારોનાં આલોચન-પ્રાયશ્ચિત્તથી જેને સંયમ ચોક્ખું નિર્મળ રાખવાની પરવા-તમન્ના હોય, એને મન સંયમ ધારણ કર્યાની કિંમત હોય બાકી દોષોની કશી આલોચના-પ્રાયશ્ચિત્ત કરીને સંયમશુદ્ધિ કરવાની જેને પરવા ન હોય, એ 'સંયમ મૂકી ઘરે જવામાં શોભા નહિ' એટલે જ મેલું-ઘેલું-દોષગ્રસ્ત સંયમ પાળે એટલું જ, બાકી સંયમની એને મન બહુ કિમંત નહિ. અણમોલ સંયમદાતા તીર્થંકર ભગવાનની પણ એને મન બહુ કિંમત નહિ. એને કિંમત સાધુજીવનમાં મળતી ગોચરી પાણી આદિની સારી સગવડોની ! બાકી 'આવી સ્થિતિમાં હું ન મુકાઉં, સંયમની અને સંયમદાતા ભગવાનની કિંમત ઊંચી રાખું, માટે જ મારે આલોચના-પ્રાયશ્ચિત્ત કરતા જ રહેવુ જોઈએ. એ કરતો રહી મારે સંયમ ચોક્ખું-નિર્મળ રાખ્યા જ કરવું જોઈએ, તો જ મને સંયમની કિંમત છે એમ ગણાય,'-આ સમજવાળો સાધુ આલોચનામાં સદા તત્પર રહે.

(૩) ગુરુ આગળ પાપોની આલોચના કરવામાં મહાન લાભ આ, કે-

**જો આલોચના ન કરાય તો,** (i) હિંમતના અભાવે સત્ત્વ હણાય છે;-

(ii) ગુરુ આગળ હલકા પડવાના ભયે અભિમાન પોષાય છે; અને

(iii) ગુરુ આગળ સારા આરાધકનો દેખાવ રાખવામાં માયા પોષાય; તથા

(iv) પાપાનુબંધી પાપ બંધાય; જ્યારે,

**ગુરુ આગળ આલોચના કરવાથી સત્ત્વ વૃદ્ધિ થાય છે, અભિમાન કપાય છે, દિલમાં સરળતા પોષાય છે, ને અશુભ અનુબંધો તૂટી જાય છે, તથા જિનવચન-રાગ વધે છે.**

(૪) આ પણ એક મહાન લાભ છે કે આલોચના કરવા પર સાચો તીવ્ર પાપ-પશ્ચાત્તાપ ઊભો થયો હોય છે, ને ગુરુ આગળ પાપો કહેતા કહેતાં તો વળી એ પશ્ચાત્તાપ ઓર વધે છે. એમાં દુષ્કૃત-સંતાપના એવા પ્રબળ શુભ અધ્યવસાય ઊછળે છે, કે એથી લખલૂટ કર્મ-નિર્જરા થાય. ઝાંઝરિયા મુનિનો ઘાતક રાજા, ખંધક મુનિની ચામડી ઉતરાવનાર રાજા, અને સાધ્વીજી મૃગાવતીશ્રીજી એમજ દુષ્કૃતના પ્રબળ સંતાપમાં ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોંચી ગયેલા ! એ પરથી સમજાય એવું છે કે

**પ્રબળ દુષ્કૃત-સંતાપના શુભ અધ્યવસાય કેટલા બધા જોરદાર હોતા હશે કે એમાંથી ઉચ્ચ ધર્મધ્યાન, અનાસક્ત યોગ, શુક્લધ્યાન અને વીતરાગતા પ્રગટ થઈ જાય ?**

આવા શુભ અધ્યવસાયનો લાભ પાપોની આલોચના કરીએ તો જ મળે છે. 'મહાનિશીથ' શાસ્ત્ર કહે છે ગુપ્ત પાપ સેવાઈ ગયાની આલોચના કરવા માટે આચાર્ય પાસે જતા જતા કેટલીક સાધ્વીઓ, ત્યારે બીજી વળી આલોચના કરતાં કરતાં. તો કેટલીક વળી આલોચના કરી રહ્યા પછી ... એવા શુભ અધ્યવસાયમાં ચડી કે ત્યા જ કેવળજ્ઞાન પામી ગઈ !

આ વિચારણાઓ મન પર લેવાથી આલોચના કરવામાં ચોક્કસતા આવે, ગુપ્ત પણ દોષ સેવ્યાની આલોચના કરવામાં ક્ષોભ સંકોચ ન રહે. ત્યારે,

## વિનયતપનું મહત્ત્વ

(૨) વિનય નામનો આભ્યન્તર તપ આરાધવામાં મુનિ એક્કા હોય છે. માટે તો શાસ્ત્ર દૃષ્ટાન્ત બતાવે કે જેમાં એક રાજકુમાર જેવો બાપરાજાનો વિનય ન જાળવી શક્યો એવો વિનય સાધુએ આચાર્યનો જાળવ્યો ! જૈન શાસનમાં વિનય-ધર્મ અજોડ બતાવ્યો છે. દા. ત. ગુરુનો તો વિનય સાચવવાનો, પણ પુસ્તકનો પણ વિનય સાચવવાનો; જેમકે, પુસ્તકને આપણી બેઠકથી નીચે ન મુકાય, બગલમાં ન લેવાય, માથા નીચે ન મુકાય,...વગેરે. કારણ ?

**જેમ ગુરુ જ્ઞાનદાતા છે, એમ શાસ્ત્ર પણ જ્ઞાનદાતા છે, એટલે શાસ્ત્ર વિદ્યાગુરુ જ છે.**

એમ અરિહંત ભગવાનનો વિનય એટલે ? અરિહંત ભગવાનની પ્રતિમાનો પણ વિનય સાચવવાનો. પ્રતિમા એટલે જાણે સાક્ષાત્ ભગવાન અરિહંતદેવ બેઠા છે એમ મન પર ભાર રાખીને આ થઈ શકે. આ અરિહંત વિનયના કેવા કેવા અદ્ભુત પ્રકાર બતાવ્યા ! દા. ત. અરિહંતના દરબારમાં જવું હોય તો ત્યાં આપણે ખાવાપીવાની વસ્તુ ન લઈ જવાય. ઉત્તરાસંગ-ખેસ વિના ન જવાય. ચૈત્યવંદનમાં પ્રભુ સિવાયની ત્રણે દિશા જોવાની બંધ જ હોય. ત્યારે,

ગુરુવિનયમાં બૃહદ્‌વાંદણા સૂત્રમાં જે વિધિ બતાવી છે, ને ભાષ્યમાં જે ૩૩ ગુરુ-આશાતના ટાળવાની કહી છે, એનો વિચાર કરતાં લાગે કે ખરેખર આ પણ જૈન શાસનની અનેરી વિશિષ્ટતા છે. દા. ત. ગુરુને વંદન કરવું છે, તો પહેલાં ગુરુની ઈચ્છા પૂછવી જોઈએ કે 'હું વંદન કરું ?' કેમ એમ ? તો કે એટલા માટે કે ગુરુ નવરા નથી બેઠા કે

ગમે તે ગમે તે માણસ, ગમે ત્યારે ગમે ત્યારે, વંદન કરવા આવે એને જવાબ આપ્યા જ કરે. ગુરુને આપણા કરતાં શાસન-ચિંતા, સમુદાય-ચિંતા, તત્ત્વચિંતન વગેરે ઘણા મહત્ત્વના અનેક કાર્યો હોય છે. એ હિસાબ પર જિનશાસન વંદન કરવા માટે ગુરુની ઈચ્છા પૂછવાનું કહે છે. વળી વંદન કરવા માટે ગુરુના અવગ્રહમાં પેસવા "અણુજાણહ મે મિઉગ્ગહં' અર્થાત્ મને પરિમિત અવગ્રહમાં આવવાની રજા આપો" એમ બોલી ગુરુની રજા માગવાનું કહે છે, ગુરુની આસપાસ સામાન્યથી ૩ાા હાથની જગાને ગુરુનો 'અવગ્રહ' કહેવાય. શિષ્યોનો વિનય એ છે કે કામ વિના એ અવગ્રહમાં ન જવાય. તાત્પર્ય. ગુરુથી ઓછામાં ઓછુ ૩ાા હાથ દૂર રહેવું જોઇએ. માટે જો અહીં વંદનનું કાર્ય ઉપસ્થિત થયું, તો ગુરુની અવગ્રહમા પેસવા રજા માગવી જોઇએ.

**જિનશાસનની વડાઈ તો જુઓ ! કે**

પહેલા વંદનની ઇચ્છા પૂછવાની તે સહેજ માથું નમાવી હાથની અંજલિ જોડીને પૂછાય. પરંતુ હવે અવગ્રહમા પેસવાની રજા માગવાની, તે શરીર અર્ધું નમાવીને મંગાય. પહેલામાં 'યથાજાત અને અંજલિબદ્ધ' મુદ્રા, ત્યારે રજા માગવામા 'અવનત' મુદ્રા કહી.. આપણે વંદન કરવું છે, નમ્ર બની નમસ્કાર કરવો છે, તોય એમા ગુરુની ઇચ્છા પૂછવાની ! વળી અવગ્રહમાં પેસવા રજા માગવાની ! તે પણ બે હાથ જોડી શરીર નમાવીને માગવાની ! વગેરે વગેરે વિનયવિધિ બતાવી. એ પરથી જિનશાસનમા વિનય-ધર્મ બજાવવા અંગે પણ કેટકેટલી ઝીણવટ અને કેટલો વિસ્તાર છે ! અને એ માટે કેટકેટલી નિપુણતા-ચકોરતા રાખવી જોઇએ ! એ સમજી શકાય એવું છે. 卐

# [૪૩] વૈયાવચ્ચ–સ્વાધ્યાય –ધ્યાનનું મહત્વ

## (૩) વૈયાવચ્ચ તપ

(૩) વૈયાવચ્ચ એટલે સાધુસેવા. એમાં આચાર્યથી માંડીને નાના સાધુ સુધીની સેવા આવે. મુનિ આ વૈયાવચ્ચ નામના આભ્યન્તર તપમાં પણ તત્પર રહે. કારણ કે જીવને અનંત અનંત કાળથી વળગેલા

**હરામહાડકાપણાંના અને સ્વાર્થાંધતાના ગુન્હા પર દુર્ગતિઓની જેલોની સજા થાય છે!**

**એ ગુન્હામાં ન ફસાવા માટે સાધુસેવા મહાન બચાવનામું છે.**

**વૈયાવચ્ચના બીજા કેવા મહાન લાભ!** દા. ત. (i) સાધુસેવાથી દુર્ગતિની જેલ તો ટળે જ છે; ઉપરાંત. (ii) જેમની સેવા વૈયાવચ્ચ કરાય એમના વિશિષ્ટ સદ્ગુણો–સુકૃતોની અનુમોદનાનો લાભ મળે છે.

(iii) 'વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે! વિદ્વાનની બધે પૂજા–સન્માન–સત્કાર થાય છે' એમ જે કહેવાય છે, એનો અર્થ એ કે હજી જ્ઞાનોપાસનામાં તો આગળ સત્કાર–સન્માન મળે એની આશંસા રહેવા સંભવ છે, તથા એ મળે એથી અભિમાન આવવાનો ય સંભવ છે; જ્યારે વૈયાવચ્ચ-ઉપાસનામાં

તો આવી આશંસા—અભિમાનને અવકાશ નથી. કેવળ જિના-જ્ઞાપાલન, સેવાના સુસંસ્કાર, વિપુલ કર્મક્ષય, અને પુણ્યા-નુબંધી પુણ્યના લાભનો ઉદ્દેશ રહે છે. ભરત બાહુબલિ-ભક્તિ—વૈયાવચ્ચથી અદ્ભુત લાભ પામી ગયેલા !

(૪) સ્વાધ્યાય :—

ચોથો આભ્યન્તર તપ સ્વાધ્યાય છે. મુનિ એમાં તો એવા વ્યગ્ર અને એકાગ્ર રહે છે કે મનમાં અસત્ વિકલ્પો ને આડાઅવળા વિચારો વગેરેને ઊઠવાનું સ્થાન મળતું નથી; તેથી આત્મા ઘણા ઘણા આર્તધ્યાનથી બચે છે. વળી શાસ્ત્રોના સ્વાધ્યાય—અધ્યયનથી અધિકાધિક તત્ત્વબોધ, તે હેયોપાદેયનો બોધ મળવાથી સમ્યક્ત્વ નિર્મળ થવા સાથે ચારિત્રમાં વિશેષ ઉદ્યમ થવા અવકાશ રહે છે.

'સ્વાધ્યાયઃ પરમં મંગલં ' આ માનવભવમાં મહાન અહોભાગ્ય હોય એને જિનાગમનો દિવસ-રાત સ્વાધ્યાય મળે ! ચારિત્રમાં બજાવવાની રોજની ક્રિયાઓ થોડી, તેથી બચનારો વિપુલ સમય ક્યાં લેખે લગાડવાનો ? શાસ્ત્ર-સ્વાધ્યાયથી જ લેખે લાગે, પૂછો,—

પ્ર૦— નવકારજાપથી લેખે ન લાગે ?

ઉ૦— એકલા જાપમાં સ્વાધ્યાયના પૂર્વે કહેલ લાભો, જેમકે જિનાજ્ઞાપાલન, અધિકાધિક તત્ત્વબોધ અને સંવેગ, સમ્યક્ત્વશુદ્ધિ,.... વગેરે મહાન લાભો જાપમાં ન મળે.

વળી માણસનું મન વિવિધતા પ્રિય છે, તેથી એનું મન એકસરખા જાપમાં સ્થિર ન રહે, કંટાળે, કેઈ અસત્ વિકલ્પો કરે ! ત્યારે સ્વાધ્યાયમાં વિવિધ અક્ષરો આવે. એના વિવિધ અર્થ હોય, તેથી એમાં.

**ચિત્ત પકડાયેલું રહે ને કંટાળે નહિ, એટલે બીજા-ત્રીજા વિચાર ન આવે. માટે જ સ્વાધ્યાયની બહુ ઊંચી કિંમત છે.**

અનંતા ભવ ભટકયા એમાં આ જ કામ કરેલાં કે મનને અસત્ વિષયોમાં ભટકતું રાખી આ વિચાર, બીજો વિચાર, ત્રીજો વિચાર, .. એમ ખોટા વિચારો પાપ-વિચારો કરી કરી હૈયાના ભાવ કલુષિત રાખ્યા, હૈયાં બગડેલા રાખ્યા. એથી જ અસત્ કૃત્યો કરી કરીને અનંતા ભવ ભટકયા! ત્યારે જો **હૈયું ન બગડવા દેવું હોય તો જિનાગમ-શાસ્ત્ર-સ્વાધ્યાય એક અનુપમ ઉપાય છે,**

એમાં સ્વાધ્યાયથી ખોટા વિચારો અટકે. એથી અશુભ ભાવ જાગે નહિ. એટલે હૈયું બગડે નહિ.

## (૫) ધ્યાન

(૫) ધ્યાન એ પાંચમો આભ્યન્તર તપ સાધવામાં મુનિ ખબરદાર રહે છે. એનું કારણ એ છે કે અનંત અનંત કાળનું રખડતું મન ધ્યાનમાં સ્થિર થાય છે; અને સ્થિર મન ઉપર જ ગુણસ્થાનકની પાયરીએ ઉપર ઉપર ચડાય છે. યાવત્ અંતે મન શુકલધ્યાનમાં લીન બનતાં કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે!

આ ધ્યાન એટલે ખાલી 'ૐ' કે 'અર્હં'નું ધ્યાન નથી લેવાનું, મુનિ કાંઈ આ લઈને બેસતા નથી, કિંતુ અશુભ આર્ત રૌદ્ર ધ્યાનની અટકાયતપૂર્વક ધર્મધ્યાનમાં જોડાયેલા રહે છે. ધર્મધ્યાનના ચાર પ્રકાર આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય, અને સંસ્થાનવિચય;—એનો બહુ

ખપ કરે છે, ને એના ગાઢ અભ્યાસ ઉપર જ શુક્લધ્યાન લાગે છે, જેના ઉપર જ કેવળજ્ઞાન સધાય છે.

બીજી મહત્ત્વની વાત એ છે કે મુનિઓ પોતાના આચાર–અનુષ્ઠાનમાં જે તન્મય બની જાય છે, એ તન્મયક્રિયા પણ એક પ્રકારનું ધ્યાન જ છે. એટલે જ 'જ્ઞાન ધ્યાનમાં ઉજમાલ રહેજો' એ હિતશિક્ષામાં 'ધ્યાન' પદથી આરાધનાની ક્રિયાઓ લીધી છે; કેમકે 'જ્ઞાન ક્રિયાભ્યાં મોક્ષઃ' એ સૂત્ર મોક્ષના બે ઉપાય બતાવે છે,–એક જ્ઞાનોપાસના, ને બીજી ક્રિયાની ઉપાસના. પૂછો,–

પ્ર૦–તો શું જ્ઞાન ને ક્રિયા સાથે ધ્યાનની જરૂર નથી?

ઉ૦–ધ્યાનની જરૂર આવશ્યકતા છે, પરંતુ તે ધ્યાન ક્રિયામાં સમાવિષ્ટ થઈ જાય છે. ક્રિયા એવા સચોટ મનના પ્રણિધાન અને એકાગ્રતા સાથે કરવાની છે કે એ ધ્યાનરૂપ બની જાય છે. પૂર્વે કહ્યું તેમ સામાન્ય જનને એકલા 'ૐ' કે 'અર્હં'ના જાપ યા ધ્યાનમાં મન સ્થિર રહી શકે નહિ; કેમકે મન વિવિધતા–પ્રિય છે, તેથી એ સ્વાધ્યાયાદિ ક્રિયામાં સારી રીતે એકાગ્ર રહી શકે. એવી એકાગ્રતાથી ષડ્ આવશ્યક ક્રિયા કરનાર ધ્યાનનો સ્વાદ જે માણી શકે છે, તે એકલું ૐકારાદિનું ધ્યાન કરનાર નહિ અનુભવી શકે. મોટા જિનકલ્પી મુનિઓ પણ ક્રિયા અને સૂત્ર–અર્થના એકાગ્ર ચિંતનરૂપ ધ્યાનમાં લીન રહે છે. તો પૂછો,–

પ્ર૦–જો ક્રિયા અને સ્વાધ્યાયમા જ લીન રહેવાનું હોય, તો પછી આજ્ઞાવિચય આદિ ધર્મધ્યાનને જગા ક્યાં? એનો ઉપયોગ ક્યાં?

૭૦ – તે તે પ્રસંગમાં આજ્ઞાવિચય – અપાયવિચય વગેરેનો ઉપયોગ થાય જ છે. દા. ત. (૧) **આજ્ઞાવિચય:**– કોઈ ક્રિયા શરૂ કરવી છે, ત્યાં વિચાર આવે કે 'અહો! કેવી ઉત્તમ જિનાજ્ઞા કે એણે આ કલ્યાણ–ક્રિયાની આપણને ભેટ કરી!' આજ્ઞાનો આ એકાગ્ર વિચાર એ આજ્ઞાવિચય ધર્મ-ધ્યાન જ છે. ધર્મબિંદુ શાસ્ત્ર કહે છે – 'આજ્ઞાનુસ્મૃતિ.' અર્થાત્

**સાધના–સાધનામાં જિનાજ્ઞાનું અનુસંધાન કરવું, જિનાજ્ઞાને આગળ કરીને સાધના કરવી.**

'જિનાજ્ઞા આ ફરમાવે છે માટે મારે આ કરવાનું, જેથી અનંત કલ્યાણકર જિનાજ્ઞાની ઉપાસનાનો ભવ્ય લાભ મળે.' આ આ આજ્ઞાનું અનુસંધાન કરતાં મનમાં આવી જાય કે 'અહો જિનાજ્ઞા (૧) કેવી સદ્ભૂતાર્થને કહેનારી! અને (૨) કેવી જીવહિતની જ દેશક! તથા (૩) કેવી ત્રિકાળ–વ્યાપિની!... ' વગેરે વગેરે. આમાં 'આજ્ઞાવિચય'–ધર્મ-ધ્યાન આવ્યું....

(૨) **અપાયવિચય :**– એમ જીવનમાં અનાદિ સંસ્કા-રવશ રાગ–દ્વેષ, રતિ–અરતિ, વગેરે ઊઠવા જાય ત્યાં,–'અરે! કયા આ મારી મૂઢતા અજ્ઞાનતા કે આવાં પાપસ્થાનક સેવતો રહું છું! પાપસ્થાનકો કેવા ખતરનાક કે મોક્ષમાર્ગને રુંધે છે! જીવને દુર્ગતિમાં ઘસડી જાય છે! જ્ઞાની ભગવંતો શું કહે છે? આ જ, –

'दुग्गइ–निबंधणाइं अट्ठारस पावठाणाइं ॥'

અર્થાત્ ૧૮ પાપસ્થાનક એ દુર્ગતિના કારણ છે. 'અહો! આ રાગ–દ્વેષાદિ આત્મામાં રહી કેવા કેવા જાલિમ અનેક અનર્થ સરજે છે!' એ ચિંતન 'અપાયવિચય' નામનું ધર્મધ્યાન બને.

**(૩) વિપાકવિચય:–** એમ કોઈ બિમારી આવી, પીડા થઈ, અપમાન થયું,....વગેરેમાં 'આ મારા જ કર્મના વિપાક છે, માટે મારે એ સમભાવે વેઠી લેવાના;' એમ ચિંતવતાં 'વિપાકવિચય'–ધર્મધ્યાન થાય. ત્યારે,

**(૪) સંસ્થાનવિચય:–** કાંઈ ને કાંઈ દેખીને મન ખોટા વિચારમાં ચડવા જતું હોય એને 'સંસ્થાનવિચય' નામના ધર્મધ્યાનમા જોડવાનું. એમાં આવું ચિંતન રહે કે 'જગતમાં કેવા કેવા શાશ્વતા ભાવો છે! કેવા કેવા અશાશ્વતા ભાવો કામ કર્યે જાય છે!..' આમ શુભ ધ્યાનમાં મુનિ લીન રહે છે.

## (૬) કાયોત્સર્ગ–આભ્યન્તર તપ

મુનિ કાયોત્સર્ગ નામનો આભ્યન્તર તપ એટલા માટે કરે કે સ્થિર કાયાએ ખડાખડા રહેવામાં ભલે થાક લાગે તો ય બેસવાનું નહિ એટલું જ કષ્ટ નહિ, પરંતુ શરીર પર માંખી ડાંસ મચ્છર બેસી કરડ્યા કરે તો પણ એને ઉડાડવા કાયા કે હાથ હલાવવાનો ય નહિ. એવા કાયોત્સર્ગનાં કષ્ટ સહતા શરીરરાગ–દેહાધ્યાસ–કાયમમતા ઓછી થતી આવે. આ અને બીજા તપમાં કાયકષ્ટ ઉપાડાય એટલી કાયમમતા ઓછી થાય.

પ્ર૦ – તો પછી વેપારાદિ ખાતર કાયાનાં કષ્ટ ઉપાડે એમાં કેમ કાયમમતા ઓછી નથી થતી?

ઉ૦ – કારણ કે દુન્યવી વસ્તુ ખાતર કષ્ટ ઉપાડાય છે. એમાં ઉદ્દેશ દુન્યવી વસ્તુ મેળવવાનો છે, કાયમમતા ઓછી

કરવાનો નહિ; ઊલટું વેપારથી ધન લાવી કાયાની તુષ્ટિ-પુષ્ટિ કરવાનો ઉદ્દેશ હોય છે! ત્યાં કાયમમતા ક્યાંથી ઓછી થાય? ત્યારે અહીં કાયોત્સર્ગ વગેરેના કષ્ટ ઉપાડવામાં સીધો કાયમમતા ઉતારવાનો ઉદ્દેશ છે. એક પ્રશ્ન થાય,–

પ્ર૦–જો કષ્ટથી કાયમમતા ઉતારવાનો જ ઉદ્દેશ હોય તો તો તે કાયક્લેશ–કાયકષ્ટ સહન કરવારૂપ બાહ્ય તપથી તે ઉતરી શકે છે, પછી 'તાવ કાયં ઠાણેણં....વોસિરામિ' એમ પ્રતિજ્ઞાબદ્ધ બનીને કાયોત્સર્ગ કરવાની શી જરૂર?

ઉ૦ – કાયોત્સર્ગની જરૂર એટલા માટે છે કે કાયકષ્ટ નામના તપથી અલબત્ કાયમમતા ઓછી તો થાય જ છે પરંતુ કાયોત્સર્ગમાં પ્રતિજ્ઞાબદ્ધ મનથી જે સ્થિર ધ્યાન કરવામાં આવે છે એમાં,

**અસત્ વિકલ્પોથી મુડદાલ બનેલા મનને કાયોત્સર્ગ ધ્યાનથી સશક્ત બનાવવાનું થાય છે.**

પછી અતિશય સશક્ત બનેલું મન વધી ગયેલી શક્તિ અને સ્થિરતાના પ્રભાવે શુક્લધ્યાન સુધી પહોંચી શકે છે! કે જેના ઉપર કેવલજ્ઞાન થાય છે! પ્રતિજ્ઞા વિનાના ખાલી કાયકષ્ટથી આ ન બની શકે; જ્યારે કાયોત્સર્ગ–ધ્યાનથી આ બની શકે છે. વળી ધ્યાન પણ એવા શુભ વિષયનું છે કે એનાથી મન પ્રભાવિત બની અંતરના રાગ–દ્વેષ પોષવામાં જતું નથી. ઊલટું કાયોત્સર્ગના સ્થિર ધ્યાનથી રાગ–દ્વેષના બંધન ઢીલા પડે છે, એનો હ્રાસ થતો આવે છે, આ મોટો લાભ છે!

આમ મુનિ ૬–૬ પ્રકારના બાહ્ય–આભ્યન્તર તપમાં રહેવાથી શો લાભ પામે છે? તો ટીકાકાર મહર્ષિ લખે છે કે

**તપ વિશેષથી અનેક ભવોપાર્જિત કર્મની નિર્જરા કરે છે.**

અહીં માત્ર તપસ્યા એટલું જ ન લખતાં 'તપોવિશેષાત્' લખ્યું, એથી સૂચવ્યું કે 'તપ પણ જો બાર પ્રકારનો વિશિષ્ટ તપ કરો તો જ અનેક ભવોનાં ઉપાર્જિત કર્મોનો ક્ષય થતો આવે.'

તપ 'વિશિષ્ટ' કરો એટલે? તન-મન સુંવાળા રાખી રાખીને નહિ, કિન્તુ તન તોડાય અને મન મોડાય એ રીતનાં તપ કરો. તનમાં ઈન્દ્રિયો પણ આવે, એના પર પણ પાકો અંકુશ મૂકી એની સ્વચ્છંદતા અટકે એ રીતના તપ કરો. દા. ત. **વૃત્તિસંક્ષેપ તપ કરવો છે, તો ઇન્દ્રિયોની ઈષ્ટ વિષયોમાં દોડી જવાની વૃત્તિ પર પણ પાકો અંકુશ મૂકવાનો.** મોટી અપ્સરા ઈન્દ્રાણી સામે આવે પણ આંખનું પોપચું ઊંચું ન થાય. એમ સંલીનતા તપમાં વાણીની સંલીનતા-સંગોપન એવું કે અત્યંત જરૂરી સિવાય એક પણ વચન નહિ બોલવાનું. એમ કાયાની સંલીનતા એવી કે એક હાથ પગ હલાવવા જેવી પણ બિનજરૂરી પ્રવૃત્તિ નહિ કરવાની. એમ આભ્યન્તર તપમાં આલોચના એટલે એકાદ પણ કુ-વિચાર આવ્યો તો તે ગુરુને જણાવી પ્રાયશ્ચિત્ત લેવાનું. વિનયમાં ગુરુનું પોતાના હૈયામા બહુમાન ઊછળે તેમજ બહારમા ગુરુનું ગૌરવ-સન્માન વધે એવો વિનય: એમ ગુરુની ૩૩ માંથી એક પણ આશાતના ન થાય એવો વિનય.

સારાંશ, બારે પ્રકારના તપમાં વિશિષ્ટતા હોય. **વિશિષ્ટ તપ આરાધાય ત્યારે અનેક ભવોનાં અંતરાયાદિ કર્મો તૂટતાં આવે, ને આત્મામાં લબ્ધિઓ પ્રગટ થાય,**

સામાન્ય બુદ્ધિ( Common Sense )થી સમજાય એવું છે કે અનેક ભવોમાં પાપવિચાર– વાણી– વર્તાવના લખલૂટ દુષ્કૃત્યો આચરી કર્મના ગંજાવર સ્ટોક થોક ઊભા કર્યા છે, એ કાંઈ કાયાને પાલિસ –માલિસ રાખી, ને મનને સગવડ–પ્રિય બન્યું રાખી, સામાન્ય સામાન્ય તપના પ્રકારથી નષ્ટ થાય નહિ. એ તો તન અને મન પર માર્શલ–લો ચલાવવો પડે. તન–મન–કસાય એવા તપના પ્રકારો આચરાય ત્યારે પેલા ભારે કર્મોના થોક નષ્ટ થતા આવે.

ધનાજી, શાલિભદ્રમુનિ, ધન્નો અણગાર, સનતકુમાર ચક્રવર્તીમુનિ, મેઘકુમારમુનિ, મેતારજમુનિ વગેરેએ શું કરેલું ? આ જ. કે બારે પ્રકારના તપમાં તન – મન પર કાળો કેર વર્તાવ્યો ! કદાચ તપના સમસ્ત પ્રકારોમાં એવી ઊંચી વિશિષ્ટતા ન લાવી શકાય તો પણ, અમુક પ્રકારમાં ય જો એ લેવાય, તો પણ બૃહત્ કર્મનિર્જરા થાય.

અહીં એટલું ધ્યાન રાખવાનું છે કે મુનિ વિશિષ્ટ તપથી કર્મનિર્જરા કરે છે, પરંતુ તે સમ્યક્ ચારિત્રથી સકલસત્ત્વ હિતાશયી યાને સર્વજીવ–હિતૈષી બની પાપનાં આશ્રવદ્વારો બંધ કરીને વિશિષ્ટ તપની આરાધનાથી અનેક ભવના સંચિત કર્મોની નિર્જરા કરે છે. તપની સાથે સાથે એ સમ્યક્ ચારિત્ર હોય, એમાં સર્વજીવ-હિતાશય હોય, અને આશ્રવ–નિરોધરુપ મહાવ્રતાદિ હોય, ત્યારે તપનો મર્મ હાથમાં આવે છે.

**તપ કરીને બાહ્યમાંથી ખસી અભ્યન્તરમાં–અંતરાત્મામાં ઠરવાનું છે.**

બધા તપ જોઈએ તો એમાં આ જ દેખાશે કે બહાર-માંથી ખસી અંદરમાં આવો. દા. ત. અશન કરો એટલે બહાર ખોરાકમાં જાઓ, અને અનશન કરો એટલે બહારનું એટલું બંધ થયું, તેથી અંદરમાં ઠરવાનું મળે. એવું ઉનો-દરીમાં ચાર કોળિયા પૂરતું પણ બહારમાં જતા અટક્યા, તો એટલું અંદરમાં અવાય, અંદરમાં ઠરાય.

'અંદરમાં' ઠરવું એટલે શું ? :–

**તપથી અંદરમાં ઠરવું એટલે મનને સંતોષ થાય કે 'ચાલો, તપ દ્વારા આટલી ખાનપાનની કે આટલા દ્રવ્યની ને રસની ગુલામીથી બચ્યા.'**

એમ કાયક્લેશ–કાયકષ્ટ તપમાં ય શું છે ?

કાયાને ધર્મ ખાતર શ્રમ આપવાનો છે. એ આપવામાં ય આત્માને ઉલ્લાસ રહે છે કે 'ચાલો સાધનભૂત મળેલી કાયા શ્રમિત થઈને પણ ધર્મની આરાધનામાં કામે લાગી !'

---

આ અંદરમાં ઠર્યા ગણાય. એમ સંલીનતામાં તો સહેજે મન વચન–કાયા–ઈન્દ્રિયોને સંગોપ્યા, અર્થાત્ બહારમાં જતા અટકાવ્યા, એટલે સહેજે અંદરમાં ઠરી શકે. અર્થાત્ બહારની વિચારણા વાણી તથા વર્તાવમાં મન ન લઈ જતાં, મન હવે આત્મા–પરમાત્માના સ્વરૂપ, ગુણો, . વગેરેમાં જોડી શકાય.

**બાહ્ય તપનો મર્મ: બાહ્યમાંથી મનને તપાવો યાને નિગૃહીત કરો.**

આ હિસાબે બાહ્ય તપનો ભાવ લઈ શકાય કે જે બાહ્યમાં જોડાતા મનને તપાવે, મન પર નિગ્રહ કરે, જેથી બાહ્યમાં મન જાય નહિ, એનું નામ બાહ્ય તપ.

**બાહ્યમાં જતા મનને અટકાવે તે બાહ્ય તપ, અંદરમાં મનને ઠારે તે આભ્યન્તર તપ.**

જિનશાસનની કેવી સુંદર વ્યવસ્થા છે!

**જીવ જ્યાંસુધી બહારમાં ઠરતો છે, ત્યાંસુધી સંસાર છે.**

**બાહ્યને છોડી અંતરમાં ઠરતો થાય તેમ તેમ, આંતર ઉત્કૃષ્ટ ઉદયની જે વીતરાગ અવસ્થા, એની નજીક નજીક થતો જાય.**

### આભ્યન્તર તપ: અંદરમાં ઠારનારો તપ:–

એ બાહ્ય તપ કરીને શુ કરવું છે? તો કે અભ્યન્તરમાં ઠરવું છે. એ માટે છે આભ્યન્તર તપ, અભ્યન્તરમાં ઠારનારો તપ. આલોચના કરો, વિનય કરો, વૈયાવચ્ચ કરો, એટલે અંદરમાં ઠરવાનું થાય. દા. ત.

(૧) આલોચનાથી મનને તોષ થાય કે 'હાશ! આત્મ-સુવર્ણને લાગેલ અતિચારનો કચરો આલોચના–પ્રાયશ્ચિત્તથી દૂર થયો!' આ અંતરનો આનંદ એ અંદરમાં ઠર્યા એમ,

(૨) વિનય કરીને મન પ્રસન્ન થાય કે 'હાશ! અનાદિથી આત્માની જામેલી અક્કડતા વડિલના વિનયથી કાંઈક દબાઈ!'

### અંદરમાં ઠરવું એટલે?

જેમ બાહ્યના લાભ જોઈ મન બાહ્યમાં પ્રસન્ન થાય છે, એમ આત્માના લાભ જોઈ મન એમાં પ્રસન્ન થાય, મનને હાશ થાય, એનું નામ અંદરમા ઠર્યા.

(૩) વૈયાવચ્ચમાં પણ એવુ છે કે હરામહાડકાપણાનો અને સ્વાર્થમાયાનો રસ દબાવી મનને આનંદ થાય કે 'હાશ! આ સેવા–વૈયાવચ્ચનો સુંદર આત્મલાભ થયો!' ત્યારે,

(૪) સ્વાધ્યાયમાં તો સ્વનો એટલે કે પોતાના આત્માનો અધ્યાય યાને નિકટ આગમન થાય છે, તેથી મન ખુશી

અનુભવે છે કે 'સારું થયું શાસ્ત્ર-સ્વાધ્યાય મળ્યો તો બાહ્યમાંથી છૂટી મારા આત્માને જ્ઞાનીઓના વચનોમાં ઠરવાનું મળ્યું!' ત્યારે

(૫) ધ્યાનમાં તો વળી મનને શુભમાં એકાગ્ર કરવાનું થાય જ છે, તેથી મન બાહ્યમાંથી સહેજે છૂટી અંદરમાં ઠરે. તો

(૬) કાયોત્સર્ગમાં એ ધ્યાન ઉપરાત વચન-કાયા-ઈન્દ્રિયોની પ્રવૃત્તિ બંધ કરવાથી એ દ્વારા બહારમાં જવાનું થતું હતું તે સાવ અટકી ગયું, તેથી અંદરમાં વિશેષ ઠરાય. મન તાજગી અનુભવે કે 'હાશ! અરિહંતાદિ મહાતત્ત્વમાં ઠરવા મળ્યું!'

વાત આ છે,- મુનિ સર્વજીવ-હિતૈષી બની અવિરતિ યાને ઇન્દ્રિયોની આસક્તિરૂપ આશ્રવને બંધ કરીને વિશિષ્ટ તપથી અંદરમાં ઠરે છે, તેથી અનેક ભવોનાં કર્મ વિખેરી નાખે છે.

સારાંશ, મુનિ 'આદાનવાન્' અર્થાત્ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપનો જ ખપ કરનારા હોય, એટલે એની આરાધનામાં પક્વ થયેલા હોય છે. એમને હવે ભવોની લાંબી પરંપરા અર્થાત્ સમુદ્ર સમાન અથાગ ભવરાશિમાં ભટકવાનું રહેતું નથી હવે તો એ જાણે ભવરાશિ-સમુદ્રને તરી ગયા. એમ તરી જઇને શું કરે? તો કહ્યું,

"<u>धम्ममुदाहरेज्जा</u>"

અર્થાત્ મુનિ ધર્મને ઉપદેશે, મુનિને દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપની આરાધનાથી 'સ્વતઃ' એટલે કે પોતાને તો

કર્મનિર્જરાનો લાભ થઈ જ રહ્યો છે, પરંતુ બીજાઓને ધર્મ ઉપદેશે એથી બીજાઓને પણ લાભ થાય છે. સ્વતઃ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપમાં એવા લયલીન છે, અને એનાથી એમનો અંતરાત્મા એવો ભાવિત થયેલો છે, કે સંપર્કમાં આવતા ભવી જીવોને એવા પ્રકારનો અર્થાત્ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપનો ધર્મ ઉપદેશે છે.

દુનિયામાં દેખાય છે કે જે જેનાથી ભાવિત થઈ ગયો હોય, રંગાઈ ગયો હોય, એ એને માથે લઈને ફરે છે, એના ગુણ ગાય છે. દા. ત. માણસને કોઈ ધંધામાં પુણ્યની યારીથી ફાવટ આવતી હોય, તો એનાથી એ એવો રંગાઈ જાય છે કે પછી બીજા આળસુને કે હતાશ થયેલાને પ્રેરણા–ઉત્તેજના કરે છે, 'બેસી શું રહ્યા છો? જુઓ આ ધંધામાં કેટલી બધી ફાવટ છે! ઝુકાવો આમાં.' એમ મુનિ સમ્યગ્દર્શનાદિથી ભાવિત એવા કે પછી સહેજે સહેજે ભવી જીવોને સમજાવે છે કે,–

"આટલી ઊંચી જિનશાસન સાથે માનવજન્મની ખરેખરી દુકાન મળી ગઈ છે, તો એનાથી સમ્યગ્દર્શનાદિ–સ્વરૂપ ઝવેરાતનો વેપાર કરી લો. આવતા જનમમાં આવી દુકાન જ નહિ હોય, તો કયાંથી આ ઝવેરાતનો વેપાર કરી શકવાના હતા? અને આ માલની કિંમત જરાય ઓછી ન માનતા, કેમકે મોટા તીર્થંકર ભગવાન અને ચક્રવર્તી જેવાઓએ પણ આ જ વેપાર કર્યો છે.

"દુનિયાના વેપલામાં તો મેળવેલાનું જીવનના અંતે શૂન્ય દેખાય છે, ત્યારે આ સાચા ઝવેરાતનો વેપાર જનમ જનમ ઉન્નતિ કરાવી અંતે મોક્ષ પમાડે છે! દુન્યવી વેપાર

કરો એમાં નવું શું કરો છો? નવું કશું કરતા નથી, ભૂતકાળમાં અનંતીવાર જે કરી આવ્યા, ઘુંટી આવ્યા, તે જ કરવાનું–ઘુંટવાનું હોય છે. ત્યારે સમ્યગ્દર્શનાદિની આરાધના નવી છે. એ કરવાથી અહીં પણ મનને ભારે શાંતિ સ્ફુર્તિ મળે છે, ને પરલોકમાં એનો વારસો મળે છે. એટલે પરલોકમાં સદ્ગતિ અને ધર્મ મળવાથી જનમ જનમ સુધરી જાય છે, દુર્ગતિઓમાં ભટકવાનું બંધ થઈ જાય છે.''

–આવું આવું સમજાવવાથી ભવી જીવોને પ્રતિબોધ લાગે છે.

નંદીષેણ મુનિ પતિત થઇ વેશ્યાને ત્યાં રહેલા છતાં રોજ ૧૦ જણને પ્રતિબોધ કરીને સંસારમાંથી ઊભા કરી દેતા! ને સીધા ભગવાન પાસે દીક્ષા લેવા મોકલતા! શી રીતે પ્રતિબોધ કરતા હશે? આવું જ કાંઇક સમજાવીને કે,–

**વેશ્યાને ત્યાં રહેલા નંદીષેણ આ ઉપદેશતા,–**

" મહાનુભાવ! જો, તું કેવા ઊંચા માનવભવમાં આવ્યો છે! એની તને કિંમત છે? પશુ પંખીના અવતાર જો. પંચેન્દ્રિય અને મનવાળા જીવો છતાં એમને છે કશી શુધ-બુધ? કશી શુદ્ધિ–બુદ્ધિ? બસ, ખાવું, ખાવાનું ઊભું કરવું, વિષય–વિલાસ અને ઊંઘવું,–એટલું જ એ જાણે છે. 'આત્મા શું? પરમાત્મા શું? એની કશી જ એને ગમ નહિ. ત્યારે આપણે આ ઉચ્ચ જનમમાં શું કરવા આવ્યા છીએ? પરમાત્માને ભજીને આપણા આત્માને જનમમરણના ફાંસલામાંથી છોડાવવા આવ્યા છીએ. એ આ મનુષ્યજનમમાં જ થઈ શકે. એ માટે જનાવરના જેવી મોહમાયાની રમત મૂકી પરમાત્માને શરણે જા, સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપની આરાધના કરી લે, અને આ જનમ પાવન કરી લે....''

આવું આવું સમજાવતા હશે તે રોજ ૧૦-૧૦ જણને ચારિત્રપથે ચડાવી દેતા !

મુનિ સ્વયં સમ્યગ્દર્શનાદિની આરાધનામય બનેલા આ જ કરતા હોય છે. અલબત્ એટલી ચડવાની સીમાની તાકાત ન હોય, તો ભવિષ્યમાં ય તાકાત વધવાથી ચડી શકે. એ માટે સમ્યગ્દર્શન જ્ઞાન અને દેશચારિત્ર યાને શ્રાવકપણાના બાર વ્રતમાં ચડાવે છે. છેવટે માર્ગાનુસારી માર્ગ પર ચડાવે છે.

પ્રભાવક પૂર્વજોની યશોગાથા ગાતાં આર્દ્રકુમાર મહામુનિના જીવન પર વિસ્તારથી વિચાર કર્યો. જેમાં શ્રી સુધર્માગણધર મહારાજે શ્રી સૂત્રકૃતાંગ આગમમાં આર્દ્રકુમાર અધ્યયનમાં છેલ્લે આ ગાથા કહી,—

बुद्धस्स आणाए इमं समाहिं
अस्सिं सुठिच्चा तिविहेण ताई ।
तरिउं समुद्दं व महाभवोहं
आयाणवं धम्ममुदाहरेज्जा ॥

આ ગાથા ગોખી લઇ અહીં વિસ્તારથી કહેલાં એના ભાવ વારંવાર મનન કરવા યોગ્ય છે, ને શકય અમલમાં મૂકવા યોગ્ય છે...

જિનાજ્ઞા-વિરુદ્ધ કાંઇ કહેવાયું હોય એનો મિચ્છામિ દુક્કડં.



આધ્યાત્મિક વૈભવનું દિવ્ય દર્શન કરવા ઈચ્છતા જ્ઞાનની પવિત્ર ગંગામાં આત્મિક આનંદના ગગનચૂંબી તરંગોમાં સ્નાન–અવગાહન કરીને તમારા આત્માને નિર્મળ કરવા ઇચ્છતા હો, અધ્યાત્મ–યોગના ઉન્નત શિખર ઉપર આરૂઢ થવાની ઉત્કટ ઈચ્છા હોય, આત્મચિંતન–મનનના ઉંડાણમાં ડૂબકી મારીને જગતની આધિ–વ્યાધિ–ઉપાધિઓથી છૂટવું હોય તો

આજથી જ વાંચવાનું શરૂ કરી દો–

# "દિવ્ય દર્શન" સાપ્તાહિક

દર શનિવારે પ્રગટ થાય છે.

જેમાં પ્રભાવક પ્રવચનકાર વર્ધમાન તપોનિધિ
પ. પૂ. આચાર્યદેવશ્રી

**વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજના**

જ્ઞાનગર્ભિત, વૈરાગ્યપ્રેરક દિવ્ય પ્રવચન પ્રકાશિત થાય છે. જેમાં ૩૪ વર્ષથી લગાતાર વાચકોના રોજિન્દા જીવનની ગંભીર સમસ્યાઓનો સરળ અને ઉત્તમ ઉકેલ પ્રાપ્ત થાય છે.

| વાર્ષિક લવાજમ–રૂા. ૨૦ | આજીવન સભ્ય રૂા. ૨૫૦ |
|---|---|

તુરત જ ગ્રાહક બની દિવ્ય આનંદની અનુભૂતિ કરો.

**દિવ્ય દર્શન ટ્રસ્ટ**

C/o. કુમારપાળ વિ. શાહ [ટે. નં. ૩૮૮૫૨૩]
૬૮, ગુલાલવાડી, મુંબઈ–૪૦૦ ૦૦૪